

પં. જવાહર : રાષ્ટ્રીય ગણવેશમાં

'સંદેશ ગ્રંથમાળા' શ્રેણી ૫મી : પુસ્તક ૧

# જવાહર અને હિંદ

લેખક :

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ



પ્રકાશક :
ધી 'સંદેશ લિમિટેડ' વતી
નંદલાલ ચુનીલાલ બોડીવાળા

: સોલ એજન્ટ :
એન. એમ. ઠક્કરની કું.
બુકસેલર્સ: પબ્લીશર્સ:
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨.

## અર્પણ

વ્હાલી

પૌત્રી

સીતાબાઈને

ડુંગરશી સંપટ

# પ્રસ્તાવના

**પંડિત નહેરૂની** જીવની સાથે હિંદનો આધુનિક ઇતિહાસ આઝાદી પ્રાપ્તિ સુધીનો તાણાવાણાની પેઠે વણાયલો છે. હમણાં થોડા સમયમાં હિંદુસ્તાનની ભૂમિ ઉપરે અજબ રાજકીય, સામાજિક અને ધાર્મિક ક્રાન્તિઓ થવા પામી છે. પંડિતજીના ઉપદેશ, પ્રચાર, તત્ત્વજ્ઞાન અને બલિદાન આ સર્વેનો પ્રવાહ હિંદને પ્રજાકિય મહાન પ્રજાસત્તાક રાજ્ય બનાવવા તરફ હતો. તે આ પુસ્તકને પાને પાને દેખાશે. આમાં પંડિતજીના જીવન પ્રસંગો સાથે વિશેષ પ્રમાણમાં હિંદના રાજકીય તરંગોનું ઐતિહાસિક આલેખન છે.

હિંદ હમણાં પહેલી સુવાવડીની પીડાઓનો અનુભવ કરી રહ્યું છે. એની આઝાદીની પ્રથમ સુવાવડમાં જ હિંદુસ્તાન અને પાકીસ્તાન એમ બે પુત્રોની જોડલીનો એણે જન્મ આપ્યો છે. એટલે એને દુઃખો, સંકટો અને હાડમારીઓ ભોગવવી પડે છે. આઝાદી મેળવવા કરતાં એને સાચવી, એનું પાલન કરવું એ ઘણી મુશ્કેલીની વાત છે, હમણાં તો આપણા નેતાઓ વાંટણીના કામમાં લાગ્યાં છે. પછી હિંદના ખોરાકી, ઉદ્યોગ, રક્ષણ, કરવેરાનો ભાર ઓછો કરવા, પ્રજાના આરોગ્ય સુધારાના ગંભીર પ્રશ્નો ઉપર એમને ધ્યાન દેવું પડશે. હિંદના અર્થશાસ્ત્રને પણ સુવ્યવસ્થિત માર્ગે લઈ જવાનું છે. સેંકડો કઠીન પ્રશ્નો એમની સમક્ષ ઉકેલ માટે આવશે. આ સર્વે કાંટાળા પ્રશ્નોના નિરાકરણ માટે દીર્ઘદૃષ્ટિ, અગમચેતી, વિચાર અને પરસ્પરના સહકારની જરૂર પડશે.

પાકિસ્તાન અને હિંદુસ્તાન એક જ અખંડ મુર્તિના બે પાસાં છે. એક બીજાના સહકારની પરસ્પર ખૂબ જરૂર છે, પાકિસ્તાન ચોખા, ઘઉં અને શણ આપશે. હિંદુસ્તાન એને કોલસો, કપડું, ખાંડ, લોઢું, તેલ વગેરે દેશે. પરસ્પરના સહકાર વગર ઔદ્યોગિક, વૈજ્ઞાનિક, શિક્ષણ, આરોગ્ય, વાણિજ્ય, અને બીજી પ્રગતિઓનું રૂંધન થશે.

આ પુસ્તક સંબંધી ઉપયોગી સૂચનો અને સહકાર માટે હું 'સેવક'ના તંત્રી **શ્રી. પ્રહ્લાદભાઈ બ્રહ્મભટ્ટ**, અને ભાઈ **લક્ષ્મીપ્રસાદ આચાર્ય**નો આભારી છું.

**શ્રીયુત નંદલાલભાઇ**ના ઉત્તેજન વગર આ પુસ્તક લખાત નહિ. તેમનો હું અંતઃકરણપૂર્વક આભારી છું.

કરાંચી
અધિક શ્રાવણ: ૨૦૦૩ } **ડુંગરશી ધરમશી સંપટ**



# પ્રકાશકનું નિવેદન

પં. જવાહરનું નામ, હિંદના ભાગ્ય સૃષ્ટા તરીકે પેઢીઓ સુધી યાદ રહેશે. હિંદના ભાગ્યનો આજે અભૂતપૂર્વ એવો પલ્ટો થઇ ચૂકયો છે. દોઢસો વર્ષની ગુલામીની શૃંખલાઓ તૂટી ગઇ છે અને ૬૦ વર્ષની આઝાદીની લડત આખરે સિદ્ધિને પામી છે. આપણી સિદ્ધિ આપણે જે રીતે ઇચ્છતા હતા એવી પૂર્ણ નથી, આપણા દેશના ટુકડા થયા છે. નિરાશાના સૂર ચોમેર સંભળાઈ રહ્યા છે. વાતાવરણમાં હતાશા છવાઇ રહી છે.

આઝાદી આવી છે અને આપણો દેશ પારાવાર સંકટોમાંથી પસાર થઇ રહ્યો છે. આવા કપરા સંજોગોમાં આપણી આઝાદીના નાવના નાવિક પં. જવાહરમાં હિંદી પ્રજાનો અપૂર્વ વિશ્વાસ છે. એમની નેતાગીરીમાં આપણને પૂરતી શ્રદ્ધા છે અને ઇશ્વર કૃપાથી, તેઓ પ્રચંડ ઝંઝાવાતો વચ્ચે સપડાયેલી આપણી નૌકાને સલામત રીતે પાર ઉતારશે એવી આપણને શ્રદ્ધા છે.

સરદાર શ્રી. વલ્લભભાઈએ પં. જવાહરની નેતાગીરીને અંજલી આપતાં સાચું જ કહ્યું છે કે: 'સત્યાગ્રહની લડતમાં અમારા નેતા મહાત્માજી હતા, હવે રાજવહિવટમાં અમારા નેતા પં. જવાહર છે.' એમના જેવા નેતા મેળવવાનું સદ્ભાગ્ય હિંદને પ્રાપ્ત થયું છે એ આપણે માટે મગરૂબીનો વિષય છે.

આઝાદીના આગમન પ્રસંગે જ, '**જવાહર અને હિંદ**' નું પુસ્તક પ્રગટ થાય છે એમાં પણ ઇશ્વરનો સંકેત હશે. **જવાહર અને હિંદ** એક જ છે. હિંદની આઝાદીના એ લડવૈયાના હાથમાં હિંદની આઝાદી સલામત છે. નૂતન હિંદના સર્જનના, ભવ્ય મનોરથો યથાર્થ સ્વરૂપમાં મૂકવાનો પં. જવાહર જે પુરૂષાર્થ કરી રહ્યા છે એ પુરૂષાર્થની સિદ્ધિ હિંદને સમૃદ્ધ અને આબાદ બનાવશે.

આ પુસ્તક પં. જવાહરની માત્ર આત્મકથા નથી. ખરી રીતે તો, પં. જવાહરના તેજસ્વી વ્યક્તિત્વે, હિંદના ઘડતરમાં જે અપૂર્વ ફાળો આપ્યો છે એને પાનાઓમાં સંઘરવામાં આવેલ છે. હિંદનું આજનું સ્વરૂપ અને સ્થાન એ પં. જવાહરના પુરૂષાર્થનું પરિણામ છે એમ કહેવામાં કશી જ અતિશયોક્તિ નથી.

પં. જવાહર એટલે હિંદના થનગનતા યૌવનનું પ્રતિક. પં. જવાહરના આદર્શો એટલે નૂતન હિંદના સર્જનના મનોરથો. એમનું આખું જીવન જ, એક કિતાબ સમુ છે. એ જીવનની સુવાસનાં, સાહસનાં, બલિદાનનાં અને ત્યાગનાં થોડાંક પૃષ્ટો આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે.

આપણે માથે હવે મહાન જવાબદારીઓ આવી રહી છે. એ જવાબદારીઓ અદા કરવાનું બળ પં. જવાહરના જીવનમાંથી મળી શકે છે. પં. જવાહરના કર્તવ્યમાંથી અને જીવનમાંથી આપણી ભાવિ પ્રજા પ્રેરણા પામતી રહેશે અને આઝાદ હિંદના સુપુત્રો બનીને માભોમની કીર્તિને સાત સમુદ્રો પાર ફેલાવશે.

આ પુસ્તકના લેખક, સાક્ષર શ્રી. ડુંગરશીભાઈ સંપટના નામથી ભાગ્યે જ કોઇ ગુજરાતી અજાણ હશે. એમના જેવા બહુશ્રુત લેખકની કલમે આ પુસ્તક તૈયાર થયું છે. પં. જવાહરના જીવનના તમામ પાસાઓને તેમણે પોતાની અનોખી શૈલી દ્વારા આ પુસ્તકમાં રજુ કર્યું છે, આવું સુંદર પુસ્તક તૈયાર કરી આપવા માટે અમે તેમના આભારી છીએ.

**સંદેશ પ્રકાશન મંદિર**
સારંગપુર
**અમદાવાદ.**

લિ.
**નંદલાલ ચુનીલાલ બોડીવાળા**
ના 'જયહિંદ'
મેનેજિંગ ડીરેક્ટર '**ધી સંદેશ લિ.**'

# અમારા ગ્રાહક બંધુઓને

---

'જવાહર અને હિંદ' પુસ્તકથી 'સંદેશ ગ્રંથમાળા' ની પાંચમી શ્રેણીની મંગળ શરૂઆત કરીએ છીએ.

'સંદેશ ગ્રંથમાળા' દ્વારા ચાર શ્રેણીઓ પૂરી થઈ છે. અને તેના એકંદર ૧૮ ઉત્તમ પુસ્તકો અમારા ગ્રાહક બંધુઓને આપવામાં આવ્યાં છે.

પાંચમી શ્રેણીમાં પણ ત્રણથી ચાર શ્રેષ્ઠ પુસ્તકો (એકંદર પૃષ્ઠ ૧૦૦૦) આપવાનો અમે નિર્ણય કર્યો છે.

રાષ્ટ્રની નવરચનાના પ્રસંગે જ આ સચિત્ર રાષ્ટ્રીય પ્રકાશન પ્રગટ થાય છે, એથી આનંદ થાય છે. પુસ્તકમાં **ભારતના લાડીલા પંડિત જવાહરલાલજીનું** અદ્યતન જીવનકવન આપવામાં આવ્યું છે. આજના માંગલિક અવસરે આ પુસ્તક પ્રાસંગિક લેખાશે.

સંદેશ ગ્રંથમાળાનું **પાંચમી શ્રેણીનું લવાજમ રૂા. ૯) નવ રૂપિયા** રાખવામાં આવ્યું છે, આશા છે કે, અમારા ગ્રાહક બંધુઓ આ ગ્રંથમાળાના ગ્રાહક થવા માટે સ્નેહમિત્રોને ખાસ ભલામણ કરી અમને આભારી કરશે.

આ ગ્રંથમાળાના ગ્રાહક થવાથી માળાનાં પુસ્તકો ખૂબજ સસ્તાં પડશે અને ઉત્તમ પ્રકારનું સાહિત્ય આપના કુટુમ્બમાં વસાવી શકાશે.

આ પુસ્તક પછી ગ્રંથમાળાનું બીજુ પુસ્તક "ચંદબારોટ" (શ્રી. મંજુલાલ સા. દેસાઇ કૃત) આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. આ ઐતિહાસિક પુસ્તક લગભગ ૪૨૫ પૃષ્ઠનું છે અને જાણીતા કલાકાર શ્રી 'કલાનિધિ' ની પિંછીથી દોરાયેલાં લગભગ છએક ચિત્રો આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે. આ પુસ્તક લગભગ સંપૂર્ણ થઈ ગયું છે અને ટૂંક સમયમાંજ એ ગ્રાહક બંધુઓને મળી જશે.

'સંદેશ ગ્રંથમાળા'ની પ્રગતિમાં અમારા ગ્રાહકો, શુભેચ્છકો, લેખક મિત્રો અને એજન્ટ ભાઇઓએ જે સહકાર આપ્યો છે તે સર્વના અમે આભારી છીએ.

'જવાહર અને હિંદ'ના આ રાષ્ટ્રિય પ્રકાશનને આપ જરૂર આવકારશો એવી આશા છે.

સંદેશ લિ.
સારંગપુર,
અમદાવાદ.



વ્યવસ્થાપક :
સંદેશ પ્રકાશન મંદિર.



# બાળકોનો સાચો વારસો

બાળકોનું ઘડતર ઉત્તમ સંસ્કારોથી થવું જોઈએ. સાચો વારસો એ જ છે. ગમે તેવું વાંચન બાળકોનાં માનસને બગાડે છે. ''સંદેશ'' **બાલસાથી ગ્રંથમાળા**ની યોજના કરી તે ખોટ પૂરવા પ્રયત્ન કર્યો છે. **આપના ઘરમાં વાંચી શકતાં બાળકો હોય તો આ ગ્રંથમાળાનાં પુસ્તકો હોવાં જ જોઇએ**

પ્રથમ સેટમાં **શ્રી જીવરામ જોષી**નાં રસતરબોળ કરે એવાં નીચેનાં છ પુસ્તકો જેમ જેમ પ્રકટ થાય છે તેમ મળે છે. સામાન્યતઃ દરેક પુસ્તકની કિંમત છુટક **સવા રૂપિયો** રહેશે. પરંતુ પૃષ્ઠોમાં વધઘટ થતાં તેમાં તે મુજબ ફેરફાર થશે.

| | | |
|---|---|---|
| **મિયાં ફુસકીઃ** | હાસ્યકથા વાંચો ને હસો. | [પ્રગટ થયું છે.] |
| **રા' નવઘણ:** | રસભરી ઈતિહાસ કથા. | [ ,, ] |
| **પુરાણની વાતોઃ** | સંસ્કારભરી રસીલી વાર્તાઓ | [ ,, ] |
| **મનમોજી રાજાઃ** | અનોખી વિનોદકથા | [ ,, ] |
| **લુંટારાના પંજામાં:** | સાહસભરી રસગળતી કથા | [ ,, ] |
| **વીરબંકા:** | પ્રેરણાભર્યાં ચરિત્રો | [ટૂંક સમયમા પ્રગટ થશે] |

નાના મોટાં સૌને રસતરબોળ કરે એવાં આ પુસ્તકો મેળવવા આજે જ ગ્રાહક બનો.

સો ઉપરાંત પાનાનું એક, એવાં છ પુસ્તકોનું લવાજમ ફક્ત પાંચ રૂપિયા છે. સંખ્યાબંધ ચિત્રો, રંગબેરંગી પુઠું, ગ્લેઝ કાગળ, એ જોતાં ખોટ ખાઇને આપવા જેવું ગણાય. ગણતરીની નકલો છપાઇ છે.

**રૂા. ૫–૦–૦ પાંચ મનીઓર્ડરથી મોકલી**

**આજે જ ગ્રાહક બની જાઓ.**

**આટલું આપ નોંધી લેશો**

* એકંદરે સાડાછસો પાનાનું રસભર્યું વાંચન અને લવાજમ માત્ર પાંચ રૂપિયા. આજેજ ગ્રાહક બનો.
* ગમે ત્યારથી આ ગ્રંથમાળાના ગ્રાહક થઈ શકાય છે.
* પાછલાં પુસ્તકો સિલકમાં હશે ત્યાં સુધી જ મળી શકશે.

**સંદેશ પ્રકાશન મંદિર** સારંગપુર—અમદાવાદ



# સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા

૧૦૦૦ પૃષ્ઠનું ભક્તિભાવભર્યું સર્વોત્તમ ધાર્મિક વાંચન મેળવવા રૂપિયા આઠ ભરી આજે જ ગ્રાહક બનો.

## બીજી શ્રેણીનાં આગામી પ્રકાશનો

| | |
|---|---|
| ૧ ભક્તિ અને સંકિર્તન | પૂજ્ય સ્વામીશ્રી શિવાનંદ સરસ્વતી (અનુઃ શ્રી. ભદ્રશંકર મંછારામ ભટ્ટ) કિ. રૂા |
| ૨ ધર્મ અને રાજ્ય | પૂજ્ય સ્વામીશ્રી માધવતીર્થજી |
| ૩ દત્ત પરશુરામ | પૂજ્ય સ્વામીશ્રી કૃષ્ણાત્મજજી મહારાજ |
| ૪ ભગવાન મનુ | શ્રી. બલવંતરાય સંઘવી, એમ. એ.બી.ટી. |
| ૫ બ્રહ્મચર્યા | પૂજ્ય ગુરૂદેવ ટાગોર ( અનુઃ શ્રી. જયંતીલાલ આચાર્ય ) |

બીજી શ્રેણીમાં એકંદર ૧૦૦૦ પૃષ્ઠનું ઉત્તમ ધાર્મિક વાંચન આપવામાં આવશે. આ ગ્રંથમાળાનું લવાજમ રૂા. ૮) આઠ રૂપિયા રાખવામાં આવ્યું છે. જેમ બને તેમ જલ્દી ગ્રાહક બનો અને ધાર્મિક વાંચનનો લાભ મેળવો.

### આપ આટલું ધ્યાનમાં રાખશો.

'સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા'ના ગ્રાહકોને પ્રથમ શ્રેણીમાં માત્ર ૮ થી ૧૦ રૂપિયામાં અમે લગભગ બાવીસ રૂપિયાની કિંમતના પાંચ સર્વોત્તમ ધાર્મિક ગ્રંથો (પૃષ્ઠ ૧૫૫૫) આપ્યા છે. કિંમતની દ્રષ્ટિએ ગ્રંથમાળાના ગ્રાહક થવાથી તમામ પુસ્તકો ખુબજ સસ્તામાં પડે છે એ દરેક વાંચક બંધુઓને ધ્યાનમાં લેવા વિનંતી છે. પુસ્તકોનો ક્રમ બનતાં સુધી નિયત ક્રમ પ્રમાણે જ રાખવા પ્રયત્ન કરીશું. પરંતુ સંજોગોવશાત આ ક્રમમાં કે પુસ્તકોની સંખ્યામાં ફેરફાર થઈ શકશે. અમારું નૈતિક બંધન, નિયત કરેલી પૃષ્ઠ સંખ્યાનું વાંચન આપવા પુરતું જ રહેશે.

### ઉત્તમ ધાર્મિક વાંચન મેળવવા ગ્રાહક બનો.

ગુજરાતી સાહિત્યમાં શ્રેષ્ઠ ધાર્મિક સાહિત્ય આપતી આ સસ્તામાં સસ્તી ગ્રંથમાળા છે. આ ગ્રંથમાળાના તમામ ગ્રંથોને જનતાએ આવકાર્યા છે અને ધર્મપ્રિય જીજ્ઞાસુઓમાં ખુબ જ લોકપ્રિય થઈ પડયા છે.

**આપનું લવાજમ આજે જ મોકલી સર્વોત્તમ ધાર્મિક વાચન મેળવો.**

**સંદેશ પ્રકાશન મંદિર,** સારંગપુર, અમદાવાદ.

# આ પુસ્તકના કર્તાની અન્ય કૃતિઓ

૧. ભાટિયા વહાણવટાનો ઇતિહાસ
૨. ભાટિયામાં બેકારી નિવારણના ઉપાયો
૩. હિમાલયના પૂણ્ય પ્રદેશમાં
૪. કચ્છનું વ્યાપાર તંત્ર
૫. હિંદની ગરીબાઇ
૬. હિંદીઓની બેકારી
૭. ૧૮ પેન્સનું હુંડિયામણ
૮. સ્ત્રીઓનું આરોગ્ય
૯. મહારાજ્યોની યુધ્ધશક્તિ
૧૦. પ્રતાપી પૂર્વજો
૧૧. કેમ ને ક્યારે ભા. ૧–૨
૧૨. જાપાન
૧૩. સંસ્કાર લક્ષ્મી
૧૪. હુન્નર ઉદ્યોગ અને વેપાર
૧૫. ડચ ટાપુઓ
૧૬. સિંગાપુર
૧૭. ઓસ્ટ્રેલિયા
૧૮. હિંદ વિશ્વયુધ્ધના વમળમાં
૧૯. કચ્છની લોકવાતો
૨૦. ઘરની રાણી
૨૧. સ્વતંત્ર ભારત
૨૨. આરોગ્ય સાધના
૨૩. જીવનસખી
૨૪. વ્યાપારી સર્વજ્ઞાનસંગ્રહ
૨૫. આપણું ઘર
૨૬. કલ્યાણમયી
૨૭. જર્મનીની આત્મકથા
૨૮. શાહ સોદાગરો
૨૯. વ્યાપાર અને વાણિજ્ય
૩૦. સાગર કથાઓ
૩૧. જવાહર અને હિંદ
૩૨. આરોગ્ય સાધના (પ્રેસમાં)
૩૩. તારામતી (પ્રેસમાં)
૩૪. પૂર્વ આફ્રિકાની વસાહતો

## તૈયાર થાય છે

૩૫. બાળ સર્વસંગ્રહ
૩૬. સુશીલા
૩૭. તુલસીદાસના દુહા
૩૮. ધીરાની પ્રસાદી
૩૯. ભોજાની પ્રસાદી
૪૦. દલપત પ્રસાદી
૪૧. આરોગ્ય સર્વસંગ્રહ

[ ૧ ]

કાશ્મીરી બ્રાહ્મણો અત્યંત બુદ્ધિવાન હોય છે. સંસ્કૃત અને ફારસીના વિદ્વાનોનું પ્રમાણ એમાં મોટું હોય છે. દિલ્હીનો બાદશાહ ફરૂખશિયર કાશ્મિર સહેલગાહ માટે આવ્યો. કૌલ કરીને એક બ્રાહ્મણે એની સારી સેવા કરી. એ બ્રાહ્મણને કુટુંબ સાથે સને ૧૭૧૬માં દિલ્હી આવવાનું થયું. બાદશાહની મહેરબાનીથી નહેરને કાંઠે થોડી જાગીર અને મકાન કૌલને બક્ષિસમાં મળ્યાં, ત્યારથા એના કુટુંબનું નામ નહેરુ પડયું. એમના વંશજો દિલ્હીના બાદશાહના અધિકારીઓ થયા. ૧૮૫૭ના બળવામાં આ કુટુંબ દિલ્હીથી નાસી, આગ્રામાં આવ્યું. અંગ્રેજી ભણવાની આ કુટુંબે વહેલી શરૂઆત કરી દીધી હતી. ઈ. સ. ૧૮૬૧ની તારીખ ૬ઠ્ઠી મેને દિવસે શ્રી. મોતીલાલ નહેરુનો જન્મ થયો. એમના પિતા શ્રી. ગંગાધર નહેરુ દિલ્હીના કોટવાલ હતા. ૧૮૬૧માં ૩૪ વર્ષની નાની ઉંમરે તેઓ અવસાન પામ્યા. એમનું અવસાન થયું ત્યારે શ્રી. મોતીલાલ નહેરુ ત્રણ માસના હતા. શ્રી. મોતીલાલ નહેરુને બે મોટા ભાઈઓ પણ હતા. બંસીધર નહેરુ અંગ્રેજી અદાલતી ખાતામાં નોકરી કરતા હતા. બીજા ભાઈ નંદલાલ નહેરુ ખેતરી રાજ્યના દીવાન હતા. પાછળથી કાયદાનો અભ્યાસ કરી વકીલ બન્યા હતા. વડી અદાલત આગ્રાથી અલ્હાબાદમાં આવી ત્યારે આ કુટુંબ પણ અલ્હાબાદ આવ્યું. શ્રી. મોતીલાલ નહેરુ

કાનપુરની હાઈસ્કૂલમાંથી પસાર થઈ અલ્હાબાદની કૉલેજમાં જોડાયા. શરૂઆતમાં તેઓ ફારસી અને અરબી ભણ્યા હતા, પરંતુ અંગ્રેજીનો અભ્યાસ તો ચૌદ વર્ષની ઉંમરે જ શરૂ કરેલો. નાની ઉંમરથી જ એમણે અંગ્રેજી પોશાક અને રીત-ભાત સ્વીકારી લીધાં હતાં. એમની વિદ્યાર્થી તરીકેની કારકિર્દી ખૂબ ઝળકતી હતી. એમણે કૉલેજમાં જઈ બી. એ. ની પરીક્ષા પાસ કરી અને પાછળથી વડી અદાલતના વકીલની પરીક્ષા પહેલે નંબરે પાસ કરી સુવર્ણચંદ્રક મેળવ્યો. કાનપુરની જિલ્લાકોર્ટમાં વકીલાત શરૂ કરી, એમને સફળતા મેળવવાની ધગશ હતી અને ખૂબ મહેનત કરી શકતા, તેથી એમની પ્રગતિ સારા પ્રમાણમાં થઈ શકી. રમતગમતો, વ્યાયામ, કુસ્તી વગેરેનો પણ એમને સારો શોખ હતો.

શ્રી. મોતીલાલ નહેરુની આવક વકીલાતના ધંધામાં સારી થતી હતી, પરંતુ પોતે ઉદાર અને ખર્ચાળ હતા. બાદશાહી મકાન, ઘોડાગાડીઓ, બાગબગીચા, ઊંચી જાતનું ફર્નિચર અને અંગ્રેજી રહેણીકરણી એમને પસંદ હતાં. આ ખર્ચાળ ટેવોથી એમની પાસે વધારે બચત થતી નહિ. એમનાં લગ્ન કાશ્મિરી બ્રાહ્મણકુટુંબની શ્રીમતિ સ્વરૂપરાણી દેવી સાથે થયાં હતાં. સ્વરૂપરાણી એકવડા કદનાં, નીચાં અને સૌંદર્યવતી મહિલા હતાં. તેઓ થોડું ભણેલાં હતાં, પરંતુ ઉત્તમ ગૃહિણી તરીકે પતિનો પ્રેમ, વિશ્વાસ અને શ્રદ્ધા તેઓ સંપાદન કરી શકયાં હતાં. ઈ. સ. ૧૮૮૯ના નવેંબરની ૧૪મી તારીખે જવાહર-લાલ નહેરુને એમણે જન્મ આપ્યો.

શ્રી. જવાહરલાલ નહેરુના બચપણમાં ખાસ કોઈ બનાવ બન્યો હોય એમ જણાતું નથી, એટલે એમનું બચપણ એકંદર સુખશાંતિભર્યું જ કહી શકાય. આ સમયે અંગ્રેજો અને અન્ય

યુરોપિયનો હિંદીઓને પોતાના ગુલામો સમજી તેમની સાથે તોછડાઈભર્યો વર્તાવ કરતા; પરંતુ શ્રી. જવાહરલાલના પિતાશ્રી મોતીલાલ નહેરુને અનેક અંગ્રેજો મિત્રો હતા. આ અંગ્રેજ મિત્રો અવારનવાર એમને ઘેર આવતા. એમાંના કેટલાકની સાથે

બાલ જવાહર



તો આ કુટુંબને ઘર જેવો સંબંધ હતો. આથી આ કુટુંબને અંગ્રેજો તરફ ખાસ તિરસ્કાર નહોતો.

શ્રી. જવાહરલાલના બચપણનો એક પ્રસંગ ઉલ્લેખનીય છે. એક દિવસ એમણે પિતાની ગેરહાજરીમાં પિતાના ટેબલ પર બે સુંદર ફાઉન્ટનપેન પડેલી જોઈ. એમણે લલચાઈને એમાંની એક પેન ઉઠાવી લીધી. પાછળથી એમના પિતાએ એની શોધ ચલાવતાં જવાહર પાસેથી એ પેન મળી આવી. શ્રી. મોતીલાલ ખૂબ ગુસ્સે થયા અને એમને ચૌદમા રત્નનો સ્વાદ ચખાડ્યો. જવાહર માટે આ પ્રસંગ લગભગ પહેલો જ હતો કે જ્યારે પિતાએ એમને સખ્ત માર માર્યો હતો. માતા પ્રત્યેની એમની મમતા પિતા પ્રત્યેના પ્રેમ કરતાં વધારે હતી; એટલે તેઓ પોતાના મનની અનેક છૂપી વાતો પણ માતા પાસે ખુલ્લેખુલ્લી કહી શકતા.

દીપોત્સવી, હોળી, વિજયાદશમી વગેરે ઉત્સવો આ ઘરમાં ઉત્સાહપૂર્વક ઉજવાતા. જવાહરલાલનો જન્મદિવસ આ બધાય ઉત્સવો કરતાં મોટો ઉત્સવ બની રહેતો. એ દિવસે જવાહરનો મિજાજ એક મહારાજા જેવો રહેતો. બધાં એમને આનંદમાં રાખવા પ્રયાસ કરતાં. એમને એ દિવસે સેંકડો રૂપિયાની ભેટ મળતી. એમને વિચાર આવતો કે, આવા જન્મદિવસ વર્ષમાં એક જ ઉજવાવાને બદલે દસબાર ઉજવાય તો કેવું સારું ?

નાનપણમાં એમને ઘોડેસ્વારીનો પણ સારો શોખ હતો. પોતાના ઘોડા પર સ્વાર થઇ તેઓ ગામની બહાર ફરવા નીકળતા. એક દિવસ ઘોડા પરથી પડી જતાં ઘોડો એકલો જ ઘેર પાછો ફર્યો હતો. ઘરનાં બધાં એમની તપાસ માટે નીકળી પડયાં, અને જ્યારે તેઓ મળ્યા ત્યારે જ બધાના જીવમાં જીવ આવ્યો.

નહેરુકુટુંબ સમાજમાં ખૂબ જ આગળ પડતું હોવાથી ઘણી વખત આખા કુટુંબને આસપાસનાં શહેરો કે ગામડાંઓમાં

લગ્નપ્રસંગે જવું પડતું. એ વેળા હિંદુસ્તાનમાં લગ્નો અત્યંત ખર્ચાળ હતાં. એમાં સેંકડો સ્નેહી સગાંઓ એકઠાં થતાં અને આનંદની રસછોળો વચ્ચે લગ્ન થતાં. આ વેળા મુસાફરી કરવામાં શ્રી. જવાહરને ખૂબ આનંદ પડતો.

શ્રી. મોતીલાલ નહેરુ વારંવાર યુરોપ જતા હોવાથી તેમની જ્ઞાતિમાં એમની આ વર્તણૂક માટે સારો જેવો ઉહાપોહ થયો. કેટલાકોએ જો તેઓ પ્રાયશ્ચિત્ત અને અમુક ધાર્મિક ક્રિયાઓ કરે તો જ એમને જ્ઞાતિમાં લેવા એવો નિશ્ચય કર્યો; પરંતુ મોતીલાલ એકના બે ન થયા. એમણે પ્રાયશ્ચિત્ત ન કર્યું અને સૂચવેલી ધાર્મિક ક્રિયાઓ કરવાની પણ સાફ ના પાડી. આથી જ્ઞાતિમાં ખૂબ ચર્ચા થવા લાગી અને પરિણામે જ્ઞાતિમાં બેત્રણ ભાગ પડી ગયા, જેમાંનો એક ભાગ શ્રી. મોતીલાલ નહેરુ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતો સુધારક વર્ગ હતો. આ બધું વર્ષો જતાં ભૂલાઇ ગયું હતું અને પાછળથી જ્ઞાતિમાં યુરોપ જનારાઓ પ્રત્યેના તિરસ્કારને સ્થાન રહ્યું નહોતું.

આ અરસામાં જ શ્રી. સ્વરૂપરાણીએ એક પુત્રીને જન્મ આપ્યો હતો. આમ જવાહરલાલને એક બહેનની પ્રાપ્તિ થઇ હતી. બીજાઓનાં નાનાં ભાઈભાંડુ જોઇ, પોતાને પણ આવાં ભાઇબહેન હોય તો કેવું સારું, એવું વિચારતા જવાહરલાલને માટે આ એક આનંદની બિના હતી.

અગિયાર વર્ષની ઉંમરે એમના પિતાએ એમને માટે એફ. ટી. બ્રુકસ નામનો એક શિક્ષક રાખ્યો. આ શિક્ષક એમને સંસ્કૃત અને હિંદી શીખવતા. એમનામાં વાચનનો શોખ ઉત્પન્ન કરનાર આ વયોવૃદ્ધ શિક્ષક જ હતા. આ શોખને લીધે જ એમણે આ વર્ષોમાં કુમારો અને બાળકોનું સાહિત્ય સારા પ્રમાણમાં વાંચ્યું. આમાં સ્કોટ, ડિકન્સ અને થાકરેની નવલકથાઓ એચ. જી. વેલ્સની સાહસકથાઓ, શેરલોક હોમ્સની ગુપ્તચરકથાઓ અને અન્ય સાહિત્યનો એમણે સારા પ્રમાણમાં અભ્યાસ કર્યો.

બ્રુકસે એમને વિજ્ઞાનમાં પણ રસ લેતા કર્યાં. આ ઉપરાંત થીઓસોફીનો શોખ ઉત્પન્ન કરનાર પણ તેઓ જ હતા. બ્રુકસ પોતે ખૂબ જ ઉત્તમ પ્રકારના થીઓસોફિસ્ટ હતા. એમના અનેક થીઓસોફિસ્ટ મિત્રો એમને મળવા આવતા. એમની પરિભાષા અને વિચારોની અસર જવાહર પર પણ પડી. આ બધા થીઓ-સોફિસ્ટો હિંદુ ધર્મશાસ્ત્રો, બૌદ્ધ ગ્રંથો, ટીઆનાના એપોલોનિયસ, મેડમ બ્લેવેટસ્કી અને બીજા થીયોસોફિસ્ટોનાં પુસ્તકોની વારં-વાર ચર્ચા કરતા. આ સમયમાં જ શ્રીમતિ એનીબેસંટ અલ્લાહાબાદ આવ્યાં. એમની વાક્છટાની બાળ જવાહર પર સચોટ અસર પડી. તેર વર્ષની નાની વયે તેઓ થિઓસોફિકલ સોસાયટીના સભ્ય થયા.

એફ. ટી. બ્રુકસના ગયા પછી એમનો થિઓસોફી પ્રત્યેનો રસ કંઈક ઓછો થયો, પરંતુ એનીબેસન્ટની વક્તૃત્વકળા અને થીઓસોફી એમના જીવનનાં મહામૂલાં સ્મરણો બની રહ્યાં. આથી બેસન્ટ પ્રત્યેનું એમનું માન હજી યે અવિચળ રહ્યું છે.

એ વખતે જાપાન અને રશિયા વચ્ચે જબરું યુદ્ધ ફાટી નીકળ્યું હતું. યુદ્ધના સમાચારો વાંચવામાં જવાહરને એક પ્રકા-રનો આનંદ આવતો. કદી કદી એમને ભારતવર્ષની અને એશિયાની ગુલામીના વિચારો આવતા. ભારતની મુક્તિ માટે ક્યારે પોતે તલવાર લઈને બહાર પડે એવા વિચારોમાં તેઓ ઘણી વખત અટવાઈ જતા. આ વેળા જાપાન–રશિયાના યુદ્ધને લીધે જાપાનના ઇતિહાસનો અભ્યાસ કરવાનું એમણે વિચાર્યું; પરંતુ જાપાનનો ઇતિહાસ અટપટો હોઈ એનો અભ્યાસ પડતો મૂક્યો, છતાં જાપાનની વીરરસભરપૂર વાર્તાઓ વાંચવામાં એમને સારો રસ પડતો. રાષ્ટ્રીયતાના વિચારો આ વખતે એમના મનમાં સારા પ્રમાણમાં ઘોળાતા હતા.

❀

[ ૨ ]

૧૯૦૫ના મે માસમાં જવાહરને માતાપિતા અને નાનકડી બહેન સાથે ઇંગ્લાંડ જવાનું થયું. આ વેળા એમની ઉંમર પંદર વર્ષની હતી. મે માસની આખરમાં તેઓ લંડન પહોંચ્યાં. ત્યાં જઇને તરત જ ડૉ. અનસારીને મળ્યા. તેઓ ત્યાં એક હૉસ્પિટલમાં હાઉસ–સર્જન હતા. તેમણે ત્યાં સારી તેજસ્વિતા બતાવી હતી. ત્યાં હેરોની શાળામાં જવાહરને દાખલ કર્યાં, અને આખું કુટુંબ તેમને અહીં અભ્યાસ માટે છોડી યુરોપનાં અન્ય સ્થળો જોવા ચાલ્યું ગયું, અને પાછું સ્વદેશ પહોંચી ગયું. કુટુંબથી વિખૂટા પડવાનો અને સ્વદેશથી દૂર દૂર પરદેશમાં જ વસવાટ કરવાનો જવાહર માટે આ પહેલો પ્રસંગ હતો. શરૂ શરૂમાં એમને સૂનું સૂનું તો લાગતું, પરન્તુ સહાધ્યાયીઓ સાથેની રમત-ગમતમાં અને અભ્યાસમાં તેઓ સમય પસાર કરી નાખતા. શરૂઆતમાં એમને નીચલા વર્ગમાં રાખવામાં આવ્યા; કારણ કે એમનું લેટિનનું જ્ઞાન ઓછું અને અલ્પ હતું, પરન્તુ પાછળથી એમને ઊંચા લેવામાં આવ્યા.

૧૯૦૬ના આરંભમાં બ્રિટીશ પાર્લામેન્ટની ચૂંટણીમાં લિબરલ પક્ષની જીત થઈ. આ વિષે શાળાઓમાં પણ સારી ચર્ચા થતી હતી. જવાહરના વર્ગશિક્ષકે પણ આ ચૂંટણી વિષે વિદ્યાર્થીઓને પ્રશ્નો પૂછ્યા. એમાં પ્રધાનમંડળ વિષે પૂરી માહિતી આપનાર જવાહર એકલા જ હતા. એ જોઇ બધાં આશ્ચર્ય પામ્યાં હતા. આનું કારણ જવાહરનો વાચનનો શોખ હતો. અભ્યાસ-

ઉપયોગી વાચન, ઉપરાંત રાજકીય વિષય અંગેના વાચનમાં પણ જવાહર સારો રસ ધરાવતા હતા એ હતું.

આ વખ..માં હેરોમાં ચારપાંચ હિંદી વિદ્યાર્થીઓ હતા. એમાં વડોદરાના ગાયકવાડના કુંવર પણ હતા. જવાહરના આવ્યા પછી તરત જ તેઓ શાળા છોડી ચાલ્યા ગયા હતા, એટલે તેમની સાથે જવાહરને ખાસ પરિચય થયો નહોતો. પાછળથી કપુરથલાના મહારાજકુંવર પરમજીતસિંગ આ શાળામાં જોડાયા હતા. એમની સાથે જવાહરને સારો પરિચય હતો.

૧૯૦૬–૭માં હિન્દથી આવતી ખબરો વાંચી, જવાહર ખૂબ દુઃખી થતા. જો કે ખબરો ખૂબ ઓછા પ્રમાણમાં આવતી, છતાં એના પરથી હિંદની ડહોળાયેલી રાજકીય પરિસ્થિતિનો કંઇક ખ્યાલ આવી શકતો. પંજાબ, બંગાળ અને મહારાષ્ટ્રમાં આ વેળા સારી રાજકીય જાગૃતિ આવી હતી. લાલા લજપતરાય અને સરદાર અજીતસિંહને આ અરસામાં જ દેશપાર કરવામાં આવ્યા હતા. સ્વદેશીનો વપરાશ અને પરદેશીના બહિષ્કારનો પ્રચાર હિન્દમાં ચાપાસ કરવામાં આવતો. આ બધા સમાચારથી વિલાયતનાં હિંદીઓમાં પણ સારો ખળભળાટ મચ્યો હતો. જવાહર પોતાનાં હિંદી મિત્રો સાથે હિંદની ગુલામીના પ્રશ્નની ચર્ચા કરી મન હળવું કરતા હતા. આ વેળા જ એમના હાથમાં જી. એમ. ટ્રેવેલ્યનનું ગૅરીઆલ્ડીનું જીવનચરિત્ર આવ્યું, અને એનાં જેવાં અન્ય જીવન-ચરિત્રનાં પુસ્તકોથી એમની સ્વદેશ પ્રત્યેની લાગણીમાં અભિવૃદ્ધિ થઈ.

ધીમે ધીમે એમને હેરોની શાળા પ્રત્યે અભાવ ઉત્પન્ન થયો. આ શાળા તેમને નાની લાગી. યુનિવર્સિટીમાં જવા એમનું મન ઉત્સુક બન્યું. પિતાને લખી એમણે હેરો છોડવાની પરવાનગી મેળવી, અને એમણે હેરો છોડયું. હેરોની શાળામાં એમને અનેક સહૃદયી મિત્રો સાંપડયા હતા, એટલે હેરો છોડતાં એમને દુઃખ તો થયું, પરંતુ યુનિવર્સિટીના વિશાળ ક્ષેત્રમાં જવાના ઉત્સાહમાં એ બધું ભૂલાઈ ગયું.

૧૯૦૭ના ઓકટોબરમાં તેઓ કેમ્બ્રિજની ટ્રિનિટી કૉલેજમાં જોડાયા. આ વખતે એમનું હૈયું કૉલેજનું વાતાવરણ જોઇ, આનંદથી નાચી ઊઠયું. એમના વિષયો રસાયન શાસ્ત્ર, ભૂસ્તર શાસ્ત્ર અને વનસ્પતિ શાસ્ત્રના હતા. આ વિષયો ઉપરાંત

યજ્ઞોપવિત ધારણ કરેલા જવાહર



અન્ય વિષયોમાં પણ તેઓ સારો રસ લેતા. ઇતિહાસ, રાજકારણ અને અર્થશાસ્ત્રનો પણ એમણે અભ્યાસ કરવા માંડયો હતો.

આ વર્ષોમાં હિંદમાં જાગેલા અસંતોષના સમાચાર અહીં પણ આવતા. ૧૮૫૭ના બળવા પછી આ પ્રથમ જ વાર હિંદની પ્રજા પરદેશી સરકાર સામે ઝઝૂમવા તૈયાર થઇ હતી. લોકમાન્ય તિલક પોતાના લેખો માટે જેલમાં ગયા હતા અને અરવિંદ ઘોષ પર કેસો ચાલ્યા. આ બધા સમાચારો કૉલેજમાં પણ આવતા. આ સમાચારોએ કૉલેજના હિંદી વિદ્યાર્થીઓમાં સારી પેઠે ખળભળાટ ઉત્પન્ન કર્યો હતો. કેમ્બ્રિજમાં હિંદી વિદ્યાર્થીઓએ 'મજલિસ' નામનું એક મંડળ સ્થાપ્યું હતું. એમાં રાજકારણની અનેક ચર્ચાઓ થતી. આ સિવાય કૉલેજના મંગ પાઈ અને 'સ્ટંપ' નામના ચર્ચામંડળોમાં પણ જાતજાતની ચર્ચાઓ થતી; પણ આ ચર્ચાઓમાં જવાહર પોતાના શરમાળ સ્વભાવને લીધે ભાગ લઇ શકતા નહોતા. આ અરસામાં હિન્દી રાજકીય નેતાઓ કેમ્બ્રિજની મુલાકાતે આવતા, જેમાં લાલા લજપતરાય, ગોપાલકૃષ્ણ ગોખલે અને બિપિનચંદ્ર પાલનો પણ સમાવેશ થાય છે. આ બધાને હિન્દી વિદ્યાર્થીઓ સારું માન આપતા. આ બધા નેતાઓનાં ભાષણો કેમ્બ્રિજમાં ગોઠવાતાં અને એમનાં એ પ્રેરક પ્રવચનોની અસર વિદ્યાર્થીઓ પર પડતી.

લંડનમાં એ વખતે શ્યામજી કૃષ્ણવર્માએ 'ઇન્ડીઆ હાઉસ' શરૂ કર્યું હતું, અને એમના તરફથી 'ઇન્ડીઅન સોશિયોલોજિસ્ટ' નામનું સાપ્તાહિક નીકળતું. ઇંડિયા ઑફીસ તરફથી લંડનમાં એક વિદ્યાર્થીગૃહ પણ શરૂ થયું હતું. એની ભલામણ વિના કોઈ પણ હિંદી વિદ્યાર્થીને યુનિવર્સિટીમાં દાખલ થવાનું મુશ્કેલ થઈ પડતું.

હિન્દમાં આ વખતે જે ઊથલપાથલ થઈ રહી હતી એના વેગમાં જવાહરના પિતાશ્રી મોતીલાલ નહેરુ પણ ઘસડાયા, અને થોડા જ સમયમાં તેઓ સંયુક્ત પ્રાંતિક મહાસભાના પ્રમુખ પણ બન્યા. ૧૯૦૭માં મહાસભા અસ્તવ્યસ્ત બની અને ભાંગી પડી, અને કેવળ મધ્યમમાર્ગી પક્ષની બની ગઇ. બંગાળ અને પૂનાના કેટલાક નેતાઓ મધ્યમમાર્ગી હતા, જ્યારે મોટા ભાગના નેતાઓ અંતિમપક્ષી હતા. આ સમયે અંતિમમાર્ગી અને મધ્યમમાર્ગી નેતાઓ વચ્ચે કંઇક કડવાશ ઊભી થઈ હતી. અંતિમ પક્ષના નેતાઓ મોટા ભાગે યુવાનો હતા. તેઓ પોતાનું ધાર્યું કરવાનો હઠાગ્રહ સેવતા. મોતીલાલ નહેરુ એમનાં આ કૃત્યો ચલાવી લેવા તૈયાર નહોતા.

૧૯૧૦માં ડિગ્રી લઇને જવાહરલાલે કેમ્બ્રિજ છોડયું અને એ પછીના બે વર્ષો તેમણે લંડનની આસપાસ રહી, બેરિસ્ટર બનવાની એક પછી એક પરીક્ષાઓ પસાર કરી. આ દરમ્યાન રજાઓમાં એમણે યુરોપનો પ્રવાસ કર્યો હતો. આ સમયમાં એમને અંગ્રેજોનાં વસ્ત્રો અને રીતરિવાજની દેખાદેખી કરવાનું સારી પેઠે ગમતું હતું. આથી તેઓ ખર્ચાળ બની ગયા હતા, એમ કહીએ તો ચાલે; પરંતુ એનો મુખ્ય હેતુ 'સારા દેખાવા' સિવાય બીજો કશો ય નહોતો. કેટલીક વખત તેઓ પિતાએ નક્કી કરેલા ખર્ચ કરતાં પણ વધારે ખર્ચી નાખતા.



[ ૩ ]

ઈ. સ. ૧૯૧૨માં બેરિસ્ટર બનીને જવાહરલાલ મુંબઇ આવ્યા ત્યારે કોઇ નહોતું જાણતું કે, આ જ પુરુષ ભવિષ્યમાં ભારતનો બેતાજ બાદશાહ બનવાનો છે. ત્યારે હિંદનું રાજકીય વાતાવરણ ખાસ ઉગ્ર નહોતું. બંગાળના ભાગલા કરવાનું હિંદ સરકારે માંડી વાળ્યું હતું, એટલે બંગાળમાં શાંતિ સ્થપાઇ હતી. મધ્યમમાર્ગીઓ સરકાર પાસેથી કંઇક સુધારાઓ અમલમાં મુકાવાની રાહ જોતા શાંત બેઠા હતા. તિલક જેલમાં હતાં. અંતિમમાર્ગી પક્ષને સરકારે દમનથી દબાવી દીધો હતો.

આ જ વર્ષના નાતાલના દિવસોમાં બાંકીપુરમાં મહાસભા ભરાઇ. શ્રી. જવાહરે એમાં હાજરી આપી હતી. આ વેળા મહાસભા દેશવ્યાપી અને અનંત પ્રવૃત્તિમાન સંસ્થા હતી, એમ માનવાની ભૂલ કોઇ ન કરે. એ વેળા મહાસભા લગભગ દર વર્ષે જુદે જુદે સ્થળે અધિવેશનો ભરતી; જુદા જુદા ઠરાવો પસાર થતા. પરંતુ એ ઠરાવો મોટા ભાગે મહાસભાના દફતરોમાં જ લખાયલા પડી રહેતા. વળી મહાસભામાં મોટા ભાગે સુશિક્ષિત વર્ગ જ ભાગ લેતો. અનેક સુશિક્ષિત નવયુવાનો વિદેશી પોશાકથી સુસજ્જ બની એકબીજા પર પ્રભાવ પાડવાના નિરર્થક પ્રયાસો કરતા. શ્રી. ગોખલે પણ આ મહાસભામાં હાજરી આપવા આવ્યા હતા. એમનો ઉત્સાહ અને ધગશ અપૂર્વ હતાં. એમના વ્યક્તિત્વની સારી છાપ જવાહર પર પડી.

જવાહરે યુરોપથી આવ્યા પછી થોડા મહિના એશ-આરામમાં જ ગાળ્યા. વકીલાતની શરૂઆત પણ કરી, પરંતુ આ ધંધો એમને તદ્દન નિરસ લાગ્યો. જીવનમાં દરરોજની એક જ પ્રકારની ઘટમાળ માણસને શુષ્ક ભાસે એ સ્વાભાવિક

સૈનિકવેશમાં



છે. જવાહરને પણ ધીમે ધીમે આવા જીવન તરફ કંટાળો આવતો ગયો. આ નિરસતાના નિવારણ અર્થે એમણે શિકારનો શોખ કેળવવા માંડયો, પરંતુ એ પણ એમને ફાવ્યું નહિ. આ સમયે ગોખલેની 'ભારત સેવકસમાજ'માં અનેક નવયુવાનો જોડાતા હતા. આ સંસ્થા કશા યે રાજકાજના ખાસ ધ્યેય વિનાં દેશની મૂંગી સેવા કરતી હતી. જવાહરને આ વાત જ ખટકતી હતી. જો કે એમને સંસ્થા અને સંસ્થાના કેટલાક કાર્યકર્તાઓ પ્રત્યે ખૂબ માન હતું; પરંતુ તેમના વિચારો સાથે સંમત નહિ થતા હોવાથી તેઓ જોડાયા નહિ.

ત્યાં તો મહાયુદ્ધ શરૂ થયું. હિંદી સરકારે 'ડિફેન્સ ઓફ ઈન્ડિયા (હિંદસંરક્ષક ધારો) પસાર કર્યો. પંજાબમાં લોકોને બળાત્કારે ભરતી કરવામાં પણ આ ધારો સરકારને મદદરૂપ નીવડયો. આથી હિંદની બ્રિટન પ્રત્યે જે થોડીઘણી સહાનુભૂતિ હતી એ પણ નાશ પામી. જર્મનીના વિજયો જાણે પોતાના જ વિજયો હોય એમ ભારતના એ વેળાના બન્ને પક્ષના નેતાઓ માનતા.

ધીમે ધીમે હિંદના રાજકીય વાતાવરણમાં જાગૃતિ આવતી ગઈ. શ્રીમતિ એનીબેસંટ એ વેળા હિંદના રાજકારણમાં આગળ પડતો ભાગ લેતાં હતાં. હિંદની રાજકારણની જાગૃતિમાં એમનો મુખ્ય ફાળો હતો. લોકમાન્ય તિલક આ અરસામાં જ જેલમુક્ત થયા. આથી તિલક અને બેસન્ટે 'હોમરૂલ લીગ'ની સ્થાપના કરી. દેશના અનેક નવયુવાનો આ 'હોમરૂલ લીગ'માં ઉત્સાહપૂર્વક જોડાયા, જેમાં શ્રી. જવાહરનો પણ સમાવેશ થતો હતો. મહાસભાનું માન પણ આથી સારા પ્રમાણમાં વધવા લાગ્યું; પરંતુ 'હોમરૂલ લીગ' પોતાની પ્રવૃત્તિનો પૂરતો વિકાસ કરવા તૈયાર થાય એ પહેલાં શ્રીમતિ બેસંટ પર સરકાર તરફથી અમુક પ્રકારની અટકાયતો મુકાઇ. દેશના રાજકીય નેતાઓમાં આથી ખળભળાટ થયો.

આ સમયે હિંદી સરકાર મુખ્યત્વે લડાયક બાબતો પર વધારે ધ્યાન આપતી હતી. ભરતીનું કામ ધમધોકાર ચાલતું હતું. સરકારની આ નીતિનો વિરોધ કોઇ ખુલ્લી રીતે કરી શકતું નહોતું, પરંતુ આવા સમયમાં પણ બિસંટ પર મુકાયેલી અટકાયતોનો વિરોધ કરવાનું કેટલાકોએ નક્કી કર્યું; અને શ્રી. મોતીલાલ નહેરુ, ડા. તેજબહાદુર સપ્રુ, શ્રી. સી. વાય. ચિંતામણી અને બીજા કેટલાક નેતાઓએ એક નિવેદન ઘડી કાઢયું અને વિરોધ જાહેર કર્યો. આ સિવાય તેઓ કશું ય વિશેષ કરી શકે તેવી સ્થિતિમાં ન હતા.

શ્રી. મોતીલાલ નહેરુને ધીમે ધીમે હિંદના પ્રચલિત પક્ષો મધ્યમમાર્ગી અને અંતિમમાર્ગી તરફ કંઇક અણગમો પેદા થતો હતો. કોણ જાણે કેમ, પણ એમને આ બન્ને પક્ષોની કાર્યપદ્ધતિમાં કંઈક ઊણપ ભાસતી હતી. તેમને કેટલાક અનુભવોને અંતે એવું લાગ્યું હતું કે, હિન્દુ–મુસ્લિમ ઐકય વિના હિંદના રાજકારણની સંપૂર્ણ જાગૃતિ શકય નથી. આ સૂત્ર સમજાવવા એમણે મહાસભાની એક બેઠક પોતાના જ ઘરમાં બોલાવી, અને મોતીલાલના વિચારોને અનુસરી કૉંગ્રેસ–લીગની એક સંયુકત્ત યોજના ઘડી કાઢવામાં આવી. આ યોજના ૧૯૧૬માં લખનૌમાં ભરાયેલી મહાસભાએ પણ સ્વીકારી.

વિશ્વયુદ્ધ પછીના શરૂઆતના વર્ષોમાં જવાહરલાલની રાજકીય અને જાહેરપ્રવૃત્તિ લગભગ નહિ જેવી ગણી શકાય. હિંદુસ્તાનીમાં લાંબા પ્રવચનો કરવા માટે હજી તેઓ તૈયાર નહોતા, પરંતુ અલ્લાહાબાદમાં ૧૯૧૫માં ભરાયેલી એક સભામાં એક ટૂંક પ્રવચન અંગ્રેજીમાં આપેલું; પરંતુ હિન્દુસ્તાનીમાં પ્રવચન કરી શકે એવી સ્થિતિમાં હજી તેઓ નહોતા. આ સમયે ડા.

તેજબહાદુર સપ્રુ રાજકારણમાં સારો રસ ધરાવતા હતા. એમનું સ્થાન પણ એ વેળા અગ્રપદે હતું.

જવાહરને મધ્યમમાર્ગીઓ તરફ એ વેળા ખાસ માન નહોતું. અંતિમમાર્ગીઓ પ્રત્યે પણ તેઓ આકર્ષાયા હતા એમ ન કહી શકાય; પરંતુ એમને આ રાજ્યસત્તાની જુલમી નીતિ કંઈક અંશે સમજાઈ હતી અને આ રાજ્યસત્તાનો કોઈ પણ રીતે વિરોધ કરવો જોઈએ, એમ પણ તેઓ માનતા હતા. કોઈ વખત પિતા અને એમની વચ્ચે રાજકીય બાબતમાં સારી ચર્ચા જામતી. એ ચર્ચાને પરિણામે પં. મોતીલાલજીને એમ લાગેલું કે, પુત્ર હિંસા તરફ ઢળતો જણાય છે, પરંતુ એમ નહોતું. જવાહરને આ રાજસત્તાનો વિરોધ હિંસક રીતે કરવાનું તો સ્વપ્ને પણ લાગ્યું નહોતું.

ઇ. સ. ૧૯૧૫માં લખનૌમાં મહાસભાનું અધિવેશન ભરાયું, એમાં જવાહરને ગાંધીજીની મુલાકાત થઇ. ગાંધીજી એ વેળા મુખ્યત્વે દક્ષિણ આફ્રિકાના હિંદીઓના વિકટ પ્રશ્નો પર જ ધ્યાન આપતા, છતાં એમણે દક્ષિણ આફ્રિકામાં ચલાવેલી વીરતાભરી લડત માટે હિંદીઓમાં એમના પ્રત્યે માનવૃત્તિ ઉત્પન્ન થઈ હતી. જવાહર પર પણ ગાંધીજીના વ્યકિતત્વની કદી ન ભૂંસાય એવી છાપ પડી. ગાંધીજીના વિચારો પ્રત્યે પણ તેઓ આકર્ષાયા.

વકીલાતના ધંધા પ્રત્યેની જવાહરની ઉદાસીનતા દિન-પ્રતિદિન વધતી જતી હતી. આ અરસામાં એમને કલકત્તાના સુવિખ્યાત વકીલ શ્રી. રાસબિહારી ઘોષનો પરિચય થયો. શ્રી. ઘોષની ઇચ્છા જવાહરને એક સારા વકીલ બનાવવાની હતી; પરંતુ જવાહરના આ ધંધા પ્રત્યેના અણગમાએ એમની આ ઇચ્છાને સફળ થવા ન દીધી.

૧૯૧૬માં વસંતપંચમીને દિવસે જવાહરનાં લગ્ન દિલ્હીમાં થયાં. એ વર્ષે ઉનાળાના કેટલાક માસ એમણે કાશ્મિરમાં ગાળ્યા. એ વેળા કુટુંબને કાશ્મિરમાં છોડી તેમણે એક પિત્રાઇ સાથે હિમાલયનાં હિમાચ્છાદિત શિખરોમાં રખડવાનું

નવ-દંપતિ



શરૂ કર્યું. એમાં એમને એક પ્રકારની અજબ મીઠાશ પડતી. એક વેળા એમણે અમરનાથની ગુફા જોવા જવાનું નક્કી કર્યું. અમરનાથની ગુફા પાસે પહોંચવું એ સહેલી વાત નહોતી. અનેક મુશ્કેલીઓ વટાવીને તેઓ અમરનાથની ગુફા તરફ આગળ વધ્યા; પરંતુ જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ વિટંબણાઓ વધતી ચાલી. એક વેળા તો જવાહર હજારો ફીટ ઊંડી ખીણમાં પડતાં સ્હેજમાં બચી ગયા, એટલે બધાએ પાછા વળવાનું યોગ્ય ધાર્યું.

યુદ્ધ પૂરું થયું અને હિંદી જનતા દેશના રાજ્યબંધારણમાં મોટા ફેરફારો થવાની આશા રાખતી હતી; પરંતુ તેના બદલે સરકારે તો રોલેટ બીલો હિંદી જનતા સમક્ષ રજૂ કર્યાં. આ બીલો હિંદની જનતાને જરાય લાભદાયી નહોતાં. આથી હિંદી પ્રજાના અસંતોષમાં કંઇક વધારો થયો. લોકોના વિરોધ છતાં સરકારે આ બીલો પસાર કર્યાં. ફક્ત આ બીલો ત્રણ વર્ષ સુધી જ રહેશે એટલી ભલમનસાઈ બતાવી. આમ થવાથી હિંદી પ્રજાનો રોષ ભભૂકી ઊઠયો. બધા પક્ષોએ સરકારની આ નીતિ વખોડી કાઢી.

૧૯૧૯ની શરૂઆતના દિવસોમાં મહાત્માજી ભયંકર બીમારીમાંથી ઊઠયા હોવા છતાં એમણે આ બીલો પસાર ન કરવા માટે વાઇસરોયને વિનવણી કરી જોઇ, પણ વાઇસરોયને એની કોઇ પરવા ન હતી. આથી મહાત્માજીએ ‘ સત્યાગ્રહ સભા ’ની સ્થાપના કરી. આ સભાના સભ્યો પાસે તેમણે પ્રતિજ્ઞા લેવડાવી કે આ બીલો જો પાસ થાય તો એનો ખુલ્લી રીતે વિરોધ કરવો અને કાયદાનો ભંગ કરવો. જવાહરને ગાંધીજીની આ યોજના આવકારદાયક લાગી. પિતા પાસે એમણે આ યોજના રજૂ કરી, પણ શ્રી. મોતીલાલ નેહરુ એમ સહેલાઈથી કોઈ

વાત માન્ય રાખે એવા નહોતા. આ અરસામાં જ શ્રી. મોતીલાલે આમંત્રણ આપી ગાંધીજીને બોલાવ્યા. ગાંધીજી અલ્હાબાદ આવ્યા. મોતીલાલ અને ગાંધીજી વચ્ચે પુષ્કળ ચર્ચા ચાલી. ગાંધીજીએ આખરે જવાહરને સમજાવ્યા કે પિતાને દુઃખ થાય એવું કોઈ ઉતાવળિયું પગલું એમણે ભરવું નહિ.

૬ઠ્ઠી એપ્રિલનો દિન 'સત્યાગ્રહ દિન' તરીકે સમસ્ત હિંદમાં ઉજવાયો. આખા હિંદમાં અપૂર્વ એવી હડતાલ પડી. દેશમાં ચોપાસ ગોળીબાર થયા. ચોપાસ રમખાણો જામ્યાં. ૧૮૫૭ પછી હિંદી પ્રજાએ પહેલી જ વાર આવો હત્યાકાંડ નજરોનજર નીરખ્યો. અમદાવાદ અને અમૃતસરમાં સરકારનો જાહેર વિરોધ કરનારા અનેક બનાવો બન્યા. દિલ્હીમાં અનેક યુવાનોએ પોતાનાં બલિદાન આપ્યાં; અને 'જલિયાંવાલા-બાગ'નો ભયંકર હત્યાકાંડ પણ આ અરસામાં જ થયો. પંજાબ પ્રાંતને હિંદથી લગભગ છૂટો પાડી દીધો હોય તેમ એની સઘળી સરહદો પર સરકારે લશ્કરોની ચોકીઓ સ્થાપી. પંજાબના જુલમોની કહાણી અન્ય પ્રાંતોમાં ન પહોંચે એ માટે ખાસ તાકીદ રખાઇ. આમ છતાં છૂટીછવાઈ ખબરો આખા દેશને જાણવા મળતી હતી. મહાસભાએ પંજાબના જુલ્મી બનાવોના ભોગ થઇ પડેલાંઓને મદદ પહોંચાડવાનું અને જુલ્મી બનાવોની તપાસ કરવાનું કાર્ય ઉપાડી લીધું. પં. મદનમોહન માલવીયા અને સ્વામી શ્રદ્ધાનંદજીની સરદારી નીચે કેટલાય મહાસભાવાદી કાર્યકરો પંજાબ પહોંચ્યા. તપાસનું કાર્ય શ્રી. ચિતરંજનદાસ અને શ્રી. મોતીલાલ નેહરુને સોંપાયું હતું. ગાંધીજી આ વિષયમાં બધાને યોગ્ય માર્ગદર્શન આપતા. દેશબંધુ ચિત્તરંજનદાસને અમૃતસરની તપાસ માટે નીમવામાં આવ્યા. આ વખતે એમના મદદનીશ તરીકે જવાહરને પણ અમૃતસર મોકલ્યા. જલિયાંવાલા બાગના બનાવોની પૂરતી તપાસ થઇ. સરકારે ગુજારેલા

જુલમોની કરુણ કહાણી સાંભળી જવાહરનું યુવાન હૃદય ઊકળી ઊઠ્યું, અને સરકાર પ્રત્યેના રોષમાં અભિવૃદ્ધિ થઈ.

પંજાબના હત્યાકાંડના પરિણામે શ્રી. મોતીલાલના દિલમાં સરકાર પ્રત્યે જે થોડીઘણી સહાનુભૂતિ હતી, તે પણ નાશ પામી. એમણે સરકારી નીતિને જાહેર રીતે વખોડવા અને એનો પ્રચાર કરવા 'ઇંડિપેન્ડન્ટ' નામનું દૈનિક બહાર પાડ્યું; પરંતુ યોગ્ય વ્યવસ્થાને અભાવે ૧૯૨૩માં આ વર્તમાનપત્ર બંધ પડ્યું. પં. જવાહરને પણ આ વર્તમાનપત્રના એક ડિરેક્ટર તરીકે નીમવામાં આવ્યા હતા. જવાહરને પત્રકારિત્વનો જરાય અનુભવ ન હોવાથી અનેક કઠિન અનુભવો એને અંગે થયા હતા.

૧૯૧૯માં અમૃતસરમાં શ્રી. મોતીલાલ નેહરુના પ્રમુખપદ નીચે મહાસભાનું અધિવેશન ભરાયું. આ વેળા લોકમાન્ય તિલક અને ગાંધીજીએ પણ હાજરી આપી હતી. ગાંધીજીનું માન દિનપ્રતિદિન વધતું જતું હતું એમ આ અધિવેશને બતાવી આપ્યું. આમજનતા પણ ગાંધીજી પ્રત્યે સારું માન અને વિશ્વાસ ધરાવતી હતી.

આ વેળા બ્રિટિશ લોકો પોતાની માલિકીનાં અનેક એંગ્લો ઇંડિયન વર્તમાનપત્રો ચલાવતા. આ બધામાં મોટે ભાગે અમલદારોની અને સરકારી ખબરો જ છપાતી. તેમાં હિંદની રાજદ્વારી બાબતોનો ઉલ્લેખ તો નહિ જેવો જ કરાતો. હિંદી પત્રો પણ એ વખતે ખાસ જાગૃતિમાં તો નહોતાં જ, જોકે તેઓ દેશના રાજકારણ અને મહાસભાની પ્રવૃત્તિને આગળ પડતું સ્થાન આપતાં, પરંતુ તેઓ પણ એંગ્લો ઇન્ડિયન પત્રોની આંધળી નકલ કરવાનું ન ચૂકતા; એટલે મોટે ભાગે દેશના અગ્રગણ્ય નરનારીઓની જ એમાં ખબરો છપાતી. આ બધાં હિંદી વર્તમાનપત્રોના માલિકો જમીનદારો અથવા કારખાનાં કે મિલના માલિકો જ હતા.

૧૯૨૦માં પં. જવાહરનાં માતુશ્રી પૂજ્ય સ્વરૂપરાણીદેવી અને પત્ની કમલાદેવી બીમાર પડયાં. મે માસમાં એમને લઇને તેઓ મસૂરી

પહોંચ્યા. ત્યાં તેઓ એક હોટેલમાં ઊતર્યા. આ વેળા અફઘાન અને બ્રિટિશ એલચીઓ વચ્ચે સુલેહની મંત્રણા મસૂરીમાં ચાલતી હતી. અફઘાનનું એલચીમંડળ આ હોટલમાં જ ઊતર્યું હતું. આથી પં. જવાહરને એમાંના કેટલાક સભ્યો સાથે સારો પરિચય થયો. એમને એ સભ્યોમાંના ઘણા પ્રત્યે સદ્‌ભાવ પેદા થયો. સરકારને આ વાતની ખબર પડતાં કંઇ કાવતરું થવાની બીકે સરકાર તરફથી પં. જવાહરને સમજાવવાનો પ્રયત્ન થયો. સરકારના પોલિસ સુપરિન્ટેન્ડન્ટે જવાહરને જણાવ્યું કે, તમારે આ અફઘાની એલચીમંડળના સભ્યો સાથેનો સંબંધ તોડી નાંખવો. જવાહર માટે આ અશક્ય હતું. અફઘાન સભ્યોમાં એમને એવો કોઈ ખાસ દુર્ગુણ દેખાયો નહોતો. આથી એમણે એનો ઇન્કાર કર્યો. છેવટે સરકાર તરફથી એમને ૨૪ કલાકમાં મસૂરી છોડી જવાનું ફરમાન મળ્યું. આથી જવાહરે મસૂરી તો છોડયું, પરંતુ એમના પિતાને આ વાતની ખબર પડી ત્યારે તેઓ ખૂબ ગુસ્સે થયા. એમણે આ પ્રાંતના ગવર્નરને આવા મૂર્ખતાભર્યા હુકમ માટે ઠપકાભર્યો પત્ર લખ્યો. ગવર્નર એકના બે ન થયા. એમને પોતાનો કક્કો ખરો કરવાની ટેવ હતી એટલે શ્રી. મોતીલાલના ક્રોધનો પાર ન રહ્યો. એમણે ગવર્નરને ચોકખેચોકખું લખી જણાવ્યું કે, જવાહરની મા અને પત્ની બીમાર હોઈ એને મસૂરી આવવાની જરૂર પડશે તો એ હુકમબુકમ કશાની યે પરવા કર્યા વિના મસૂરી આવશે. અધૂરામાં પૂરું મસૂરીથી એ જ વખતે ખબર આવ્યા કે જવાહરની માતાની તબિયત ખૂબ જ ખરાબ હતી, એટલે બન્ને પિતા-પુત્ર મસૂરી જવા તૈયાર થયા. ઊપડતી વખતે એમને સમાચાર મળ્યા કે જવાહરને મળેલો હુકમ રદ થયો હતો.

મસૂરીમાં પહોંચ્યા પછી પં. જવાહર અને મોતીલાલની અફઘાનો પ્રત્યેની લાગણીમાં વધારો થયો. તેઓ એમાંના કેટલાક સભ્યો સાથે સારા પરિચયમાં આવ્યા.

૧૯૨૦ના જૂન માસમાં પરતાપગઢ જિલ્લાના ખેડૂતોની સ્થિતિ ખૂબ જ દયાજનક હતી. આ ખેડૂતો પોતાની કફોડી સ્થિતિ જાહેર કરવા પગે ચાલીને અલ્હાબાદ આવ્યા. એમનાં દુઃખો સાંભળી જવાહરને તેમના પ્રત્યે સહાનુભૂતિ ઊપજી. તેઓ કેટલાક સાથીદારોને લઇને પરતાપગઢનાં ગામડાંઓની મુલાકાતે ગયા. ત્યાંનાં પ્રજાજનોની દારુણ સ્થિતિએ એમના હૈયામાં અનુકંપા જગાવી. તમામ ગામડાંઓમાં જાગૃતિ આવી ગઈ હતી. તાલુકદારના અવનવા અમાનુષી જુલમોથી આ ખેડૂતો દબાવાને બદલે વધારે ઉત્સાહિત બન્યા હતા. જવાહરને આ કિસાનોમાં રસ પડવા લાગ્યો. ત્યાંના ખેડૂતોએ પોતાની સ્થિતિ તેઓને સમજાવી અને એમની પ્રવૃત્તિમાં મદદ આપવાનું વચન મેળવ્યું.

આસપાસનાં ગામડાંઓમાં ચોપાસ ઉત્સાહ પ્રવર્તી રહ્યો. કિસાનોએ જબરી ચળવળ ઉપાડવાની શરૂઆત કરી. કિસાનોને ઉત્સાહનો સંદેશો આપી પં. જવાહર મસૂરી પહોંચ્યા. આ વેળા એમના મનમાં કિસાનોના વિચારો જ ઉભરાતા હતા, એટલે ફરી પાછા તેઓ ગામડાંઓમાં નીકળી પડયા. કિસાનોમાં કોઇ અજબ પ્રકારની જાગૃતિ આપમેળે આવી ગઇ હતી એમ તેઓ જોઇ શકયા.

૧૯૨૧નું આખું વર્ષ એમણે ગામડાંઓમાં જ ગાળ્યું. ખેડૂતોએ હવે અદાલતનું શરણુ શોધવાને બદલે પંચાયતો સ્થાપવાનું જરૂરી માન્યું હતું. ગાંધીજીનું નામ એ વેળા ગામડે ગામડે ગાજી રહ્યું હતું. મહાસભાના કાર્યકરો અહિંસાનો સંદેશ લઇને ગામડે ગામડે ઊતરી પડતા હતા અને પ્રજાને 'અહિંસા'નો પરમ સંદેશ સંભળાવતા હતા અને યોજના સમજાવતા હતા. આનું શુભ પરિણામ એ આવ્યું કે, ઠેર ઠેર હિંસક બળવો જાગવાની અને એને પરિણામે ખેડૂતોનાં રક્તની વહેનારી વિશાળ નદીઓની જે સંભાવના હતી તે નાશ પામી. ખેડૂતો સંપૂર્ણ શાંતિ જાળવી શકયા. 'અહિંસા'ના આદેશનું આ પ્રથમ શુભ પરિણામ હતું એમ કહીએ તો જરાય અતિશયોક્તિ ભરેલું નહિ ગણાય.



[ ૪ ]

ગાંધીજીનું મહત્ત્વ હિંદના રાજકારણમાં દિન-પ્રતિદિન વધતું જતું હતું. એમણે હિંદીઓને 'અસહકાર'નો માર્ગ બતાવ્યો; લોકોને પણ સ્વરાજ્ય-પ્રાપ્તિ માટે અસહકાર અનિવાર્ય હતો એમ જણાયું. ૧૯૨૦ના શિયાળામાં કલકત્તામાં મહાસભાની એક ખાસ બેઠક બોલાવવામાં આવી. આ બેઠકમાં લાલા લજપતરાય કે જેઓ તાજેતરમાં જ અમેરિકાથી પાછા ફર્યા હતા એમણે પણ હાજરી આપી. લાલા લજપતરાયને ગાંધીજીએ દર્શાવેલો આ રાહ પસંદ ન પડયો. મહાસભાના મોટા ભાગના નેતાઓએ ગાંધીજીના અસહકારના વિચારોનો વિરોધ કર્યો. આમ છતાં શ્રી. મોતીલાલ નેહરુ ગાંધીજીના વિચારો સાથે સહમત થયા. એમને ગાંધીજીના માર્ગ પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થઇ. વિરોધી દળના નેતા દેશબંધુ દાસ હતા. વિરોધપક્ષ ખૂબ જ સબળ હોવા છતાં અને પોતાના જૂના સાથીઓ પણ ગાંધીજીના 'અસહકા-ર'ના માર્ગથી વિરુદ્ધ હોવાનું જાણવા છતાં શ્રી. મોતીલાલ નેહરુ-એ ગાંધીજીના વિચારોને જ અનુમોદન આપ્યું.

કલકત્તાની આ મહાસભા પછીનો યુગ આપણા દેશમાં 'ગાંધી યુગ' તરીકે પ્રચલિત બન્યો છે, અને એ ખરું પણ છે. એમણે રાજકારણમાં પ્રવેશ કર્યો તે પછી મહાસભાનું સ્વરૂપ જ તદ્દન બદ-લાઇ ગયું એમ કહીએ તો ચાલે. વિદેશી વસ્તુઓનો બહિષ્કાર

કરવાનો મંત્ર ગાંધીજીએ જ દેશને આપ્યો. ખાદી પહેરવાનો આદેશ પણ ગાંધીજીએ જ સંભળાવ્યો. જે થોડાક ઉચ્ચ કુટુંબના સુશિક્ષિતોની સંસ્થાને જ 'મહાસભા' કહેવામાં આવતી, તે સઘળું નાબૂદ થયું; અને મધ્યમ અને નીચલા વર્ગના હજારો સ્વદેશપ્રેમીઓ મહાસભામાં જોડાયા. અંગ્રેજીને તિલાંજલી આપીને મહાસભાના અધિવેશનોમાં 'હિંદુસ્તાની' ને સ્થાન અપાયું. મહાસભા નવજીવન, નવોત્સાહ અને નવ–ઉલ્લાસથી સમગ્ર દેશમાં ઝળહળી ઊઠી. પહેલી જ વાર ભારત–વર્ષના વતનીઓએ જાણ્યું કે, 'મહાસભા' થોડાક સુશિક્ષિતોની નહિ, પરંતુ સમગ્ર દેશની મહાન રાજદ્વારી સંસ્થા છે.

આ દરમિયાન જવાહર ગાંધીજી પ્રત્યે વધુ ને વધુ આકર્ષાતા ગયા. એમને ગાંધીજીમાં કોઇક અલૌકિક છૂપી શક્તિ રહેલી છે એવો પણ ભાસ થયો, અને લોઢું જેમ લોહચુંબક પ્રત્યે આકર્ષાય એમ હિંદના લાખો લોકો ગાંધીજી પ્રત્યે આકર્ષાતા જતા હતા, એમાં જવાહરનો પણ સમાવેશ થતો હતો.

'સ્વરાજ્ય' ની ભાવના દેશના ખૂણેખૂણામાં પ્રસરતી જતી હતી. ગાંધીજીએ કરેલા પડકારના 'આઝાદ થાઓ', ગુલામીનાં બંધનો તોડી નાંખો' શબ્દોના દેશના ગામડે ગામડે પડઘા પડતા હતા. કલકત્તાની મહાસભા પછી ત્રણેક માસ પસાર થઇ ગયા, ત્યાં સુધીમાં તો ગાંધીજીના અસહકારના વિચારો સ્થળે સ્થળે ફેરી વળ્યા. નવી ધારાસભાની ચૂંટણી શરૂ થઇ. એનો બહિષ્કાર કરવાનો પડકાર ગાંધીજીએ કર્યો. જનતાએ એનો સરસ જવાબ આપ્યો. ચૂંટણીબાબતમાં સરકારે જે આશા રાખી હતી એમાં જરાય સફળતા પ્રાપ્ત ન થઇ. મત આપનારાઓના મોટા ભાગે મત આપ્યા જ નહિ. ગાંધીજીનો આ માર્ગ આટલો અસરકારક હશે એમ મહાસભાના અન્ય નેતાઓએ સ્વપ્ને પણ નહોતું

કલ્પ્યું. બહિષ્કારની આ સફળતા નિહાળી બધાંને ગાંધીજીમાં વિશ્વાસ ઉત્પન્ન થયો અને નાગપુરમાં એ જ વર્ષના ડિસેમ્બર માસમાં મળેલી મહાસભાની સામાન્ય બેઠકમાં બધા નેતાઓ ગાંધીજી સાથે સહમત થયા અને અસહકારના ગાંધીજીના વિચારોને એમણે વધાવી લીધા.

ઘોડેસ્વાર



કલકત્તાની મહાસભા સુધી મી. મહમદઅલી ઝીણા કોંગ્રેસમાં એક નેતા તરીકે આગળ પડતો ભાગ લેતા, પરંતુ ગાંધીજીના વિચારો એમને જરાય ગમતા નહોતા. એમની રહેણીકરણી અને ગાંધીજીની રહેણીકરણીમાં આકાશપાતાળ જેટલો તફાવત હતો, અને હજી યે છે. તેઓ કલકત્તાની મહાસભા પછી કોંગ્રેસમાંથી નીકળી ગયા અને ધીમે ધીમે કોંગ્રેસના કટ્ટર વિરોધી બન્યા. હિંદની રાજદ્વારી રંગભૂમિના 'સ્વરાજ્યપ્રાપ્તિ' નાટકના તેઓ અત્યારે ખલનાયક ગણાય છે. એમણે 'પાકીસ્તાન'ની ચળવળ શરૂ કરી છે અને મુસ્લિમ લીગને તેઓ હિંદની સમગ્ર મુસ્લિમ કોમનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા તરીકે ઓળખાવે છે; પરંતુ એમાં કેટલું સત્યાસત્ય છે એ આજે એકેએક હિંદી સારી પેઠે જાણે છે. તેઓ હિંદને મળનારી આઝાદીને અટકાવવા જે પ્રયાસો કરી રહ્યા છે તે ખરેખર દુઃખદ બિના છે. તેઓ જે પાકીસ્તાનની માગણી કરે છે તે 'પાકીસ્તાન' નહિ, પરંતુ 'પાપીસ્તાન' છે એમ આજે સહુ છાતી ઠોકીને કહી શકે છે. આપણે હવે આ વિષે વધારે ઊંડાણમાં ન ઊતરતાં આગળ વધીએ.

મી. ઝીણાની પેઠે મધ્યમમાર્ગી નેતાઓ પણ મહાસભામાંથી છૂટા પડયા. તેમાંના ઘણા સરકારની કુહાડીના હાથા બની ગયા. આમછતાં મહાસભાની પ્રવૃત્તિ તો હતી એના કરતાં યે જોસભેર ચાલવા લાગી. મહાસભાને લાખો પ્રજાજનોએ અપનાવી. ગાંધીજીનો અસહકારનો માર્ગ લોકોને ખૂબ જ આકર્ષતો હતો. આમવર્ગે ગાંધીજીના અસહકારના વિચારોને સારો આવકાર આપ્યો. મહાસભાના નેતાઓનાં માન વધતાં ચાલ્યાં. મહાસભાવાદીઓમાં એક પ્રકારનો અજબ ઉત્સાહ વ્યાપી રહ્યો. ગાંધીજીના વિચારોમાં અને રાજકીય યોજનાઓમાં એક ખાસ નવીનતા સહુ જોઇ શકતાં હતાં. એઓ જે કંઇ કાર્ય કરતા તે ગુપ્ત રીતે ન કરતાં કશા યે ભય વિનાં જાહેર રીતે જ કરતા. આથી

સરકારના અનેક ગુપ્તચરો કે, જે મહાસભાની છૂપી પ્રવૃત્તિઓની બાતમી મેળવવામાં આનંદ માનતા, તેમને માટે ગાંધીજીની પ્રવૃત્તિઓમાંથી કશી યે છૂપી ખબર પ્રાપ્ત કરવાનું અશક્ય બન્યું. ગાંધીજી નિર્ભયતાથી જે કહેવું હોય તે ખુલ્લેખુલ્લું કહી નાંખતા. સરકારી અમલદારો બિચારા મનમાં ખૂબ અકળાતા અને મૂંઝાતા હતા. સરકારની અન્યાયી નીતિનો ખુલ્લો વિરોધ કરવાના બનાવો દિનપ્રતિદિન વધતા જતા હતા. 'અહિંસા' ના આ પ્રયોગો બધાને માટે નવા હતા. અંગ્રેજોને 'અહિંસા'ની ભાવના પાછળ કોઇ મહાન 'રાજ્યદ્રોહી' કાવતરું રહેલું છે એવું લાગવા માંડયું.

૧૯૨૧નું વર્ષ હિંદના અંગ્રેજ વતનીઓને માટે ખૂબ ભયંકર નીવડયું. ઠેર ઠેર એમનો વિરોધ થવા લાગ્યો; પરંતુ આ બધું મોટા ભાગે અહિંસક રીતે જ થતું; છતાંય અંગ્રેજોને ગાંધીજીની 'અહિંસા' ની નીતિ પાછળ કોઇ કાવતરું રહેલું છે એવો જ ભય રહેતો. ૧૯૨૧ની ૧૦મી મેને દિવસે જવાહરનાં બહેન શ્રી. વિજયાલક્ષ્મી (સ્વરૂપ)નાં લગ્નમાં મહાસભાના મોટા મોટા દરેક નેતાઓને પં. જવાહરના પિતાએ આમંત્રણ આપી બોલાવ્યા હતા. અલ્લાહાબાદના સ્થાનિક નેતાઓએ આનો લાભ લેવાનો વિચાર કરી મોટા અધિવેશન માટે તૈયારીઓ કરવા માંડી, અંગ્રેજોને પોતાનો ભય સાચો પડતો હોય એમ લાગ્યું. અધૂરામાં પૂરું ૧૮૫૭માં મે માસની દશમી તારીખે મેરઠમાં બળવો જાગ્યો હતો. આથી આ વર્ષની એ જ તારીખે બધા મહાસભાવાદીઓ રાજ્યસત્તા વિરુદ્ધ કોઇક ભયંકર કાવતરું રચવા એકત્ર થવાના છે એવું અંગ્રેજોને લાગ્યું. શહેરમાં જાતજાતની અફવાઓ ફેલાવા માંડી. એ વેળાના અંગ્રેજો ગાંધીજીની 'અહિંસા' નીતિ પ્રત્યે કેટલી ભયભરેલી દૃષ્ટિ રાખતા એનો આ સચોટ દાખલો છે.

પં. જવાહરને ગાંધીજીના વિચારોમાં સંપૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન થઈ. સત્યાગ્રહની એમની નીતિ પં. જવાહરને ખૂબ ગમી ગઈ. કિસાનો અને અન્ય દબાએલા વર્ગનો ઉદ્ધાર કરવામાં ગાંધીજીની આ નીતિ સફળ થશે જ એવો પં. જવાહરને વિશ્વાસ પેદા થયો. ગાંધીજી ધાર્મિક રીતે પણ એક નિષ્કલંકી સંત-પુરુષના જેવું જીવન જીવતા. આથી અનેક નેતાઓ ગાંધીજી પ્રત્યે એ વેળા આશ્ચર્યભરી નજરે નિહાળતા. ગાંધીજી પોતાના આશ્રમમાં 'પ્રાર્થના'ને મહત્ત્વનું સ્થાન આપતા જોઈ અનેક નાસ્તિક યુવાનો જાહેર રીતે એમને કશું ય ન કહેવા છતાં મનમાં ને મનમાં મૂંઝાતા. ગાંધીજીની આ ધાર્મિકતા પં. જવાહરને પણ કંઇક ખૂંચતી, પરંતુ જવાહરને તેમના પર અડગ શ્રદ્ધા હતી.

ગાંધીજીની સફળતા કૅાંગ્રેસના અનેક વિરોધી નેતાઓને ખૂંચતી હતી. તેઓ મહાસભાની નીતિનો વિરોધ ખુલ્લી રીતે કરતાં પણ અચકાતા નહોતા, છતાં ગાંધીજીનો મહાસભાના નેતાઓને આદેશ હતો કે, મહાસભાના એકે ય નેતાએ કૅાંગ્રેસ વિરોધી નેતાઓ પ્રત્યે વૈરવૃત્તિથી ન જોતાં મિત્રતાની દૃષ્ટિ કેળવવી. આથી મહાસભાના નેતાઓ પોતાના વિરોધી નેતાઓ સાથે પણ મિત્રતાથી વર્તતાં શીખ્યા. જો કે ઊંડે ઊંડે બધાને વિરોધીઓનાં કાર્યો અને સ્વાર્થનીતિ પ્રત્યે અણગમો તો હતો જ.

પં. જવાહર દિવસે દિવસે ગાંધીજીની પ્રવૃતિઓમાં વધારે ને વધારે ઉત્સાહપૂર્વક રસ લેતા થયા. આઝાદીનું ધ્યેય સ્પષ્ટ રીતે ન સમજવા છતાં ગાંધીજીએ દર્શાવેલા માર્ગ તરફ બીજાઓની જોડે જવાહર પણ શ્રદ્ધાપૂર્વક આગળ વધતા હતા. ગાંધીજીના વિચારોના પ્રચારથી જનતામાં અપૂર્વ જાગૃતિ આવતી જતી હતી, એમ બધા સ્પષ્ટ રીતે જોઇ શકતા હતા. મહાસભાના નેતાઓની ધગશ પણ આથી વધતી જતી હતી, અને ગાંધીજી પ્રત્યેની એમની શ્રદ્ધા પણ

અડગ બની જતી હતી. આમ હિંદના રાજકારણમાં 'ગાંધીજી'નું નામ અદ્દભુત રીતે વણાઇ ગયું. દેશના ખૂણેખૂણામાં 'ગાંધીજી'-ની પ્રવૃતિઓ અને વિચારોની જ ચર્ચા ચાલતી. શહેરો જ નહિ પરંતુ ગામડાંઓમાં પણ 'ગાંધીજી'નું નામ પ્રચલિત બની ગયું. તે એટલે સુધી કે ગામડાંનો એકેએક આબાલવૃદ્ધ ગાંધીજીનું નામ ભકિતભાવપૂર્વક ઉચ્ચારતો. આમ ગાંધીજીએ હિંદના એક અગ્રગણ્ય નેતા તરીકે અગાઉ કોઈ પણ નેતાએ ન મેળવેલું સ્થાન મેળવ્યું.

ગાંધીજીની અહિંસા પ્રત્યેની શ્રદ્ધા અડગ હતી, અને હજી યે છે. ગમે તેવો બાહોશ માણસ ગમે તેવી અટપટી દલીલોથી પણ ગાંધીજીની અહિંસા પ્રત્યેની શ્રદ્ધાને ચલિત બનાવવામાં જરા જેટલો ય સફળ બન્યો નથી. આવા એક નહિ પણ સેંકડો દાખલાઓ છે. હિંદની જનતા માટે આ એક તદ્દન નવો જ પ્રયોગ હતો. અંગ્રેજો પણ ગાંધીજીની 'અહિંસા' નીતિ પ્રત્યે આશ્ચર્ય-પૂર્વક જોવા લાગ્યા. દેશમાં સંપૂર્ણ રીતે 'ગાંધી યુગ' સ્થપાયો; જે આજ પર્યંત ચાલુ રહ્યો છે અને ભવિષ્યમાં યે વર્ષોનાં વર્ષો સુધી ચાલુ રહેશે.



[ ૫ ]

જવાહર લડતમાં દિનપ્રતિદિન વધારે ને વધારે ઓતપ્રોત બનવા લાગ્યા. ગાંધીજીની 'ગામડે જાઓ'ની હાકલ સાંભળી અનેક યુવાનોની પેઠે જવાહર પણ મહિનાઓના મહિનાઓ સુધી ગામડાંઓમાં રખડતા અને ગાંધીજીના વિચારોનો પ્રચાર કરતા. ગાંધીજીની યોજના ગ્રામ્યજનોને સમજાવતા. એમાં એક પ્રકારની અજબ મીઠાશ લાગતી. ૧૯૨૧ના વર્ષ દરમિયાન નાનામોટા 'અસહકાર'ના બનાવો બન્યા હતા. એમાં છૂટાછવાયા કેટલાક નેતાઓ પકડાતા. આ સમયે અલીભાઈઓ પણ રાજકીય બનાવોમાં સારો ભાગ ભજવતા. એમણે કેટલાક સિપાહીઓમાં સરકાર વિરુદ્ધ પ્રચાર કરવાની શરૂઆત કરી હતી. ૧૯૨૧ની આખરમાં સરકારને આ કાર્યોની ભયંકરતાનો કંઇક ખ્યાલ આવ્યો, અને એમના મહાસભાના કાર્ય પ્રત્યેના અવિશ્વાસમાં વધારો થયો. અધૂરામાં પૂરું શહેનશાહના પાટવી કુંવર કે જેઓ તાજેતરમાં હિંદ આવનારા હતા એમના માનમાં એકે ય સન્માનસમારંભ ન યોજવો એવો પ્રચાર મહાસભાના નેતાઓએ જાહેર રીતે શરૂ કર્યો. અંગ્રેજ અમલદારોથી આ સહન ન થયું. એમણે એક હુકમ બહાર પાડી બંગાળનાં મહાસભાનાં સ્વયંસેવક દળોને ગેરકાયદે ઠરાવ્યાં. સંયુક્ત પ્રાંતમાં પણ આવો કાયદો પસાર કરવામાં આવ્યો. મહાસભા આથી જરાય ન ડરતાં પોતાનું કાર્ય આગળ ને આગળ ધપાવતી હતી.

દેશબંધુદાસે સ્વયંસેવકદળોને ગેરકાયદે ઠરાવનારા કાયદાનો જાહેર વિરોધ કરી એક પ્રેરક પ્રવચન આપ્યું. મહાસભાનાં સ્વયંસેવક દળો એ જ રીતે ચાલુ રાખવાં એટલું જ નહિ, પરંતુ એની પ્રવૃત્તિ વધારતા જવું એવો મહાસભાએ ઠરાવ પસાર કર્યો. જવાહરના પિતા શ્રી. મોતીલાલ નેહરુ પણ સરકારની આવી નીતિથી ખૂબ જ ગુસ્સે થયા અને સ્વયંસેવક-દળના સભ્યોનાં લિસ્ટ વર્તમાનપત્રોમાં પ્રગટ કરાવવાની પ્રવૃત્તિમાં એમણે સહર્ષ ભાગ લીધો. આ દળના સભ્યોમાં સૌથી પહેલું નામ પણ એમનું મુકાયું.

એક દિવસ જવાહર મહાસભાની અલ્હાબાદની કચેરીમાં કંઇક કામ કરતા બેઠા હતા ત્યાં પોલીસે આવી કચેરીને ઘેરો ઘાલ્યો. પોલીસને શાંત ચિત્તે એમણે ઝડતી લેવા દીધી. જવાહર અને મોતીલાલ બન્નેને પકડવામાં આવ્યા. શહેરમાં ઠેર ઠેર પોલીસે ઝડતી લીધી હતી અને બીજા સેંકડો કાર્યકર્તાઓને પણ ગીરફતાર કર્યા હતા. લોકોમાં ઠેર ઠેર ખળભળાટ મચી રહ્યો અને સરકાર પ્રત્યેના રોષમાં અનેકગણો વધારો થયો. બિચારો પાટવી કુંવર જ્યારે હિંદમાં આવ્યો ત્યારે જ્યાંત્યાં એણે હિંદીઓના વિરોધનાં જ દર્શન કર્યાં. જ્યાં ગયો ત્યાં મોટી મોટી હડતાલો પાડવામાં આવી. અલ્હાબાદમાં પણ એ આવ્યો ત્યારે શહેરમાં સ્મશાનવત્ શાંતિ સ્થપાયેલી હતી. આ સમયમાં બંગાળ અને સંયુકત પ્રાંતના લગભગ બધા જ અગ્રગણ્ય મહાસભાવાદી નેતાઓને પકડી લેવામાં આવ્યા હતા. દેશભરમાં ચોપાસ પકડાપકડી ચાલી રહી હતી. એ જોઇ બિચારા પાટવી કુંવરે હિંદમાં જે ભવ્ય માન મળવાની આશા સેવી હતી તે ધૂળમાં મળી ગઈ. હિંદી જનતાનો સરકાર પ્રત્યેનો રહ્યોસહ્યો વિશ્વાસ પણ ઊઠી ગયો. દેશભરમાં ચોમેર દમનનો કોયડો વિંઝાઈ ગયો.

પંડિત જવાહરલાલ નેહરુ પહેલો કારાગ્રહ ૧૯૨૧માં ભોગવવા ગયા. તેમને લાંબો વખત કેદમાં રહેવું પડયું નહિ. પિતાપુત્ર બન્નેને સરકારે થોડા જ સમય બાદ છૂટા કર્યા. ડિસેમ્બર ૧૯૨૧ અને જાન્યુઆરી ૧૯૨૨ના બે મહિનામાં અસહકારનાં યુદ્ધનાં મંડાણ મંડાયાં હતાં. એ બે મહિનામાં સવિનયભંગની લડતમાં લગભગ ૩૦૦૦૦ માણસો જેલમાં ગયાં હતાં, લગભગ બધા જ અગ્રગણ્ય નેતાઓ અને કાર્યકર્તાઓને પકડી લેવામાં આવ્યા હતા. મહાત્મા ગાંધીજીને પણ છેવટે પકડવામાં આવ્યા હતા. જવાહરલાલ પર રાજ્યવિરુદ્ધ ચળવળ ચલાવવાનો આરોપ નહોતો, પરંતુ સરકારી અમલદારોને કઢાવવાનો અને એમની પાસેથી નાણાં કઢાવવાનો આરોપ હતો. એમણે એ વેળા દારૂની દુકાનો પર પિકેટિંગ કરવાની પોતાની ઇચ્છા જાહેર કરી હતી. કોર્ટમાં જજની સામે આંખો મિલાવી જરા પણ થડક્યા કે હિંમત હાર્યા વગર સામી છાતીએ તેમણે જણાવ્યું હતું કે,

'હું મારા શ્રેષ્ઠ પ્રારબ્ધ માટે ભાગ્યવાન છું. હિંદમાતાની આઝાદીની લડતમાં ભાગ લેવો એ મારે માટે સૌભાગ્યની વસ્તુ છે. મહાત્મા ગાંધીજી જેવા નેતાઓના નેતૃત્વ નીચે દેશસેવા કરવી એને હું મારા મહદ્‌ભાગ્ય માનું છું. એક સાચો હિંદી આઝાદીના ભવ્ય સ્વપ્ન માટે બલિદાન આપતાં જરાય અચકાય નહિ.'

એ વેળા જવાહરલાલ ૩૩ વર્ષની ઉંમરના હતા. એમણે વિલાયતની સ્વતંત્ર હવામાં રહી બર્ક, જોન સ્ટુઅર્ટ મિલ, વોશિંગ્ટન, લિંકોલન અને યુરોપના બીજા દેશપ્રેમીઓના સ્વાતંત્ર્ય પ્રેરક શબ્દોને પોતાના દેહમાં અંકિત કર્યા હતા. એમના રોમેરોમ અને શબ્દેશબ્દમાંથી સ્વદેશભક્તિ નીતરતી હતી. દેશની સેવા માટે

તેમણે પોતાની દરેકે દરેક પ્રિય વસ્તુનો ભોગ આપવાનો નિશ્ચય કર્યો હતો. તેત્રીસ વર્ષના જીવનમાં તેમણે સુખ, આનંદ અને કૌટુમ્બિક પ્રેમની રસલ્હાણ લીધી હતી. રહેવા માટે બાદશાહી મકાનો, ખાવા માટે શ્રેષ્ઠ ભોજન પદાર્થો, ભોગવવાને અલૌકિક વિલાસની વસ્તુઓ, ફરવા માટે ઘોડા અને મોટરો, પહેરવા માટે

વિદેશી પોશાકમાં



અંગ્રેજી સિલાઈનાં ઉચ્ચ વસ્ત્રો, તહેનાતને માટે નોકરોની ફોજો, સાચા હૃદયી મિત્રો, વત્સલઘેલાં માતાપિતા અને પ્રેમાળ બહેનોથી એ વિંટળાયેલા હતા. આ સુખનો પ્યાલો અધૂરો હોય એમ એમણે શ્રીમતિ કમળાદેવી સાથે લગ્ન પણ કર્યાં હતાં. ઈંદિરા નેહરુની રૂપાળી બાળકમૂર્તિ દાદીમાના ખોળામાં રમતી હતી. પંડિતજીને સંપૂર્ણ ઐહિક સુખ હતું, પરંતુ એ સર્વેને લાત મારી હસતાં હસતાં કારાગ્રહની ઓરડીમાં પ્રવેશ કર્યો. બધાં કારાગ્રહો મહાસભાના અનુયાયીઓથી ભરાઇ ગયાં હતાં. બ્રિટિશ સરકારની નૈતિક બાજુ પર આથી ભારે અસર થઈ.

ઓચિંતા એક અણધાર્યો પ્રસંગ બન્યો. સંયુક્તપ્રાંતમાં ચૌરીચોરાખાતે એક ઝનૂની ટોળાંએ કેટલાક પોલીસોને એક ઝૂંપડીમાં જીવતા સળગાવી દીધા. મહાત્માજીની અહિંસક નીતિથી આ તદ્દન વિરૂદ્ધ વાત હતી, એટલે એમને ખૂબ જ દુઃખ થયું. એમને થયું કે, મારા અહિંસાના સિદ્ધાંતના તત્ત્વને લોકો હજી સમજી શકયા નથી. એમણે ઓચિંતા સત્યાગ્રહ બંધ કરવાની ઘોષણા કરાવી દીધી. જનતાના જબરજસ્ત જુસ્સાને એકદમ અટકાવી દીધો.

પંડિત નેહરુ અને તેમની વિચારશ્રેણીના મહાસભાવાદીઓને મહાત્માજીની ઘોષણાએ ખૂબ જ હૃદયમંથન કરાવ્યું. મહાત્માજીનું આ કાર્ય એમને અયોગ્ય હોય એમ લાગ્યું. નૈતિક, ધાર્મિક અને રાજકીય વિષયોનો શંભુમેળો એમને રુચ્યો નહિ. પંડિત નેહરુના હૃદયમાં દેશસેવાની ધગશ અને ઉત્સાહ અપૂર્વ હતાં. મહાત્માજીની આ આજ્ઞા એમને પણ રુચી તો નહિ, પરંતુ મહાસભા અને દેશની એકતા માટે અત્યારે મહાત્માજી વિરુદ્ધ કશું ય ન બોલવું એવો એમણે નિશ્ચય કર્યો. અસહકારના પ્રારંભના આ રીતે એકાએક આવેલા અંતથી ઘણાંના મન દુઃખી થયાં.

અસહકારની હિલચાલ બંધ થઈ, પરંતુ મહાસભામાં મતભેદો-નો વધારો થયો. વિલાયતથી હિંદી વજીર મિ. મોન્ટેગ્યુ હિંદમાં આવ્યા હતા. લોર્ડ ચેલ્મસફોર્ડ વાયસરૉયની સાથે મળી એમણે નવા સુધારાઓ સંબંધી ચર્ચા કરી. બંગાળના સિંહ સી. આર. દાસ અને પંડિત મોતીલાલે મળી સ્વરાજ પાર્ટીની શરૂઆત કરી હતી. ધારાસભાઓમાં જઈ સરકારના તંત્રને તોડી પાડવાની એમની નેમ હતી. પંડિત જવાહરલાલ નેહરુ ૧૯૨૩ની જાન્યુઆરીમાં જેલમાંથી છૂટયા. એમને આ સ્વરાજપાર્ટીમાં સહકાર આપવાનું આમંત્રણ આપવામાં આવ્યું. પંડિત જવાહરલાલે ચોખ્ખી ના પાડી. એમની શરત એવી હતી કે, આયર્લેન્ડના સીન-ફીન સભ્યોએ બ્રિટિશ પાર્લામેન્ટમાં ચૂંટાયા પછી તેમાં ભાગ લેવા ચોખ્ખી ના પાડી હતી, તેમ હિંદમાં કરવું. ધારાસભામાં ચૂંટાઇને બેસવું નહિ, પણ વારંવાર એ જ રીતે ધારાસભામાં ચૂંટાઈ ધારાસભા સાથે સંપૂર્ણ અસહકાર કરવો. નેહરુની આ શરત સ્વરાજ્ય પાર્ટીને ગમી નહિ. ગાંધીજી તો ધારાસભાની ચૂંટણીનો પણ બહિષ્કાર કરવો, એવો અભિપ્રાય ધરાવતા હતા. પંડિત નેહરુ ચૂંટાયા પછી ધારાસભામાં ભાગ નહિ લેવાનું સૂચવતા હતા. જ્યારે સ્વરાજ્ય પાર્ટી ધારાસભામાં જઇ કામ કરી, સરકારના તંત્રને તોડી પાડવાના વિચારની હતી. પંડિત જવાહરલાલ નેહરુ ધારાસભાની બાબતથી દૂર રહ્યા. એમણે પોતાનું ચિત્ત મ્યુનિસિપાલિટી તરફ લગાડયું. પંડિત જવાહરલાલ અલ્હાબાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ થયા. તેઓ મહાસભાના મહામંત્રી પણ હતા. એમણે અલ્હાબાદ મ્યુનિસિપાલિટીમાં ઘણું જ સરસ કાર્ય કરી બતાવ્યું. એ કાર્યમાં એમને સારો રસ પડતો હતો. પોતાના કુટુંબથી વારંવાર વિખૂટા રહેવાથી એમની સોબત પણ હવે એમને ગમતી હતી. પોતે બૅરિસ્ટર હતા એટલે પિતા પર આધાર નહિ રાખતા સ્વતંત્ર કમાણી કરવાની એમની ઇચ્છા થઇ,

પરંતુ પંડિત મોતીલાલ નેહરુએ પુત્રની દરખાસ્તને અનુમોદન આપ્યું નહિ. હું બેઠો છું ત્યાં સુધી તારે આર્થિક બાબતમાં માથું મારવાની જરાય જરૂર નથી. એવું તેમણે ચોખ્ખેચોખ્ખું સંભળાવ્યું.

આ સમયે રાજકીય ચળવળ હિંદી જનતાનું મોટામાં મોટું આકર્ષણ બની હતી, પરંતુ કેટલીક નાની નાની ચળવળો પણ શરૂ થઈ હતી. અકાલીશુદ્ધિ અને સંગઠનની હિલચાલ શરૂ થઈ હતી. નભાના રાજાને બ્રિટિશ સરકારે પદભ્રષ્ટ કરવાથી પણ હિલચાલનાં છમકલાં વધારે થવા માંડયાં હતાં. બ્રિટિશ રેસીડેન્ટે નાભાનું રાજ્યકારભાર પોતાના હાથમાં રાખ્યું હતું. એક ગુરુદ્વારામાં ધાર્મિક ક્રિયા સરકારી અમલદારો તરફથી અટકાવાઈ હતી. આથી અકાલીઓના જથ્થાઓ સત્યાગ્રહ કરી ત્યાં જવા લાગ્યા. પોલીસે લાઠીમાર કર્યો. જવાહરલાલને અકાલીઓએ પોતાની હિલચાલમાં રસ લેવાનું આમંત્રણ આપ્યું, આથી શ્રી. સંતનામ અને ગીડવાણીને લઇને જવાહરલાલ ત્યાં પહોંચ્યા. એમને અટકાવવા રેસીડેન્ટે હુકમ આપ્યા. જવાહરલાલે એ હુકમનો ભંગ કર્યો. આથી એમને ગીરફતાર કરવામાં આવ્યા. ત્યાં એમના પર શારિરીક જુલમો ગુજારવામાં આવ્યા. ગંદી અને ભેજવાળી નાની કોટડીમાં ઉંદરોનો ઉપદ્રવ એમને ખૂબ જ સહન કરવો પડયો. એક નિરક્ષર જેવા મેજિસ્ટ્રેટ એમની તપાસ માટે નીમવામાં આવ્યા. પંડિત જવાહરલાલને રાા વર્ષની સખ્ત સજા કરવામાં આવી. વર્તમાનપત્રોમાં ખળભળાટ અને ઉહાપોહ થવા લાગ્યા. આથી પંડિત નેહરુને જેલમુકત કરી નાભાની હદમાંથી હદપાર કરવામાં આવ્યા.

સંયુકત પ્રાંતના કિસાનો સાથે અસહકારના સમયે પંડિતજી ખૂબ જ હળીમળી ગયા હતા. એમના દુઃખી અને દિન જીવન

પ્રત્યે તેમને ખૂબ લાગણી હતી. દુઃખની જીવંત મૂર્તિસમા આ ખેડૂતોના ઉદ્ધાર માટે એમણે પોતાનાથી થઈ શકે એટલા પ્રયાસો કરવાનો નિશ્ચય કર્યો હતો. અમૃતસરમાં અકાલીઓને પડતા સખ્ત મારના દેખાવથી પણ એમનું હૃદય રડી ઊઠયું હતું. આથી જવાહરલાલને બ્રિટિશ રાજ્ય સત્તાની જુલમી રાજ્યપદ્ધતિ પ્રત્યે ભારે નફરત આવી. એમને અંગ્રેજોની નીતિ પ્રત્યે ખૂબ તિરસ્કાર જન્મ્યો હતો. હિંદની આઝાદી માટેની એમની ધગશ વધારે તીવ્ર બની. આઝાદી વિના હિંદ કદી પણ ઊંચે આવી શકશે નહિ એવી એમને ચોકકસ ખાતરી થઇ. દુઃખ અને જુલમોથી દબાયેલા અને પરતંત્ર હિંદ અને આર્થિક રીતે ચૂસાતી હિંદી પ્રજાને માટે એમના હૃદયમાં અતિશય અનુકંપા જાગી.

નાભાની જંગલી જેલને પરિણામે જવાહરલાલ ટાઇફોડના ભોગ થઇ પડયા. લાંબા સમય સુધી તેઓ બિછાનાવશ રહ્યા. બિછાનામાં સૂતાં સૂતાં એમણે દેશની પરાધીનતા અને પરતંત્રતાના નિવારણ માટે શું શું કરવું એના જ વિચારો કર્યા.

તેમને આરામ થયો ત્યારે ગોવલકોંડામાં મહાસભાનું અધિવેશન ભરાતું હતું. તેઓ ત્યાં હાજરી આપવા ગયા. મૌલાના મહમદઅલી એના અધ્યક્ષસ્થાને હતા. મૌલાના સાથે પંડિતજીને સારી મૈત્રી હતી. મૌલાના સુશિક્ષિત અને વાચનના ભારે શોખીન વિદ્વાન હતા. તેઓ એટલા જ ચૂસ્ત ધર્મ પ્રત્યે શ્રદ્ધા ધરાવતા હતા! મૌલાનાના દરેક રાજકીય કાર્ય પાછળ ધાર્મિક મનોવૃત્તિ સ્પષ્ટપણે જણાતી હતી. ત્યારે પંડિતજી એમનાથી જુદા પડતા હતા.

આ સમયે હિંદમાં પ્રજાકીય જાગૃતિનાં પૂર ઉમટયાં હતાં. મોટા પ્રમાણમાં હડતાલો અને હિંદુમુસ્લિમ ઝઘડાઓ થતા હતા. શહેરેશહેરોમાં આવાં છમકલાંઓ કે કોમીઆગના બનાવો બનતા હતા. પ્રગતિશીલ સંસ્થાઓના મુખ્ય નેતાઓ એકબીજા પર જૂઠા આરોપ કરવામાં પોતાના સમયનો દુરોપયોગ કરતા હતા. ભયંકર બીમારીમાંથી ઊઠેલા માણસને જેવી અશાંતિ થાય એવી જાતની એ અશાંતિ હતી. શુદ્ધ હૃદયના અને પવિત્ર મનોવૃત્તિવાળા દેશપ્રેમી અને સાચા દેશભક્ત જવાહરલાલને માટે આ સર્વ અસહ્ય થઇ પડયું. હિંદનું વાતાવરણ એમને ગુંગળાવવા લાગ્યું. હિંદની પરિસ્થિતિ એ વેળા કોમીવાદના ભયંકર બનાવોને લીધે ખૂબ જ વિકટ બની હતી. આવી પરિસ્થિતિમાંથી દેશને ઉગારવાને થતા અનેક પ્રયત્નો પણ નિષ્ફળતા પામતા હતા.



## [ ૬ ]

જવાહરલાલજીનો મ્યુનિસિપાલિટીનાં કાર્યો પરત્વેનો રસ ધીમે ધીમે ઓછો થતો ગયો. પરિણામે ૧૯૨૫માં રાજીનામું આપ્યું. આ વેળા એમનાં અર્ધાંગના શ્રીમતિ કમલા નેહરુને સખ્ત બીમારીએ ઘેરી લીધાં. ડૉકટરોએ તેમને સ્વીટ્ઝરલાંડમાં જઇ ઉપચાર કરવાની સલાહ આપી. જવાહરલાલ પણ હિંદ છોડવા તૈયાર હતા. હિંદની પરિસ્થિતિથી છૂટવા એમણે યુરોપ જવા તાત્કાલિક નિર્ણય કરી લીધો અને ૧૯૨૬ના માર્ચ માસમાં તેઓ પત્ની અને પુત્રી સાથે મુંબઈથી વેનિસ જવા ઉપડયા. એમની સાથે એમનાં બહેન શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિત અને બનેવી શ્રી. રણજીત પંડિત પણ હતા.

યુરોપમાં મોટા ભાગનો સમય એમણે સ્વીટઝરલેંડમાં જીનીવા અને મોન્ટાનામાં ગાળ્યાં. યુરોપમાં એમણે પોણા બે વર્ષ ગાળ્યાં. યુરોપમાં રહેતા રહેતા પણ હિંદની સેવા કરવાના તેઓ પ્રયત્નો કરતા. શ્રી. શ્યામજી કૃષ્ણવર્મા, રાજા મહેન્દ્રપ્રતાપ કે જેઓએ ત્યાં 'હેપિનસ સોસાયટી' ની સ્થાપના કરી હતી. મોલવી ઓબેદુલ્લા મોલવી બરકતુલ્લા અને અન્ય હિંદી નેતાઓને મળ્યા. આ સમયે બર્લિનમાં 'હિંદી મંડળ' જેની સ્થાપના કેટલાક ઉત્સાહી હિંદીઓએ કરી હતી, પણ તે લગભગ છિન્નભિન્ન થઈ ગયું હતું. તેના કેટલાક નેતાઓની પણ જવાહરલાલે મુલાકાત લીધી. આ સિવાય કેટલાક યુરોપિયન અને અંગ્રેજ વિદ્વાનોને પણ તેઓ મળ્યા.

ત્યારે ઇંગ્લાંડમાં સામુદાયિક હડતાલનો પવન સારા પ્રમાણમાં ફૂંકાયો હતો. હડતાલિયાઓની હાલત દયાજનક હતી. જવાહરલાલે ઇંગ્લાંડની મુલાકાત લીધી ત્યારે ઇન્ગ્લાંડમાં હડતાલનો પવન સારી પેઠે ફેલાયો હતો. જવાહરલાલને સામાન્ય રીતે જ હડતાલિયાઓ પ્રત્યે અનુકંપા ઉત્પન્ન થઇ. આ સમયે જ હિંદમાં મધ્યસ્થ અને પ્રાંતિક ચૂંટણીઓ શરૂ થઈ હતી. જવાહરલાલને ચૂંટણીના વિષયમાં જરાય રસ નહોતો; પરંતુ ચૂંટણીની બાબતમાં હિંદમાં ચોપાસ પ્રવર્તિ રહેલા મતભેદો એટલા ઉગ્ર હતા કે જેની ચર્ચા સ્વિટ્ઝરલાંડમાં પણ સારી રીતે પ્રસરતી હતી. ધારાસભામાંના મહાસભાવાદીઓનો વિરોધ કરી પંડિત મદનમોહન માલવિયા અને લાલા લજપતરાયે નવો પક્ષ રાષ્ટ્રવાદી પક્ષ (નેશનાલિસ્ટ પાર્ટી) ની સ્થાપના કરી હોવાના સમાચાર જવાહરે સાંભળ્યાં.

હિંદમાં કોમીવાદ વધતો જતો હતો. હિંદુઓ અને મુસ્લિમોની આંખોમાં વેરઝેર વધતાં હતાં. હિંદુ મહાસભાએ હિંદુઓને આકર્ષવા પોતાની નીતિ ફક્ત હિંદુઓનો ઉદ્ધાર કરવાની છે એવી ચોખવટ કરી. આથી અનેક હિંદુ કોંગ્રસવાદીઓ હિંદુ મહાસભામાં ભળી ગયા, અને અનેક મુસ્લિમ ભાઇઓ કોમીવાદી સંસ્થાઓમાં ભળી ગયા. આ અરસામાં જ એક એવો બનાવ બની ગયો કે જેથી હિંદુ-મુસ્લિમ વૈમનસ્યને ઉત્તેજન મળ્યું. પ્રસિદ્ધ નેતા શ્રી. શ્રદ્ધાનંદનું કોઇ ધર્માંધે ખૂન કર્યું. આ પ્રસંગ એ આપણું મોટામાં મોટું કલંક ગણાય. હિંદુ-મુસ્લિમ ઐક્યને માટે જેણે પોતાની સર્વ શક્તિઓ ખર્ચી નાંખી હતી એવા આ મહાપુરુષનું ખૂન એ કેટલો કૃતઘ્ની બનાવ ગણાય? આ બનાવથી જવાહરલાલને ખૂબ દુઃખ થયું.

૧૯૨૬ના અંતિમ દિવસોમાં જવાહરલાલને બર્લિન જવું પડયું. આ અરસામાં બ્રસેલ્સમાં પીડિત પ્રજાઓનું એક

મહાસંમેલન ભરવાની તૈયારીઓ ચાલતી હતી. જવાહરલાલે આ પરિષદમાં મહાસભા ભાગ લે એ માટે હિંદમાં પત્ર લખી સર્વે વિગતો જણાવી. એમની સૂચના હિંદી મહાસભાએ સહર્ષ સ્વીકારી અને જવાહરને હિંદના પ્રતિનિધિ તરીકે નીમવામાં આવ્યા.

· ૧૯૨૭ના ફેબ્રુઆરીમાં એ પરિષદ મળી. આ પરિષદનો મુખ્ય હેતુ એ હતો કે દુનિયામાં ચોતરફ પ્રસરી રહેલા જુલમી સામ્રાજ્યવાદ સામે પીડિત પ્રજાઓએ વિરોધ ઉઠાવી સામુદાયિક લડત ચલાવવી, અને પીડિત પ્રજાઓ વચ્ચે પરસ્પર સહકાર વધારવાની યોજના ઘડવી. વિશ્વયુદ્ધને પરિણામે જર્મનીએ પોતાનાં બધાં જ સંસ્થાનો ખોયાં હતાં અને અન્ય દેશો બ્રિટન, અમેરિકા, ફ્રેન્ચ વગેરે સંસ્થાનો પર રાજ્ય ચલાવી ત્યાંની પ્રજાને ચૂસે એ જર્મનીથી કેમ જોયું જાય? એટલે સામ્રાજ્યવાદ સામે લડત ચલાવવા માટેના વિચારવાળાઓનું મધ્ય કેન્દ્ર બર્લિન બન્યું હતું. બ્રસેલ્સની પરિષદમાં અનેક પીડિત પ્રજાઓના પ્રતિનિધિઓએ હાજરી આપી. આ પરિષદે પસાર કરેલા ઠરાવ મુજબ એક સામ્રાજ્યવિરોધી સંઘ સ્થપાયો અને એનું પ્રમુખ-પદ મિ. લેન્સબરીએ લીધું. બ્રિટનમાં એ વેળાનું પ્રધાનમંડળ મજૂરપક્ષનું વિરોધી હતું. અને મી. લેન્સબરી આ મજૂરપક્ષના અગ્રગણ્ય નેતા હતા. થોડા સમય બાદ બ્રિટનમાં મજૂરપક્ષનું પ્રધાન-મંડળ સ્થાપવાનો સંભવ હતો, એટલે કેટલાક સાથીઓએ મિ. લેન્સબરીના આ પગલાંને વખોડી કાઢયું. આથી મિ. લેન્સબરીએ પોતાના અંગત સ્વાર્થને કારણે આ સંસ્થાના પ્રમુખ તરીકે બેત્રણ માસ પછી રાજીનામું આપ્યું.

બ્રસેલ્સ–પરિષદની અસરને લીધે જવાહરલાલ યુરોપની સબળ મજૂર–પ્રવૃત્તિમાં ઊંડા ઊતરવા લાગ્યા. એમણે ત્યાંની હિલચાલનો અનુભવ કરવા માંડયો.

૧૯૨૭ના ઉનાળામાં શ્રી. મોતીલાલ નેહરુ પણ યુરોપમાં આવ્યા. પિતાપુત્રની મુલાકાત વેનિસમાં થઈ. એમણે કુટુંબ સાથે મોસ્કોની મુલાકાત પણ લીધી. એ વેળા રશિયામાં સામ્યવાદને પરિણામે સારી જાગૃતિ આવી હતી; પરંતુ ત્યાંના રાજકારણનો ખાસ પરિચય કરી શકાય તેટલો લાંબો સમય એમની પાસે નહોતો. ત્રણચાર દિવસ ત્યાં રહીને તેઓ પાછા ફર્યાં. શ્રી. મોતીલાલ નેહરુને માટે સામ્યવાદ એ એક નવી જ વસ્તુ હતી. એના વિચારો એમને તદ્દન નવા જ લાગ્યા. આવડી મોટી પ્રજાને આ રીતે વ્યવસ્થિત જીવન જીવતી જોઇ એમને આશ્ચર્ય પણ થયું.

આ વર્ષના અંતમાં જ જવાહર પોતાની પત્ની, બહેન અને પુત્રી સાથે હિંદ પાછા આવવા નીકળ્યા. એમના પિતાજીનો વિચાર યુરોપમાં ત્રણેક માસ સુધી રોકાવાનો હતો, એટલે તેઓ ત્યાં રોકાયા. જવાહરલાલને મદ્રાસમાં નાતાલમાં ભરાનારી પરિષદ પ્રત્યે ખૂબ આકર્ષણ હતું, એટલે એઓ માર્સેલ્સ્થી કોલંબા થઈ હિંદમાં આવ્યા. આ વેળા જવાહરલાલની માનસિક અને શારીરિક સ્થિતિમાં સારો સુધારો થયો હતો. કમલા દેવીને હજી બરાબર આરામ તો નહોતો થયો, પણ પહેલાં કરતાં ઘણો જ સુધારો દેખાતો હતો. આથી તેઓ એ પ્રકારની ચિંતાથી મુક્ત બન્યા હતા. એમના વિચારો કંઇક સમાજવાદ તરફ ઢળ્યા હતા. યુરોપમાં ચાલતાં રાજકીય, આર્થિક અને સાંસ્કૃતિક પરિવર્તનોને પરિણામે જવાહરલાલની દ્રષ્ટિ પણ વિશાળ થઇ હતી. સોવિયેટ રશિયાના રાજ્યતંત્રના કેટલાંક નબળાં અંગો જણાવા છતાં તેઓ સામ્યવાદ તરફ આકર્ષાયા હતા. હિંદમાં આવીને મહાસભાના કોઈ પણ કાર્યમાં, ખાસ કરીને કોઈ પણ અધિકારપદ મેળવવાની તેમને ઇચ્છા નહોતી, છતાં પણ મદ્રાસને કિનારે પગ મૂકયો કે એમાંથી એ બચી શકયા નહિ. પરિણામે મહાસભા સમક્ષ તેમણે અનેક ઠરાવો મૂકયા કે જે એમના આશ્ચર્ય વચ્ચે સ્વીકારી

લેવામાં આવ્યા; કારણ કે જવાહરના ઠરાવોમાં નવીજ વાત ને નવી જ દિશા હતી. જો કે થોડાકને આ તરફ અણગમો હતો, પરંતુ વિરોધ કરવાની તેમને જરૂર દેખાઇ જ નહોતી. ગાંધીજી તે જ અરસામાં મદ્રાસમાં ગએલા, તેમણે પણ એ ઠરાવો માટે ટીકા કરી નહોતી.

તે પછી લોકતંત્રવાદી પરિષદ (રિપબ્લિકન કોન્ફરન્સ)ના પ્રમુખ તરીકે તેમને આમંત્રણ મળ્યું, અને તે આમંત્રણ એમણે હા–ના કરતાં સ્વીકારેલું; પણ પાછળથી આ મંડળનો પ્રયાસ નિષ્ફળ નીવડયો. ને પોતાની આત્મકથામાં જવાહર લખે છે કે, "આપણે પ્રારંભશૂરા છીએ એ વાત સાવ સાચી છે. આપણે કોઈ પણ નવી પ્રવૃત્તિ ઊભી કરવા માટે તૈયાર છીએ, પણ એને સંપૂર્ણ બનાવવા માટે જોઈતી ઉદ્યોગશીલતા આપણે કેળવી નથી, એ વાત ઘણે અંશે સાચી છે."

અને તે પછી હિંદભરના ખેડૂતોને તેમણે જાગ્રત કર્યાં; અને જ્યારે બારડોલીની લડત આવી પહોંચી, ત્યારે એમાં ખેડૂતોને સફળતા મળી.

તે પછી સર્વપક્ષીય પરિષદમાં જવાહરના પિતાશ્રી પ્રમુખ બન્યા. જવાહર એ સમિતિના સભ્ય ન હતા; પરંતુ મહાસભાના મંત્રી તરીકે એ સાથે તેમનો સંબંધ તો હતો જ. એમના પિતાશ્રીએ સમિતિનો રિપોર્ટ બહાર પાડયો. તે સંબંધે વધુ ચર્ચા કરવા ફરી લખનૌમાં પરિષદ મળી હતી. તે વખતે જવાહરની ઇચ્છા હતી કે, કોમીપ્રશ્નનો ઉકેલ થાય તો સારું છતાં ન થાય તો સ્વતંત્રતાના પ્રશ્ન વિષે નમતું તો આપવું જ નહિ. આ કારણે સ્વતંત્રતાના ધ્યેયને અનુસરી જવાહરે 'અખિલ હિંદ પૂર્ણ સ્વાતંત્ર્ય સંઘ'ની સ્થાપના કરી.

જો કે મહાસભા અને સ્વાતંત્ર્ય સંઘના અમુક ઠરાવો વિષે મતભેદ ઉભા તો થતા જ, પણ એકબીજાથી છૂટા નહિ પડવાની ઇચ્છાથી ગમે તે રીતે તેઓ અથડામણના પ્રસંગો ટાળતા. હિંદી પ્રજાના રોષ અને નફરતને પાત્ર નીવડેલ સાયમન કમિશન લખનૌ આવતું હતું. મહાસભાએ તેની સામે વિરોધ પોકાર્યો હતો, અને જાકારો દીધો હતો. લખનૌમાં પંડિત જવાહરની સરદારી નીચે જે સરઘસ નીકળ્યું તેને સ્ટેશનના ચોકમાં જ અટકાવવા ગોરા સારજન્ટોની ટુકડીઓ ટપકી પડી, ને પહેલવહેલો લાઠીનો ઘા, પં. જવાહર પર થયો : તેઓ સખ્ત રીતે ઘવાયા. પાછળથી તેમના પિતા પણ લખનૌ આવી પહોંચેલા. એ કઠોર હતા, છતાં પણ અતિશય લાગણીવાળા તો હતા જ. જવાહરને માર પડયો છે સાંભળતાં જ મધરાતે ટ્રેન ન મળી તો મોટરમાં પણ લખનૌ પહોંચેલા.

સર જોન સાયમનના કમિશનની વલણથી પ્રજાને સંતોષ મળ્યો નહોતો. કમિશનને કયાંયે આવકાર મળ્યો નહિ. ચારે તરફ કાળા વાવટાઓથી કમિશનના સભ્યોને સત્કારવામાં આવ્યા. લાલા લજપતરાય, પંડિત નેહરુ જેવા આગેવાન નેતાઓને પોલીસના હાથે માર પડયો હતો. આવી વર્તણૂંકથી મહાસભાના ઘણા મવાલ સભ્યો વચ્ચે પણ ગુસ્સાની લાગણી ફેલાઇ હતી.

કલકત્તામાં મહાસભાની બેઠક મળી. પં. મોતીલાલજી પ્રમુખસ્થાને હતા. એક વરસની મુદ્દતમાં જો બ્રિટિશ સરકાર સંસ્થાનિક સ્વરાજ આપે તો ઠીક; નહિ તો મહાસભાએ તે પછી પૂર્ણ સ્વતંત્રતાના ધ્યેયની જાહેરાત કરવી, એવો ઠરાવ થયો; અને સ્વતંત્રતા માટે દેશને તૈયાર કરવાને માટે મહાસભાએ પ્રયત્નો આદરવાને પણ નિર્ધાર કર્યો હતો. આ મહાસભાની પરિષદમાં મહાત્મા ગાંધીજી ઝંડાધારી તરીકે ફરી ઝળકયા. બીજે નંબરે

તેજસ્વી પં. જવાહરલાલ હતા. યુરોપથી પાછા ફર્યા પછી હિંદના યુવાનોનો પ્રીતિકલશ પંડિત જવાહર પર ઊતર્યો હતો. યુવાનો પોતાના લાડકા પંડિતના શબ્દો અને વ્યાખ્યાનો ઉપર વારી જવા લાગ્યા. એમનું વકતૃત્ત્વ દેશમાં ઉત્સાહની ભરતી કરતું હતું. પંડિત જવાહર પૂર્ણ સ્વાતંત્ર્યના ઝંડાધારી હતા. શ્રીનિવાસ આયંગાર અને સુભાષ બોઝ પણ એ પક્ષને સબળ ટેકો આપતા હતા. પંડિત નેહરુની પ્રગતિશીલ નીતિ યુવાનોના ઉત્સાહથી મહાસભાને સ્વીકારવી પડી. સર્વ પક્ષ પરિષદની સભામાં આ નીતિનાં મંડાણ થયાં હતાં. કલકત્તા મહાસભાએ સ્વતંત્રતાનો આદર્શ સ્વીકારી લીધો.



[ ૭ ]

બ્રિટિશ સરકારે એક વરસની મળેલી મુદ્દતનું આવાહન ઉપાડી તે સ્વીકાર્યું નહિ. મહાસભાના પક્ષમાં ફાટફૂટ અને કુસંપ ફાટી નીકળવાની એની ગણતરી કે કલ્પના હશે. વરસ પૂરું થવા આવતું હતું. લાહોરની મહાસભાની બેઠક નજદીક આવતી હતી. મહાસભામાં ફૂટ દેખાતી નહોતી. પ્રજાને જોઇતો ધગશવાળો ઝંડાધારી નેતા મળ્યો હતો. પ્રજાની વચ્ચે સ્વતંત્રતાનાં આંદોલનો ઝિલાવા માંડયાં હતાં. મહાસભાના અદયક્ષપદ માટે ત્રણ નેતાઓ ઉપર પ્રજાની નજર હતી. મહાત્મા ગાંધી, પંડિત નેહરુ અને સરદાર પટેલ. મહાત્માજીને દશ મત, સરદારને પાંચ પ્રાંતોના મત અને પંડિતને ત્રણ પ્રાંતોના મતો મળ્યા; પણ મહાત્માજી અને સરદારે યુવાન, ઉત્સાહી અને ધગશવાળા પંડિતજી ઉપર અધ્યક્ષપદનો કળશ ઢોળવા ભલામણ કરી ઉમેદવારી ખેંચી લીધી. અખિલ હિંદ મહાસભાસમિતિએ પંડિતજીને અધ્યક્ષ નીમ્યા. ૪૦ વરસની યુવાન વયનો નેતા મહાસભાના લાહોર અધિવેશનનો પ્રમુખ થયો. મહાસભાના ઇતિહાસમાં સૌથી યુવાન પ્રમુખ પંડિતજી હતા.

પંડિતજી હજારો પ્રતિનિધિઓ સહિત લાહોર પહોંચ્યાં. પ્રજાએ એમને માન આપ્યું. શ્વેત શણગારેલા ઘોડા ઉપર અસ્વાર થઇને પંડિતજી સેંકડો રક્ષક ઘોડેસ્વારોથી વીંટાયલા

મુખ્ય મુખ્ય બજારોમાં સરઘસરૂપે ફર્યા. એ સ્મિત વદને હાથ જોડી લાખો લોકોના અભિવાદન સ્વીકારતા હતા. લાહોરમાં યતીન્દ્રદાસની સ્મશાનયાત્રા સિવાય આવો મોટો લોકમેળો ક્યારે પણ થયો ન હતો.

ઈંગ્લાંડમાં સાથીદારો સાથે



ઈ. સ. ૧૯૨૯નું વરસ પૂરું થતું હતું. એ વર્ષ કઠણ નીવડયું હતું. જગતભરમાં મહામંદી ભારે જોસથી ફેલાઇ હતી. યુરોપ–અમેરિકાના મૂડીવાદને આ મહામંદીએ ડગમગાવી નાંખ્યો હતો. સમાજવાદ અને મુડીવાદના મિશ્રણમાંથી કોઇ નવી જાતની આર્થિકવ્યવસ્થા જન્મે એવાં ચિહ્નો નજરે પડતાં હતાં. યુરોપ–અમેરિકાના દેશોને આ મહામંદીના રાક્ષસે ખળભળાવી મૂકયાં હતાં. પંડિત નેહરુનું પ્રમુખ તરીકેનું ભાષણ ધગધગતું પણ વિચારો, દ્રઢતા અને વિશાળતાથી ભરપૂર હતું. પંડિતજીએ જણાવ્યું કે–"વાઇસરોયના જાહેરનામામાં કલકત્તાના મહાસભાના ઠરાવનો સ્વીકાર થયો નથી. આથી સરકાર સાથે સહકાર અશકય છે. સર્વ પક્ષ પરિષદનો ઠરાવ પણ હવે અર્થહિન છે. હવે તો સંપૂર્ણ સ્વતંત્રતા જ આપણું ધ્યેય હોવું જોઇએ." લોકોને ચેતવણીનો સૂર સંભળાવતા પંડિતજી આગળ બોલ્યા કેઃ—

"અમે આ ભયજનક માર્ગને ગ્રહણ કર્યો છે; કારણ કે માનભરેલી સમાધાની માટે બીજો કોઇ માર્ગ નથી પરંતુ અમે શાંતિ–સુલેહસમાધાન માટે તરસ્યાં છીએ. અમે જે કોઈ પણ મૈત્રીનો હાથ લંબાવશે તેને સાદર સ્વીકારી આવકાર આપશું; પરંતુ આ હાથની પાછળ એવું શરીર છે જે કદી પણ અન્યાયને નમશે નહિ, અને તેમાં રહેલું મન કોઈ અગત્યના સિદ્ધાન્તને કદી છોડશે નહિ."

પંડિતજીએ સમાજવાદમાં શ્રદ્ધા જાહેર કરી, સ્વતંત્ર હિંદનું આલેખન કરતાં જણાવ્યું કે—રાજ્ય સર્વે મૂળભૂત ઉદ્યોગોને અંકુશમાં લેશે. જમીન સર્વે ખરાં કૃષકોને જ સોંપાશે. જગતના પ્રવાહો વિષે બોલતાં જણાવ્યું કે, જૂની માન્યતાઓ અને શ્રદ્ધાના પાયા ડગમગે છે. સ્વતંત્રતા અને ન્યાય સંબંધીના જૂના કાટલાં હવે બદલવા જોઈશે. મનુષ્યોના સમાજના ભીંતડાં ફરી ચણવાની

હિલચાલ થઈ છે. હિંદ જગતથી જુદું નથી. હિંદનો ભૂતકાળ ભવ્ય છે; પરંતુ ભૂતકાળમાં હિંદે "સમાનતા" લાવવાના પ્રયત્નો ઉપર ભાર મૂકયો નહોતો. સમાજમાં સમભાવ લાવવા સમાજવાદ એ જ રામબાણ ઔષધ છે.

પંડિતજીએ ખાનગી ઉપાયોથી અને છાના કાવાદાવાથી સ્વરાજ લાવવાના ઉપાયોને તિરસ્કારી કાઢયા હતા. મહાસભામાં સંપૂર્ણ શિસ્તની જરૂર હતી. બ્રિટિશ સરકારની વિરુદ્ધ છૂપા કાવત્રાં રચવાનો આ સમય નથી, અને પંડિત નેહરુએ "અહિંસામાં" શ્રદ્ધા જાહેર કરી.

રાવી નદીના કિનારે મહાસભાનો ઝંડો પંડિતજીએ ફરકાવ્યો. અને મહાસભાના ધ્યેય તરીકે પૂર્ણ સ્વાતંત્ર્યની જાહેરાત થઇ. કેટલાક ઉત્સાહઘેલા તરત જ સરકાર સામે આથડી પડવા અધીરા બન્યા હતા. કેટલાક "ધીરા બાપલિયાં કહેતા હતા. મહાત્મા ગાંધીજી વાઇસરોયને મળીને મહાસભાનું મંતવ્ય જણાવવા જાય તે પણ ઘણાને ગમતું નહોતું. પંડિત નહેરૂએ ઐકય અને સંપ વિષે બોલતાં જણાવ્યું હતું કે– 'સ્વતંત્રતા એ હિંદી પ્રજાના ધ્યેય તરીકેની જાહેરાત આખા વિશ્વમાં ઝણઝણી ઊઠી છે. દેશભરની મીટ મહાસભા ઉપર મંડાઇ છે. ઘણાઓ આપણા ઠરાવવાંચ્છુ પણ છે. ઘણા એમની સામે મોઢું પણ મરડે છે, પરંતુ મહાસભાએ હવે એવું પ્રગતિશીલ પદસંચાલન કર્યું છે કે, જેઓ હમણુંની સ્થિતિમાં સુધારો કરવા માગે છે, અને જેઓ ઉદાર પગલું ભરવા માગે છે તેનો ભેદ હવે સમજી શકાય છે.'

પંડિત જવાહરલાલ જહાલ અને મહાલ પક્ષ વચ્ચે સાંકળ જેવા હતા. બંને પક્ષોનો સંપૂર્ણ વિશ્વાસ ધરાવતા હતા. તેઓએ પંજાબ પર સારી આશા રાખી હતી, અને આઝાદીની લડતમાં પંજાબ મોખરે ઊભશે એવી ખાતરી પણ પંજાબે આપી હતી.

એપ્રિલ ૧૯૩૦માં મીઠાનો સત્યાગ્રહ શરૂ થયો. આ નિમક-યુધ્ધ માટે મહાસભાના અધ્યક્ષ તરીકે સર્વે જવાબદારી પંડિત નેહરુની હતી. ૧૯૨૨–૨૩ની પેઠે એમણે પોતાનો સમગ્ર ઉત્સાહ આ નિમકયુધ્ધમાં સિંચ્યો. ગાંધીજીની વિચારસરણી એમના માનસને અનુકૂળ નહોતી. એમણે લખ્યું હતું કે, 'મીઠું' એ ઓચિંતો જાદુઇ શબ્દ બની ગયો છે. એ શબ્દમાં મહાન નૂતન શક્તિ આવી ગઈ છે. મીઠાનો કર તોડવાનો હતો. કાયદાઓનો ભંગ કરવાનો હતો. અમે મૂંઝાઈ ગયા. સાધારણ વસ્તુ ગણાય એવા મીઠાને સ્વતંત્રતાની લડતના ચોકઠામાં ગોઠવી શકાય નહિ.'

પંડિત જવાહરલાલના માનસને ગાંધીજીના અગિયાર મુદ્દાઓ પણ અનુકૂળ લાગ્યા નહિ. આ સર્વે રાજકીય અને સામાજિક મુદ્દાઓનો ખીચડો કરીને સ્વતંત્રતાના ધ્યેયને શા માટે ચીકણું બનાવવું જોઈએ ? જો કે આ મુદ્દાઓ સ્વરૂપે સારા હતા એટલું તો એમને પણ સ્વીકારવું પડયું, છતાં સ્વતંત્રતા માટેના યુદ્ધમાં આ મુદ્દાઓ બંધબેસ્તા હોય એમ ન લાગ્યું. વિચારભેદ છતાં ગાંધીજી પ્રત્યે પંડિતજીને ખૂબ વિશ્વાસ હતો. આ શ્રદ્ધાથી જ ગાંધીજીના નેતૃત્વને તેઓ સ્વીકારતા હતા. પોતાના પકડાવા પછી ગાંધીજીને એમણે પોતાના વારસદાર પ્રમુખ–સંચાલક તરીકે નીમ્યા હતા. એ પછી પંડિત મોતીલાલ નેહરનું નામ આપ્યું હતું. પૂજ્ય ગાંધીજીએ એ જોખમદારી ઉપાડવાની ના પાડી, એટલે મોતીલાલ નેહરુએ કામચલાઉ પ્રમુખ તરીકેનું સ્થાન સ્વીકાર્યું. ૧૪મી એપ્રિલ ૧૯૩૦ના દિવસે પંડિત જવાહરલાલને રાયપુરના સ્ટેશનેથી પકડવામાં આવ્યા અને ૭ માસની સખત કેદની સજા થઈ.

અસહકારની હિલચાલ ખૂબ સબળ બનતી જતી હતી. સરકારના ઇશારાથી મિ. સપ્રુ અને જયકર મહાસભાવાદીઓની રાજદ્વારી નાડ તપાસવા અને સમાધાન માટે આવ્યા. તેઓ

ચરવડાની જેલમાં ગાંધીજી અને પછી પંડિત મોતીલાલ નેહરુ અને જવાહરલાલ નેહરુને નૈનીતાલની જેલમાં મળ્યા. બન્ને પિતા-પુત્રે મહાત્માજીને નૈનીતાલથી ચરવડા સંદેશો મોકલ્યો. જવાહરલાલે લખ્યું કે, 'સામી બાજુ તરફથી સંતોષકારક પ્રગતિશીલ મુદ્દાઓ રજૂ થયા નથી, ત્યાં સુધી આપણે હાથ લાંબો કરી શકીએ નહિ. નબળી અને ખોટી ચાલથી આપણી સ્થિતિ નુકસાનકારક થઈ પડશે. હું બહુ જ સમાધાનવૃત્તિથી લખું છું. જો કે મારો અંતરાત્મા પ્રકાશ અને લડતમાં રાચે છે, તેથી હું હંમેશાં જીવનના પ્રકાશમાં રહું છું.'

ધારણા પ્રમાણે સમાધાન–સંદેશા ભાંગી પડયા.

ઓચિંતા શ્રી મોતીલાલ નેહરુ બીમાર પડી ગયા, તેથી તા. ૨૬ જાન્યુઆરીના રોજ જવાહરલાલને કારાગ્રહમાંથી છોડી મૂકવામાં આવ્યા. પંડિત મોતીલાલ નેહરુ વૃધ્ધાવસ્થાની અશક્તિ અને અદમ્ય ઉત્સાહની વચ્ચે ઝોલાં ખાતા હતા. એમનું ચુંત્ર પૂરું થવા આવ્યું હતું. એમણે ત્યાગવૃત્તિથી પોતાનાં કર્તવ્યો સંપૂર્ણ રીતે બજાવ્યાં હતાં. પોતાના દેશની સેવામાં એમણે મોટી આર્થિક પેદાશ, મહેલો જેવાં ઘરો અને વહાલાં પુત્ર–પુત્રીઓને હોમી દીધાં હતાં. એઓ ખરેખર મહાપુરુષ હતા. પંડિત મોતીલાલ ચાલ્યો નીકળ્યા. વહાલા પિતાના સ્વર્ગવાસથી જવાહરલાલ ખૂબ ખિન્ન થઇ ગયા. હિંદી પ્રજાને મોટો શોકયુક્ત ધક્કો લાગ્યો. ગાંધીજી તરત આનંદભવનમાં દોડી આવ્યા. હિંદભરમાંથી એમને આશ્વાસનના સંદેશા મળ્યા.

પંડિત મોતીલાલના અવસાન પછી દિલ્હીના કરાર માટે મંત્રણાઓ થઇ. ગાંધી–ઇરવીન કરારના નામે એ કરારો જાહેર છે. ઘણા માણસો એ કરારોને પસંદ કરતા નહોતા. એ કરારોને કસમયના ગણતા હતા. જવાહરલાલે દિલ્હી કરારોની

વાટાઘાટોમાં અગ્રગણ્ય ભાગ લીધો હતો, એ કરારોમાંની કેટલીક બાબતો એમની માન્યતાથી વિરુદ્ધ હતી. પણ ગાંધીજીના વિચારોનો વિરોધ કરવો એ એમને જરાય પસંદ નહોતું. એ માટે જ શાહીવાદ વિરોધ સમિતિએ એમને સભ્યપદમાંથી ચ્યુત કર્યા, પણ પંડિતજી શાહીવાદ વિરુદ્ધનાં વલણો દબાવી શક્યા નહિ. મહાસભાને સમાજવાદ તરફ ખેંચવાને એમણે સબળ પ્રયાસો કર્યા. કરાંચીની મહાસભાની બેઠકમાં એમણે સમાજવાદ સંબંધી ઘણા ઠરાવો પસાર કરાવ્યા. રાજકીય સ્વતંત્રતા અને પ્રજાજન તરીકેના હકકોના ઠરાવે મહાસભાની સ્થિતિ ખૂબ સ્વચ્છ કરી દીધી. આર્થિક સ્વતંત્રતા એ મહાસભાનું લક્ષ છે એમ એમણે ઠરાવ્યું. ખેતી અને ખેડૂતો સંબંધીના ઉદાર સુધારા કરવાની નીતિ કોંગ્રેસે સ્વીકારી. મૂળભૂત ઉદ્યોગોનું આધિકત્વ રાજ્ય ધરાવે એ પણ સ્વીકાર્યું. ચલણ અને હૂંડિયામણની ચાવી તો રાજ્યના હાથમાં જ રાખવાનું હતું. મહાસભાના હાથમાં સત્તા આવે ત્યારે આ સુધારા હાથ ધરવાના હતા.

ડિસેમ્બર ૧૯૩૧માં પંડિતજીને ફરી કારાગ્રહ–નિવાસ પ્રાપ્ત થયો. ૧૯૩૩ના ઑગસ્ટની ૩૦ તારીખ સુધી એમને ત્યાં રહેવું પડયું.



[ ૮ ]

લંડનમાં ભરાનાર બીજી ગોળમેજી પરિષદમાં પોતાનો પ્રતિનિધિ મોકલવાનું મહાસભાને આમંત્રણ અપાયું. આથી ગાંધીજીને મોકલવાની સૂચના થઇ. જ્યારે કેટલાકે 'દિલ્હી કરાર'ની નિષ્ફળતાનો દાખલો આપી જણાવ્યું કે, અંગ્રેજો આપણને કશુંય આપવા માગતા નથી; એટલે ગોળમેજી પરિષદમાંથી હિંદને કશુંય મળે એવી આશા રાખવી નિરર્થક છે. આમ ગોળમેજી પરિષદમાં ગાંધીજીને મોકલવા કે નહિ એ પ્રશ્ન મહત્ત્વનો થઇ પડયો; અને ગાંધીજી અત્યારે હિંદ છોડી જવા તૈયાર નહોતા. છતાં કેટલાક નેતાઓના આગ્રહથી તેઓએ મહાસભાના એક માત્ર પ્રતિનિધિ તરીકે જવાનો નિર્ણય કર્યો. ગોળમેજી પરિષદની નિષ્ફળતા વિષે બધાને વિશ્વાસ હતો. પહેલી ગોળમેજી વખતે હિંદનું ધ્યાન એ પરિષદ તરફ નહોતું; કારણ કે એ વેળા, 'સવિનયભંગ'ની લડત એજ હિંદીઓનું મુખ્ય લક્ષ હતું. પરંતુ મહાત્મા ગાંધીજી મહાસભાના પ્રતિનિધિ તરીકે લંડન ગયા હોવાથી ગોળમેજીએ હિંદીઓ ને ભારે રસ પેદા કર્યો હતો, પણ પરિષદની રચના જ એવી રીતે કરવામાં આવી હતી કે, એની સફળતા માટે કંઇ જ આધાર નહોતો. એટલે હિંદીઓએ ધાર્યું હતું એવી જ રીતે પરિષદ કરુણ નિષ્ફળતાને પ્રાપ્ત થઈ.

જવાહરલાલ ૧૯૩૧ના ડિસેમ્બરમાં કારાવાસમાં પૂરાયા. બરેલી જેલ, નૈની જેલ અને છેવટે દહેરાદુન જેલમાં એમની

બદલી થઈ. આ એમનો ત્રીજો કારાગ્રહ-નિવાસ હતો. જેલના સત્તાવાળાઓ સહેજ સખત બન્યા હતા, છતાં પંડિતજી તરફ તો તેઓ વિવેકથી જ વર્તતા. મુલાકાતે આવનારા સંબંધીઓની મુલાકાત માટે એમની સાથે પંડિતજીને મતભેદ ઊભો થયો. એ પ્રસંગે છૂપી પોલીસની ખાનગી હાજરીની જરૂર રહેતી નથી એમ પંડિતજીનું માનવું હતું. આથી વિરોધ કરવા સગાંસંબંધીઓ સાથેની મુલાકાત એમણે બંધ કરી દીધી.

જવાહરલાલે પોતાના દોઢ વર્ષના કારાવાસ દરમિયાન શાંતિથી સમય ગાળ્યો. એમણે હિંદ અને આખા જગતના વિષયો પર ખૂબ વાંચ્યું હતું, વિચાર્યું પણ ખૂબ હતું. વાંચવાનો એમને ખૂબ જ શોખ હતો. તેઓએ આ એકાંતનો સરસ ઉપયોગ કર્યો. કારાગ્રહોમાં અગાઉના કારાવાસ દરમિયાન અસહકારને લીધે અનેક મિત્રો સાથે રહેતા હતા એટલે નાની જગ્યામાં પુષ્કળ માણસો રહેવાથી એકાંત મળતું નહોતું. આ વખતે પંડિત નેહરુ તદ્દન એકાકી હતા. ક્યારેક એકાંત એમને ખાવા ધાતું હતું; પરંતુ યોગ્ય આહારવિહાર, વ્યાયામ અને વિચારથી એમણે શરીર અને મનને નીરોગી બનાવ્યાં હતાં. એઓ સખત કામ કરતા. વૃષાસન કરતા અને બગીચામાં કામ પણ કરતા હતા. કારાવાસ દરમ્યાન ૧૯૩૩ના ઑગસ્ટમાં માતા સ્વરૂપરાણી બીમાર પડયાં. આથી પંડિતજીને છોડી મૂકવામાં આવ્યા.

કુટુંબની સાથે હજી થોડા દિવસો સુખરૂપ ગાળ્યા નથી એટલામાં તો બિહારના ધરતીકંપની મોટી ખાનાખરાબીના સમાચાર એમણે સાંભળ્યા. તેઓ ત્યાં દોડી ગયા અને નિરાશ્રીતો અને પીડિતોને માટે જરૂરી ગોઠવણો કરવામાં, રાહતકાર્યમાં તેઓ રોકાઈ ગયા. એમની હાજરીથી જ લોકોનું અર્ધું દુઃખ નાશ પામ્યું.

બિહારથી તેઓ બંગાળ પહોંચ્યા, ત્યાં કહેવાતા વાંધા-ભર્યાં ભાષણ માટે ૧૯૩૪ના ફેબ્રુઆરી માસમાં એમને ફરી પકડી કારાગ્રહમાં પૂરવામાં આવ્યા. બંગાળના કારાગ્રહની આબોહવા

મુસ્લિમ મિત્રો સાથે



એમની પ્રકૃતિને અનુકૂળ આવી નહિ. તેઓ બીમાર પડયા. આથી સંયુકતપ્રાંતના કારાગ્રહમાં એમને મોકલી આપવામાં આવ્યા. ફેબ્રુઆરી ૧૯૩૫ સુધી આ જેલ–નિવાસ રહેતાં એપ્રિલ ૧૯૩૦થી કરીને ઠેઠ ૧૯૩૫ની ફેબ્રુઆરી સુધી પંડિત નેહરુ સરકારી મિજબાન તરીકે રહ્યા હતા. વચમાં થોડો થોડો વખત બહાર આવી સહેજ ખુલ્લી હવાનો લાભ લઇ જતા. બીજા કોઈ પણ હિંદી નેતાએ આટલી લાંબી સજા એ વેળા ભોગવી નહોતી.

લાહોરમાં જવાહરલાલે જણાવ્યું હતું કે, 'હિંદ જગતનો એક ભાગ છે, તેથી જગતની લડત સાથે હિંદ સંબંધ ધરાવે છે. જગતની સ્વતંત્રતાની લડતનો હિંદ પણ એક ભાગ છે.' અસહકારની ચળવળ આ સમયે પાછી ખેંચી લેવી પડી હતી. ગોળમેજીની ત્રણે બેઠકો મળી ગઇ હતી. એનું પરિણામ પણ મોટા મીંડામાં જ પરિણમ્યું હતું. રાજકીય હિલચાલ હિંદમાં કંઇક મંદ પડી હતી. પંડિતજીની નજર જાપાનરૂપી કસાઈ ચીનરૂપી બકરાનું ગળું રાંઢવે બાંધતું હતું તે તરફ ગઇ. યુરોપમાં સમાજવાદ પરાજિત થઈ. ફેસિઝમ અને નાઝિઝમ જેવાં એક સત્તાવાદોનો ઉદ્‌ભવ થતો હતો. એ પણ એમના ધ્યાન બહાર નહોતું. પંડિતજીએ શાહીવાદ, મૂડીવાદ, નાઝિવાદ અને ફેસિઝમનો વિરુદ્ધ પોતાનો બુલંદ અવાજ વારંવાર પોકારવા માંડયો. ૧૯૩૩માં જ્યારે તેઓ થોડા વખત માટે બહાર આવ્યા ત્યારે એમણે 'હિંદ કઇ તરફ?' એ નામના લેખો પુસ્તકાકારે છપાવી બહાર પાડયા. તેમાં એમણે જણાવ્યું કે, હિંદના બે મોટા શત્રુઓ છે. પરદેશી અને બીજો હિંદનો મૂડીવાદ. પરદેશી અને હિંદની મૂડીના આ બે શત્રુઓ હિંદને પરેશાન કરી રહ્યા છે. એમણે લખ્યું કે, 'આ દેશનો મૂડીવાદ પરદેશી મૂડીવાદને સ્થાને પોતાનો મૂડીવાદ જમાવવા માગે છે. પ્રજામાં જાતભેદો અને સામાજિક કુરિવાજોને એ નિભાવવા માગે છે અને દેશ સ્વતંત્ર બને ત્યારે પણ હાલનું સમાજજીવન

નભી રહે એવી મધ્યમવર્ગની માન્યતા છે. જગત ધનવાન બને છે, પણ મૂડીવાદીઓ પોતાના અંકુશો અને નફાને ટકાવવા માટે અનેક વસ્તુઓને ગરીબ પ્રજાને માટે ભોગ્ય બનાવવાને બદલે તેનો નાશ કરે છે. 'જૂની સામાજિક પદ્ધતિઓનો વિનાશ કર્યાં વિના હિંદ સુખી નહિ થાય એવું તેમણે એમાં સ્પષ્ટ જણાવ્યું છે. પંડિતજીના આ વિચારો હિંદી પ્રજામાં સર્વત્ર આવકારાયા નથી. ઘણાઓએ એનો વિરોધ પણ કર્યો છે. હિંદમાં પણ સામાજિક વિચારોની નૂતન ભાવનાઓ પ્રસરતી જાય છે. સમસ્ત પ્રજા બ્રિટિશ શાહીવાદની નાગચૂડમાંથી મુક્ત થઈને હિંદી શાહીવાદીની નાગચૂડમાં સપડાવવાને તૈયાર નથી જ; તેવી જ રીતે સર્વે 'હાઉ' કરી જવાની જાપાનીઝ નીતિ અને મહત્ત્વાકાંક્ષી નાઝી નીતિ પણ પસંદ કરતી નથી, બધી છૂંદાયેલી પ્રજાઓ તરફ હિંદને સહભાવ છે.

જવાહરલાલ હિંદીઓને સમાજવાદ તરફ ખેંચતા હતા. મહાસભાએ પણ એમનાં ભાષણોથી એ પ્રત્યેના ઠરાવો કરવા માંડયા હતા. ૧૯૨૯માં મહાસભાએ એક પગલું આગળ ભર્યું. ૧૯૩૩માં બીજું પગલું ઉપાડયું. આ વખતે હિટલર જર્મનીમાં સ્વતંત્રતા માટે ઝૂઝનારાઓને કેદમાં ધકેલતો હતો.

૧૯૩૨-૩૫માં હિટલરના નાઝીવાદનું ઝેર જર્મનીમાં ફેલાયું. મહાન બુદ્ધિવાન પુરુષો ઓઝીયેલ્સ્કી અને પાઇલ્રમાન જેવાઓને પણ એણે જેલમાં પૂરી દીધા હતા. ત્યારે બ્રિટિશ સરકારે પણ એ દરમિયાન પંડિત જવાહરલાલ નેહરુને જેલ-નિવાસી બનાવ્યા હતા.

પંડિત મોતીલાલના આખા કુટુંબને આત્મભોગની કપરી વાત શીખવનાર જવાહરલાલ નેહરુ જ હતા. પિતા મોજિલા, શોખીન અને વિદ્વાન હતા. અંગ્રેજોની મૈત્રીમાં રાચતા હતા. ધનવૈભવનો આનંદથી ઉપભોગ કરનાર હતા. પુત્રે પિતાને એ રહેણીમાંથી

સમજાવી ખેંચી લીધા. એમને અગ્રગણ્ય દેશભક્ત બનાવી સાદાઈ, કેદખાનું અને તપના માર્ગે મૂકયા. એમની માતા સ્વરૂપરાણીદેવી વૃદ્ધ અને અશક્ત છતાં પુત્રની સમજાવટથી કેદખાનામાં જવાનું બળ મેળવી શકયાં હતાં. એમના બહેન અને બનેવી, શ્રી. રણજીત પંડિત અને વિજ્યાલક્ષ્મી પંડિત બન્ને કારાગૃહવાસી બની આવ્યાં હતાં. એમનાં પત્ની નાજુક તબિયત ધરાવતાં હતાં. તેઓ અનારોગ્ય છતાં કેદખાનામાં પુરાયાં હતાં. ૧૯૩૫માં શ્રીમતિ કમલા નેહરુની તબિયત લથડી. એમને ક્ષય લાગુ પડયો હતો. એમની સ્થિતિ એટલી બધી બગડી ગઈ કે સરકારે તેમને છેવટે છોડી દીધાં. જવાહરલાલને પણ છોડવામાં આવ્યા. તરત જ પત્નીને લઇ પંડિતજી જર્મનીના સ્વાસ્થ્ય–સ્થાન એડન વીલર ખાતે પહોંચ્યા. કમલાનું સ્વાસ્થ્ય કંઇક સુધરતાં તારીખ ૩૦ ઓકટોબર ૧૯૩૫ ના તેઓ દિવસે લંડન આવ્યા. ત્યાં એમનું ભવ્ય સ્વાગત થયું. ઘણાં સ્થળોએ એમણે ભાષણ કર્યાં. ઇંગ્લાંડમાં દશ દિવસ રહી પાછા તેઓ જર્મની ગયા.

એમણે ઈંગ્લાંડની બીજી મુલાકાત ૧૯૩૬ના ૨૮ જાનેવારીએ લીધી. બ્રિટિશ વર્તમાનપત્રોના પ્રતિનિધિઓની સમક્ષ લંડનમાં બોલતાં એમણે જણાવ્યું કે, ઈંગ્લાંડમાં હિંદ સંબંધી ખૂબ અજ્ઞાન પ્રસરી રહ્યું છે. પાર્લામેન્ટમાં પણ એનું વાસ્તવિક ચિત્ર કોઈ સભ્ય જાણતો નથી. સાધારણ બ્રિટીશ પ્રજાજન વિચાર કરે છે એ વિષયો સાથે હિંદના વિષયોને જરાય સામ્ય નથી. હિંદમાં એવા મહાન વિષયો છે કે જેનો સ્પર્શ હિંદી વજીરને પણ થયો નથી. દાખલા તરીકે, હિંદમાં સૌથી મોટો પ્રશ્ન બેકારીનો હતો. એ પછી જમીનમહેસૂલ અને ઔદ્યોગિક વિકાસના પ્રશ્નો હતા. હિંદને જે હોરઆપનું બંધારણ આપવામાં આવે છે એમાં આ પ્રશ્નોને જરાય સ્પર્શવામાં આવ્યા નહોતા. મહાસભાને આ હોરિયન સુધારાની રૂએ બંધારણ ચલાવી

શકાય એમ લાગતું નહોતું. માત્ર એ સુધારાઓનો કેવી રીતે વિરોધ કરવો એ જ પ્રશ્ન મહાસભા પાસે હતો; તેથી સરકારી કાયદાને સ્થાનભ્રષ્ટ અને પદચ્યુત કરવા એ જ મહાસભાની કાર્યવહીનું પ્રથમ ધ્યેય રહ્યું છે અને રહેશે.'

પંડિત જવાહરલાલ નેહરુ નવા બંધારણની વિરુદ્ધ સખ્ત ઝૂંબેશ ઇંગ્લાંડમાં ચલાવી રહ્યા હતા. મીસ. એલન વિલ્કીન્સન અને જોન થર્ગરે આપેલી પાર્ટીમાં એમણે જણાવ્યું હતું કે, 'નવો સુધારાનો કાયદો હિંદનું ભારે અપમાન કરનાર હતો.' કેક્સટન હૉલની સભામાં તો આથી યે આકરી વાણી પંડિતજીએ ઉચ્ચારી હતી. એમણે કહ્યું કે, 'બળવો જગાડવા માટે આ નવો કાયદો ખૂબ બળ લાવે એવો છે. આ કાયદો જ્યાં સુધી કાયદા-પોથીમાં રહેશે ત્યાં સુધી હિંદમાં શાંતિ કે સુલેહ સ્થપાવી અસંભવિત છે.'

પંડિતજી લંડનમાં જ હતા. એમને સમાચાર મળ્યા કે, મહાસભાના અધ્યક્ષપદે ફરી એમની ચૂંટણી થઇ છે. જગતની આવી મોટી અશાંતિના સમયે પોતાનામાં વિશ્વાસ ધરાવવા માટે એમણે હિંદી પ્રજાનો આભાર માન્યો. હિંદ આગળ પડી જગતના પ્રગતિશીલ દેશોના સહકાર સાથે શાહીવાદનો નાશ કરે એવી ઇચ્છા એમણે દર્શાવી હતી. મહાસભાના અધ્યક્ષપદે ચૂંટાયાથી પંડિતજીના વક્તૃત્વમાં ગંભીરતા આવી હતી, અને તેનું મહત્ત્વ વધી પડયું હતું.

બ્રિટિશ વર્તમાનપત્રોએ સંકિર્ણ અને ઉદાર છાંય પ્રમાણે ટીકા કરી. 'ડેલી ક્રોનીકલે' અગ્રલેખમાં જણાવ્યું કે, પંડિત નેહરુના વિચારો અત્યંત જહાલ છે. એઓ હિંદના સાચા પ્રતિનિધિ નથી. 'માન્ચેસ્ટર ગાર્ડીઅને' જણાવ્યું હતું કે, ગાંધીજી પછી પ્રતિષ્ઠા અને પ્રભાવમાં પંડિત નેહરુ જ અગ્રગણ્ય છે. પંડિતજી

એક સમાજવાદી હોવા છતાં મહાસભાની સમાજવાદી મંડળીમાં જોડાયા નથી; પરંતુ મહાસભાના આદર્શો સાથે એકરૂપ થઈને નવા સુધારાના કાયદા નીચે અધિકાર સ્વીકારવાની વિરુદ્ધ મત ધરાવે છે.

ફૈઝપુર અને લખનૌની બંને મહાસભાઓ જવાહરલાલની દોરવણી નીચે મળી. બંને અધિવેશનોમાં નવા સુધારાના કાયદાનો નિષેધ કરવામાં આવ્યો. નવા કાયદા નીચે ચૂંટણીઓ થઈ. એમાં ઘણાં મોટા પ્રમાણમાં મહાસભાવાદી સભ્યો ચૂંટાઈ આવ્યા. આથી પ્રધાનમંડળ તરફ વધારે પ્રમાણમાં દષ્ટિઓ ખેંચાવા લાગી. દિલ્હી ખાતે ખાસ પરિષદ ભરાઈ; તેમાં પ્રધાન-પદાં સ્વીકારવાની દરખાસ્ત બહુ મતે પસાર થઈ.

લંડનમાં પંડિતજીએ ત્યાંની પ્રજાને હિંદના કોમીઝઘડા વિષે પણ પ્રકાશ આપ્યો હતો. બ્રિટિશ પ્રજા આ કોમીઝઘડાના ઊંડાણમાં ઊતરતી નહોતી એટલે એ સમજી શકતી નહોતી. હિંદ ન્યાતો, જાતો અને ભયંકર દીવાલો જે ખુલ્લી કરી શકાય તેવી નથી તેનાથી ભરેલું છે. એવી સમજ બ્રિટિશ પ્રજાની હતી. બ્રિટિશ નેતા અને પ્રધાનોએ યુરોપના લઘુવાદી પ્રજાના સંબંધમાં મોટો ગોટાળો સરજવાથી હવે હિંદમાં કોમીભેદના યંત્રને સમજી શકે તેમ નથી. પંડિતજીએ બ્રિટિશ પ્રજાને કહ્યું કે, કોમી ઝઘ-ડાને ધર્મ સાથે કાંઈ લેવાદેવા નથી. એ આર્થિક અને મધ્યમ કુટુંબોનાં પેટપૂરતા વાંધા છે. માત્ર ૨૫–૩૦ વરસો થયાં જ એમનો ઉદ્‌ભવ થયો છે. અધિકારો માટેનાં ફાંફાં અને વલખાંએ કોમીરૂપ લીધું છે.

લંડનમાં જ પંડિતજીને પૂછવામાં આવ્યું હતું કે, હિંદમાં જાપાનીઝો પોતાના ઔદ્યોગિક માલથી બજારો ભરી દેશે, એવા ભયના નિવારણ માટે શું ઉપાય લેશો ? જવાબમાં પંડિતજીએ

જણાવ્યું કે શરૂઆતમાં હિંદી ઉદ્યોગોને જકાતી રક્ષણની જરૂર રહેશે. બીજા પ્રશ્નના જવાબમાં પંડિતજીએ કહ્યું હતું કે, જાપાન હિંદને આક્રમણ કરીને ગળી જશે એવો ભય જ નથી. અંગ્રેજો હિંદને કેવી રીતે સ્વતંત્રતા આપે છે તેના પર બધો આધાર રહેશે. હિંદને જો અંગ્રેજો લડાઇ કરીને સ્વતંત્ર બનાવશે તો અંગ્રેજો સાથે લડવાનું હિંદમાં બળ હશે તેમ જાપાન સામે લડવાનું પણ બળ ચાલુ રહેશે; પરંતુ અંગ્રેજો સુલેહસમાધાનથી ચાલ્યા જશે તો પણ હિંદને આંચ આવવાની નથી; કારણ કે જાપાનનું પહેલું ધ્યાન ચીન ઉપર ચોંટશે; હિંદ ઉપર નહિ. યુરોપના નાના નાના રાજ્યો જેમ સમતુલા જાળવવાની રાજ્યનીતિથી જીવી શકે છે તેમ અમે પણ અમારી સ્વતંત્રતા જાળવી શકશું; અમને ભય નથી.

પંડિત નેહરુ લંડનમાં ૧૯૩૬ની ફેબ્રુઆરીમાં હતા. એમના તે સમયના શબ્દો ભવિષ્યવાણી જેવા થયા હતા. ચીન ઉપર જાપાનનો જ ડોળો હતો. જાપાનના સૈનિકઆક્રમણે પ્રથમ જ ચીનનું ગળું પકડયું હતું. ૧૯૩૭માં શરૂ થયેલું આ યુદ્ધ ૧૯૪૫ના ઑગસ્ટ માસમાં પૂરું થયું. આઠ વરસના આ યુદ્ધમાં ચીનની સ્વતંત્રતા જળવાઇ રહી હતી. અંગ્રેજો હિંદને જાપાનના ભયથી બીવરાવતા હતા, પરંતુ હવે એવી જાતનો ભય નથી. જાપાન આખા એશિયામાં એકલું જ સૈનિકવાદી આક્રમણકારી મહારાજ્ય હતું. એના પતનથી હવે પચીસ–પચાસ વર્ષો સુધી એ માથું ઊંચકી ન શકે એ રીતે એને નબળું બનાવવા મિત્ર રાજ્યોએ શાસ્ત્રિય ગોઠવણો કરી છે.



[ ૯ ]

કમલા નેહરુનું સ્વાસ્થ્ય સુધરતું લાગતું હતું; પરંતુ તે ભ્રમ હતો. શરીરને ભયંકર ક્ષય ધીમે ધીમે કોરી ખાતો હતો. કમળા નેહરુ પાછું સ્વાસ્થ્ય મેળવી શક્યાં જ નહિ. પ્રેમાળ પતિએ દવા, દારૂ, ચિકિત્સા, સારી સેવા અને હવાપરિવર્તન કરાવ્યાં; પરંતુ પરિણામ છેવટે નિરાશાજનક આવ્યું. શરીર ઘસાતું જ ગયું. થોડાં માસ સુધી એના આત્માએ શરીરમાં રહેવા સતત યુદ્ધ કર્યું, પરંતુ છેવટે કમલાનો દેહ તા. ૨૫ ફેબ્રુઆરી ૧૯૩૬ના રોજ પડયો. આખો દેશ ગમગીનીના મોજાં નીચે આવી ગયો. મહાત્મા ગાંધીજીએ કહ્યું કે, " કમલા નેહરુનું મરણ પ્રજાકીય દુઃખ અને હાનિ છે. ઘણાં વરસો સુધી હું એના સંસર્ગમાં આવ્યો હતો. એના જેવી બીજી કોઈ સચ્ચાઇથી ભરેલી, હિંમતવાન અને ઈશ્વરથી ડરતી મહિલા મને મળી નથી. એનું ઉચ્ચ જીવન આપણા સૌને માટે અનુકરણીય બને." પંડિતજીના પરદેશી મિત્રો જ્યોર્જ લેન્સબરી, એલન વિલ્કીન્સન વિગેરેએ પણ કમળા નેહરુ માટે દિલસોજ શબ્દોથી પોતાની સહાનુભુતિ જણાવી.

પંડિત નેહરુ તા. ૧૧ માર્ચના વિમાન માર્ગે હિંદ આવ્યા. તેઓ આવીને સૌથી પહેલાં ગાંધીજીને મળ્યા. ગાંધીજી હવે નેહરુ કુટુંબના સર્વશ્રેષ્ઠ અંતરગત કુટુંબીથી પણ નજદીક સ્થાન મેળવી શકયા હતા. બંને નેતાઓનું દિલ્હી ખાતેનું મિલન ખૂબ

હૃદયદ્રાવી હતું. પંડિતજીએ પોતાના ઉપર આવી પડેલા સંકટમાં હિંદી પ્રજાએ જે સમભાવના દેખાડી તે માટે અંતરનો આભાર માન્યો. એ અર્ધાંગનાના વિયોગનું વસમું દુઃખ તેમણે ધૈર્યપૂર્વક સહન કર્યું. પંડિતજીએ જણાવ્યું કે, "મારી પવિત્ર બહાદુર અને સાચી સાથી ચાલી ગઇ છે. હું એકાકી અને નિરાશ બની ગયો છું. મારા દેશબંધુઓના વિશાળ અને વ્યાપક પ્રેમે મને નવરાવી દીધો છે. મને હિંમત અને શક્તિ પ્રાપ્ત થયાં છે. પ્રજાના પ્રેમ પાસે મારું મસ્તક અવનત બની જાય છે. હું તેમનો કેવી રીતે આભાર માની શકું ?"

પંડિતજીને શોક કરવાનો સમય જ નહોતો. લખનૌની મહાસભાની બેઠક નજદીક આવી રહી હતી. દેશના મહાન પરિવર્તનના સીમાચિહ્ન જેવી એ બેઠકનું નાવ પંડિતજીએ કિનારે પંહોચાડવાનું હતું. મહાસભામાં પણ તીવ્ર મતભેદો પ્રવર્તતા હતા. સ્થિતિસ્થાપક, પ્રગતિશીલ અને વિઘાતક સર્વે બળો ત્યાં કામ કરી રહ્યા હતા. લાહોરના અધિવેશનમાં સમાજવાદ પ્રવેશ કરી ચૂક્યો હતો. ડાબી બાજુ રાજકીય વિચારોનું પ્રાધાન્ય હતું. પંડિતજી પ્રમુખસ્થાને હતા. તેઓ સમાજવાદ તરફ ઢળતા હતા. મહાસભાસમાજવાદી પક્ષને કારોબારીમાં સ્થાન મળ્યું નહોતું. છેલ્લા બે વરસો થયાં એને પૂરાં સન્માન મળ્યાં નહોતાં. હવે એ પક્ષ મોખરે આવતો હતો. અત્યાર સુધી એને જયપરાજયો બંનેનો સાક્ષાત્કાર થયો હતો. આમ છતાં પણ જમણી બાજુના યોદ્ધાઓ હજી ખૂબ બળવાન હતા.

પંડિતજીની સહાનુભૂતિથી કેટલાક વિશાળ પ્રશ્નો ઉપર મહાસભાએ ઠરાવો પસાર કર્યાં. પરદેશોના પારકા યુદ્ધોથી હિંદીઓએ દૂર રહેવું, જગતશાંતિ પરિષદને મહાસભાએ અભિનંદન આપતો ઠરાવ પસાર કર્યો. હબસીનીઆને હજમ કરવાની

મુસોલીનીની નીતિ વખોડી કાઢી. મહાસભાએ વિશાળ દ્રષ્ટિબિંદુથી હિંદને આખા જગતના નકશામાં જોવા માંડ્યું. બ્રિટિશ પાસેથી હિંદની સ્વતંત્રતા મેળવવી એ જગતના આખા ચિત્રનો અંશ છે, તે પહેલાં પંડિતજી જ સમજી શકયા હતા. મહાસભાના મવાલ પક્ષને શ્રી. સુભાષ બોઝ જેવા જહાલ માટે બહુ દિલસોજી નહોતી, છતાં પંડિતજીના આગ્રહથી શ્રી. સુભાષ બોઝની ધરપકડ વિરુદ્ધ પ્રસ્તાવ પાસ કરાયો હતો.

લખનૌ મહાસભા અધિવેશનમાં મવાલો, અને જહાલો વચ્ચે વારંવાર યુદ્ધો ચાલુ રહ્યાં હતાં. કયારેક એક પક્ષ તો કયારેક બીજો પક્ષ ઉપર આવતો હતો. જહાલપક્ષના અચ્યુત પટવર્ધને કિસાનોનું પ્રતિનિધિત્વ મહાસભામાં માગ્યું; પરંતુ એ પ્રસ્તાવ મવાલોને રુચ્યો નહિ. પ્રજાના સર્વે અંગોની યથાયોગ્ય પ્રમાણમાં ચૂંટણી કરવાની જહાલોની દરખાસ્ત પંડિતજીના સબળ સમર્થન છતાં વિષયવિચારણીમાં પરાજિત થઈ; પરંતુ મહાસભાની ખુલ્લી બેઠકમાં જહાલોની બહુમતિએ આ પ્રસ્તાવ મવાલોના વાંધાઓને દૂર મૂકી પસાર કર્યો. પંડિતજી છેવટે બંને પક્ષો વચ્ચે સાંકળરૂપ હતા.

પંડિતજીનું લખનૌ અધિવેશનના અધ્યક્ષ તરીકેનું ભાષણ સમાજવાદી વિચારસરણીવાળું જણાતું હતું. પશ્ચિમમાં મુડીવાદ, નાઝીવાદ અને ફેસીઝમવાદ સામેની લડતની સાથે એમણે હિંદની સ્વતંત્રતાની લડતને સરખાવી હતી. હિંદના પ્રશ્નને જગતના મોટા ચિત્રના ભાગ તરીકે દષ્ટિગોચર કરાવ્યો હતો. પંડિતજીએ કહ્યું હતું કે પશ્ચિમના મુડીવાદે મુશ્કેલીમાં ઘેરાઇને ફેસીસ્ટવાદનો આશ્રય અને સહકાર મેળવ્યા છે. પરદેશોમાં શાહીવાદને પરિણામે જે ચૂસણનીતિ અસ્તીત્વમાં આવી હતી તેવી જ ચૂસણનીતિને મુડીવાદે પાશ્ચિમાત્ય સંસ્કૃતિના નામે યુરોપમાં પ્રભાવ પ્રસાર્યો છે. સડી જવાની અણી પર આવેલા મૂડીવાદમાંથી શાહીવાદ અને



પિતા અને પુત્ર



મહાન પિતા મોતીલાલજી
દિલ્હી દરબારમાં હાજરી આપી ત્યારના પોષાકમાં.

ફેસીઝમના ફણગા ફૂટયા છે, અને યુરોપના જુદા જુદા દેશોમાં જુદે જુદે સ્વરૂપે તે નજરે પડે છે. પશ્ચિમમાં સમાજવાદ અને પૂર્વમાં પ્રજાકીયવાદ, મૂડીવાદ તથા ફેસીસ્ટવાદનાં સંઘને તોડી પાડવાનાં શસ્ત્રો છે. ફેસીઝમ એ પ્રજાકીયવાદનું સાંકડામાં સાંકડું સ્વરૂપ છે, અને પીછેહઠનું છેવટનું આશ્રયસ્થાન છે. '

પંડિતજીના ભાષણમાં નવાં બંધારણ અને પ્રધાનપદ સ્વીકારવાના સંબંધમાં ઉલ્લેખો હતા. વડીલ નેતાઓ સાથે પંડિતજીને પ્રધાનપદ સ્વીકારવાના પ્રશ્ન અંગે ગંભીર મતભેદ હતો. લખનૌના અધિવેશનમાં આ પ્રશ્ને ગંભીર મતભેદો ઉભા કર્યા હતા. મવાલ પક્ષને મોખરે શ્રી રાજગોપાલાચાર્ય, સરદાર વલ્લભભાઈ અને રાજેનબાબુ જેવા વડીલો હતા. જહાલ પક્ષના મોખરે યુવકોથી ઘેરાયેલા પંડિતજી હતા. પંડિતજીએ મહાસભા જો પ્રધાનપદાંનો સ્વીકાર કરશે તો પોતે રાજીનામું આપશે એમ જણાવ્યું. ભારતમાતાએ પોતાનો આદર્શ સમજવો જોઇએ એવી પંડિતજીની હાકલ હતી. પ્રધાનપદાં સ્વીકારવા જેવી ક્ષુલ્લક બાબતમાં પોતાનું સામર્થ્ય ખરચી નહિ નાંખવાની એમની સલાહ હતી. પંડિતજીનું કહેવું હતું કે આપણે શેરડીના રસને છોડી છોતરાં ચાવવા માંગીએ છીએ? આપણે વિશાળ જન-સમૂહ અને તેમનામાંથી વહેતા સામર્થ્યની નદીને મૂકી ન્હાના ઝરણાં-ઓની ક્ષુલ્લક શક્તિ પર મોહી પડયા છીએ? આપણી શકિતઓ આ રીતે વેડફાઈ જાય છે.

ગર્જના જેવી આ વાણીની મહાસભાના અધિવેશન પર ધારી અસર થઇ. નવા બંધારણને નકારી કાઢતો ઠરાવ મહાસભાએ પસાર કર્યો. ચૂંટણી થઈ ગયા બાદ પ્રધાનપદાં સ્વીકારવાં કે નહિ એ પ્રશ્ન પર ગરમાગરમ ચર્ચા ચાલી. એ માટે સમાધાનનો વચલો માર્ગ સ્વીકારાયો. મહાસભાની અખીલ હિંદ સમિતિ

ચૂંટણી પછી આ પ્રશ્નનો નિર્ણય કરે. પંડિતજીએ વડા પ્રધાનના કોમી ચૂકાદા અને ફેડરેશન બન્નેનો વિરોધ કર્યો. અસહકાર ફરીથી શરૂ કરવાની સલાહ પણ એમણે આપી. લોકોની દ્રષ્ટિ સમક્ષ સ્વરાજ્ય મેળવવાનો પ્રશ્ન હંમેશાં રહેવોજ જોઈએ એ એમનું દ્રષ્ટિબંદુ હતું. એમણે જણાવ્યું હતું કે, આપણને સ્વ-રાજ્ય પ્રાપ્તીના માર્ગે જતાં થાક ખાવાનો વિચાર પણ આવવો ન જોઇએ. વચ્ચે રોકાઇને આરામ લેવાથી આપણે જે કાર્ય ઉપાડયું છે એ નિષ્ફળ બનાવવા જેવું છે. અથવા આપણી પ્રતિજ્ઞાનું પાલન આપણે વહેલામાં વહેલી તકે કરવું જોઇએ.'

લખનૌ મહાસભાનું અધિવેશન પુરૂં થયું. પંડિતજીએ નવી કારોબારી સમિતિની પસંદગીમાં જૂની ઘરેડનો ત્યાગ કર્યો અને ત્રણ સમાજવાદીઓને કારોબારીમાં સ્થાન આપ્યું. આચાર્ય નરેન્દ્રદેવ, અચ્યુત પટવર્ધન અને જયપ્રકાશ નારાયણ, જુના મહાસભાવાદી નેતાઓની સાથે કારોબારીમાં આવ્યા. જુના અને નવા નેતાઓનાં દ્રષ્ટિબિંદુ જુદાં હતાં. જુનાઓ પાસે નવિન દ્રષ્ટિ નહોતી. સમાજવાદીઓ પાસે અનુભવી દ્દષ્ટિનો અભાવ હતો. પંડિત નહેરૂ બન્ને વચ્ચે સાંકળ જેવા હતા. પોતાના જુના મિત્રોની કિંમત અને કદર તેઓ સમજતા હતા. પરંતુ પ્રગતિશીલ સમયમાં નવા બળો અને નવા વિચારોની આવશ્યકતા પણ તેઓ ઓછી આંકતા નહતા. પોતાના અધ્યક્ષ તરીકેના ભાષણમાં એમણે સમાજવાદ પર ઝોક દીધો હતો, અને તેથીજ એમણે સમાજવાદીઓને કારોબારીમાં લીધા. આમ લખનૌની મહાસભાનું અધિવેશન નવા માર્ગે જઈ રહ્યું હતું. મહાત્માજી બધું જોતાં, અવલોકતા, સાક્ષીની પેઠે નિર્લેપ રહેતા હતા.

ગાંધીજી રાજદ્વારી પ્રશ્નને ધાર્મિક દ્રષ્ટિએ જૂએ છે, એ જવાહરને રૂચતું નથી. એમનું યુવાન લોહી ગાંધીજીના ગંભીર

અને ભારેખમ વિચારોને ન સ્વીકારે એ સ્વાભાવિક છે. એમાંય ગાંધીજીના ઉપવાસનો માર્ગ તો જવાહરલાલને ઘણીયે વેળા મૂંઝવી નાંખે છે, છતાંય ગાંધીજીના ઉપવાસોની જે અસર લોકો પર અને રાજ્યસત્તા પર પડે છે તે અસરથી જવાહરલાલ અજાણ તો નહોતાજ. એટલે ગાંધીજી પ્રત્યેની એમની શ્રદ્ધા તો અચળજ રહી. ગમે તેવી વિકટ પરિસ્થિતિ વચ્ચે પણ ગાંધીજી શાંત રહી શકે છે એ તેઓ સારી પેઠે જાણતા હતા.

જવાહરલાલ ગાંધીજીનાં એકે એક કાર્ય પ્રત્યે શ્રદ્ધાની નજરથી જૂએ છે, એટલે તેઓ કદાપિ ગાંધીજીના કોઈપણ કાર્યને ખુલ્લી રીતે વખોડતા નથી કે વિરોધ કરતા નથી.

જવાહરલાલના વિચારો ક્રાન્તિકારી હોવાથી તેઓ ગાંધીજી કરતાં જૂદોજ માર્ગ પસંદ કરે છે. ગાંધીજીનાં પ્રવચનોમાં શાંત અને ગંભીર રસનાં ઝરણાં વહે છે ત્યારે જવાહરનાં એકે એક ભાષણમાંથી ધગધગતા અંગારા ઝરે છે. એટલો તફાવત છે તેમના વિચારોમાં. આનું મુખ્ય કારણ જવાહરલાલનું ક્રાન્તિકારી માનસ છે. સમાજવાદ અને સામ્યવાદ તરફ તો જવાહરલાલ પ્રથમથીજ આકર્ષાયા હતા. સામ્યવાદની અનેક બાબતો એમને પસંદ ન હોવા છતાં, સમાજવાદના અનેક માર્ગો પ્રજાને માટે ઉપયોગી છે એમ તો તેઓ સ્વીકારે છે.

તેઓ ગાંધીજીના વિચારોથી ઘણી વખત ભિન્ન વિચારો ધરાવતા હોવાથી તેમને કોઈપણ પ્રશ્નમાં નિર્ણય પર આવવા માટે ઘણું ઉંડું મનોમંથન અનુભવવું પડયું છે. રશિયાના વિચારો એમને ઘણી વખત આવતા. જે વેળા દુનિયાના અન્ય દેશો મંદી તરફ ઘસડાયા હતા ત્યારે રશિયાએ પોતાની પ્રથાની રહેણીકરણીને નવોજ વળાંક આપ્યો અને નવીજ વ્યવસ્થા કરી

સામ્યવાદનો અજોડ દાખલો જગત સમક્ષ રજુ કર્યો. જવાહરલાલને જગતના સર્વ દેશોનાં પ્રગતિકારી બળોનો અભ્યાસ હતો. એમના વિશાળ માનસમાં હિંદનો પ્રશ્ન જગતના પ્રશ્ન તરીકે રમી રહ્યો હતો અને એજ વિચાર સરણીએ દરેક પ્રશ્નો તેઓ વિચારતા હતા. જૂનાઓ સાથે મહાત્મા ગાંધીજીની સાથે તીવ્ર મતભેદને તેઓ સમાધાનને માર્ગે લઇ જઈ અરસપરસ બાંધછોડ કરતા હતા. પરંતુ હિંદની આઝાદીનો પ્રશ્ન જરા પણ જોખમાય નહિ એ એમનું મુખ્ય ધ્યેય હતું. જુના નેતાઓ પણ પંડિતજીનાં પ્રવચનો ખુબ ધ્યાનથી સાંભળી એને અનુભવના ગરણામાં ગાળીને સ્વીકારતા હતા. પરંતુ છેવટે તેઓ સર્વે ઓછાવત્તા પંડિતજીની વિચારસરણી પાછળ ઘસડાતા હતા. ગાંધીજી પણ પંડિતજીના ઉત્સાહ, ધગશ, નિખાલસતા અને તેજસ્વી વાણીમાંથી નિપન્ન થતી વિચારસરણીને યોગ્ય માર્ગે વાળતા હતા.

ઇગ્લાંડમાં કોઈ પણ પક્ષરહિત એક મંડળ સ્થપાયું હતું. એનું નામ 'નેશનલ સિવિલ લિબર્ટી યુનીઅન' (પ્રજાકીય સ્વાતંત્ર્યમંડળ) હતું. ફેસીઝમના જુવાળ સામે ટક્કર લેવા આ મંડળ સામી છાતીએ ઊભું હતું. બ્રિટિશ રાજકીય અને સત્તાશીલ વર્ગ પ્રજાશાસન માટે ફેસીસ્ટ જાતના એકહથ્થુ કાયદાઓ ઘડે તેની સામે લડત ચલાવવા આ મંડળ કટીબદ્ધ થયું હતું. સામાન્ય પ્રજાના વિચારની સ્વતંત્રતા જાળવવાને માટે આ મંડળે કેટલીક નવી વિચારસરણીઓ અસ્તિત્વમાં આણી હતી. પંડિતજીએ એ મંડળની કાર્યનીતિ પદ્ધતિનો અભ્યાસ કર્યો, એમના ઘણા સિદ્ધાંતો હિંદમાં આચારમાં ઉતારવા જેવા લાગ્યા. એમને હિંદમાં આવું મંડળ સ્થાપવાની આવશ્યકતા સમજાઇ. ઇંગ્લાંડ જેવા આગળ વધેલા દેશ કરતાં હિંદ જેવા પછાત દેશને માટે આવા મંડળની આવશ્યકતા હતી. સુભાષબાબુની ધરપકડ આવા પ્રજા સ્વતંત્રતાના બનાવોમાં મુખ્ય બનાવ હતો. મહાસભાની

કારોબારી કમિટીએ સુભાષબાબુની ધરપકડ માટે વિરોધ દર્શાવતો ઠરાવ પસાર કર્યો હતો, પણ પંડિતજી આ ધરપકડ વિરુદ્ધ આખા હિંદમાં ખૂબ પ્રચાર કરવાની ઈચ્છા ધરાવતા હતા; અને આખી પ્રજાનો મહાન પ્રશ્ન બનાવવાની પણ એમની મરજી હતી. તારીખ ૧૦ મે ૧૯૩૬ના દિવસે એમણે જણાવ્યું કે,

'સુભાષબોઝની ધરપકડ પ્રજાની સ્વતંત્રતા છીનવી લેવાની વિશાળ હિલચાલનું એક મુખ્ય પગલું છે. કોઈપણ રાજકીય પક્ષ અથવા મંડળના હિંદીઓને માટે વ્યક્તિગત સ્વતંત્રતાનું રક્ષણ એ મુખ્ય પ્રશ્ન છે. માત્ર મહાસભાવાદીઓનો જ એ પ્રશ્ન નથી. સર્વે પક્ષના નેતાઓને આ મંડળમાં મેળવી પ્રજાકીય સ્વતંત્રતાનું રક્ષણ કરવા મજબૂત સામનો કરવાની આવશ્યકતા છે.'

પંડિતજી મુંબઈમાં આવ્યા. તા. ૧૮મી મેને દિવસે ત્યાં એમણે નાગરિક સ્વતંત્રતાનું મંડળ સ્થાપ્યું. મિ. બ્રેલ્વી અને મૌલાના શૌકતઅલી જેવા વિરોધી પક્ષોના આગેવાનોનો પણ એમને ટેકો મળ્યો, જ્યારે સર તેજબહાદુર સપ્રૂ જેવા ઉદારમત-વાદીઓએ એનો સ્પર્શ કરવા ના પાડી, છતાં બીજા પ્રાંતોમાં એની શાખાઓ સ્થપાઈ. લાહોર અને બંગાળમાં એની પ્રવૃત્તિ સારા પ્રમાણમાં શરૂ થઈ.

લખનૌમાં પંડિતજીના સમાજવાદની વિચારસરણીની લઢણ અને ભાષણોથી દેશમાં ખૂબ જ ચર્ચા ચાલી. મૂડીવાદી તંત્રને સમાજવાદ બિલકુલ ગમતો ન હતો. મુંબઈના ઉદ્યોગપતિઓ તર-ફથી મિ. એ. ડી. શરાફે મૂડીવાદના બચાવમાં પંડિતજીના ભાષણ વિરુદ્ધ વિચારો જાહેર કર્યા. મુંબઈની એક સભામાં ભાષણ કરતાં પંડિતજીએ એનો જવાબ વાળ્યો. તેમણે જણાવ્યું: 'સમાજ ધીમે પણ ચોક્કસપણે સમાજવાદ તરફ કૂચકદમ કરે છે. મિ. શરાફ અને એમના મિત્રો એમાં સામેલ થાય કે ન થાય, છતાં પરિવર્તન જરૂર થશે, અથવા વિપ્લવ તો ચોક્કસ આવશે જ; છતાં સમાજવાદથી વેપારીવર્ગને ભડકવાનું કંઈ કારણ નથી, એમ

સ્પષ્ટ રીતે જણાવ્યું હતું. મુંબઇની પાંચ વાણિજ્ય સમિતિઓએ તાજમહાલ હોટલમાં પંડિતજીને માનપત્ર અને સન્માન આપ્યાં. ત્યાં પંડિતજીએ સમાજવાદમાં અચલિત શ્રદ્ધા દર્શાવી, અને મહાસભા સમાજવાદ તરફ ઢળતી નહોતી, છતાં એણે સમાજવાદનું સમર્થન કર્યું હતું. આથી વેપારીવર્ગ થોડા વખત માટે શાંત પડયો, પણ પંડિતજી મુંબઈ છોડી ગયા બાદ ફરીથી સમાજવાદ વિરુદ્ધ ઝુંબેશ ચાલુ થઇ.

આખા હિંદમાં આ પ્રશ્ન અંગે ચર્ચા ચાલી, અને મૂડીવાદીઓએ તેનો વિરોધ કરવાનું મોટા પ્રમાણમાં ચાલુ રાખ્યું. મૂડીવાદીઓ ખરેખર ડરી ગયા હતા. અત્યારે જો કોઈ મોટી હડતાલ પડે તો સરકારની સહાયની એમને તક હતી. સામ્યવાદી અને સમાજવાદીઓ ઉપર પડતી સરકારી થપ્પડોથી તેઓ અત્યારે રાચતા હતા. મૂડીવાદના પાયા હચમચાવી નાંખનાર એવો પુરુષ આવ્યો હતો કે, તે સમાજના લાખો લોકોમાં મોટી લાગવગ ધરાવતો હતો. કરોડો હિંદીઓના પ્રેમને તિરસ્કારીને જ સરકાર એવી વ્યકિતને દંડ આપી શકે. પંડિતજી મૂડીવાદીઓના ગણગણાટને જરાય કાન આપ્યા વિના, સમાજવાદના સમર્થનનાં વારંવાર દર્શન કરાવતા હતા. મૂડીવાદીઓને એમણે આહ્વાહન કર્યું કે, સમાજવાદને સમજી અભ્યાસ કરી આ પરિવર્તનના કાળમા તમારો સહકાર આપો, અને તેથી આ પરિવર્તન શાંતિ અને સમાધાનીભરેલું નીવડશે. પંડિતજી વિપ્લવ ચાહતા નહોતા, પણ ન્યાયની ખાતર સમાજનું શાંત પરિવર્તન ઇચ્છતા હતા. પંડિતજી માર્ક્સની વિચારસરણી તરફ ઢળતા હતા. ફેસીઝમ અને સામ્યવાદ એ બન્નેની વચ્ચે તેઓ સામ્યવાદ તરફ મીઠી નજર ધરાવતા હતા. વિલાયતની મજૂર પાર્ટી છેલ્લા પચાસ વર્ષથી જે વિચારો પ્રગટ કરતી હતી, પંડિતજી પણ તેવી જ ઢબની અને સિદ્ધાંતોની વાણી ઉચ્ચારતા હતા.

# [ ૧૦ ]

પંડિતજી એટલે કાર્ય માટે સર્વસ્વ અર્પણ કરનારી મૂર્તિ. કાર્ય સિદ્ધિને માટે પોતાની જાતને હોમી દેવાની એમને જબરદસ્ત ઇચ્છા હતી. હિંદની સ્વતંત્રતા બનતી ત્વરાએ મેળવવાનો એમનો મુખ્ય આદર્શ હતો. સમાજવાદ દ્વારા એ સ્વતંત્રતા મેળવવાની એમની ઇચ્છા હતી. હિંદી પ્રજાના એ લાડીલા હતા, અને પ્રજા ઉત્સાહ અને ધગશથી પંડિતજીના વચનામૃતોનું પ્રેમથી પાન કરતી હતી. પંડિતજી મંચ ઉપર બોલવા ઊભા થાય એટલે એકે ય અવાજ કર્યા વગર લાખોનું ટોળું એમને પૂરી શાંતિથી સાંભળે. એમની વિરુદ્ધ એક અક્ષર પણ પ્રજા ચલાવી લે નહિ. ઓગસ્ટ ૧૯૩૬માં પંડિત જવાહરલાલ પંજાબ પહોંચ્યા. મુલતાનમાં પ્રથમ સભા ભરાઈ. પછી વંટોળીયાની પેઠે લાહોર, અમૃતસર, જેલમ, જલંદર, લુધિયાણા, રૂપાલ, કરનાલ, રોડક અને ફીરોજપુરમાં ફરી વળ્યા. એમની સભાઓમાં લોકસમૂહનો પાર નહોતો. લાહોરમાં એમણે કોમીવાદ અને બ્રિટિશ શાહીવાદ સામે શસ્ત્રો ફેંક્યાં. જલંદરમાં એક લાખ ખેડૂતોએ એમનું સન્માન કર્યું. પંડિતજીએ પંજાબની વિચિત્રતા તરફ ધ્યાન ખેંચતાં કહ્યું કે, 'પંજાબ એ વિચિત્ર પ્રાંત છે. ક્યારેક આ પ્રાંતની પ્રજા નાના નાના આંતરિક ઝગડાઓમાં સપડાઈ, હિંદઆખાની સ્વતંત્રતામાં અવરોધ કરનાર બની રહે છે. જ્યારે કેટલીક વખતે પંજાબી પ્રજા તેજ, પ્રકાશ, ઉમંગથી ઝળકી ઊઠે છે અને દેશની સ્વતંત્રતાના યજ્ઞમાં બલિદાન આપે છે. ત્યારે હિંદના બીજા પ્રાંતો એનું અનુકરણ કરે છે.

પંજાબના ખેડૂતો સાથે પંડિતજીએ વાતચીત કરી. તેઓ સરકારી કોમી ખુલાસા અને ફેડરેશનમાં રસ લેતા નહોતા, પણ ખેડૂત જીવન જે કઠિન અને દુઃસહ બન્યું છે તેના કારણો સંબંધી અને એ દૂર કરવા સંબંધી ફરિયાદો કરતા હતા. શહેરીઓ કરતાં આ ગ્રામવાસીઓની આંખોમાં તેજની વધારે ચમક હતી. પંડિતજીએ કહ્યું: 'એમનામાં ધગધગતો જ્વાળામુખીનો પ્રવાહ ભર્યો પડયો છે.' પંજાબના ખેડૂતો પાસે સમાજવાદ સંબંધી એમણે ખૂબ ખૂબ વાતો કરી, દૂર દૂરના ગામડા સુધી એમનો સમાજવાદનો પયગામ પહોંચાડયો; અને મહાસભા સાધારણ ગ્રામ્ય-સમૂહ માટે માત્ર કાર્ય નથી કરી રહી, પણ એમની જ સંસ્થા છે, એમ સિધ્ધ કરી બતાવ્યું.

લાહોરમાં કોમી ચુકાદા સંબંધી એમણે પોતાના વિચારો દર્શાવ્યા હતા. કોમી પ્રશ્નોમાં એમને રસ નહોતો. કોમી ચુકાદાના દોષો તરફ તેઓ તટસ્થાની નજરે નિહાળતા નહોતા, પરંતુ એનો નર્યો વિરોધ કરતા હતા, હિંદની અખંડતા અને એકતાના મૂળ પર કુહાડાના ઘા સમો કોમીવાદ બની રહેશે એમ તેઓ માનતા હતા. કોમીવાદ અને તેની વિરુદ્ધતા તરફ દૃષ્ટિ ઠેરવ્યા વગર હિંદની આઝાદી તરફ દૃષ્ટિ રાખવાની એમણે ભલામણ કરી.

'સિવિલ લિબરટી યુનિયન' સ્થાપ્યા પછી પંડિજીએ એક બીજી નૂતનતા યુરોપથી આણી. મહાસભામાં 'પરદેશખાતું' નામનું નવું જ ખાતું એમણે દાખલ કર્યું. એમની તેમને ઇંગ્લાંડમાં અને અન્ય દેશોમાં હિંદ સંબંધી સાચો પ્રચાર કરવાની હતી. પરદેશોમાં હિંદના કેસને બહુ જ ઓછું મહત્ત્વ આપવામાં આવતું હતું. હિંદ વિરુદ્ધ બ્રિટન તરફથી ખોટો પ્રચાર થતો હતો. મહાસભાના સિદ્ધાંતો આઝાદીની આકાંક્ષાઓ અને મહાસભાની ઉચ્ચ પ્રવૃત્તિઓને પરદેશોમાં ભ્રામકરૂપે રજૂ થતી હતી. સરકારી રાઈને પર્વત બનાવી દેવામાં આવતો હતો. પંડિત નેહરુના પ્રયત્નોથી મહાસભાએ

પગારદાર અધિકારીઓ રાખી પરદેશખાતું સ્થાપ્યું. યુરોપમાં હિંદ સંબંધી જે પ્રચાર થતો તે સમજી તેનો યોગ્ય જવાબ આપવાની પત્રિકાઓ કાઢવાની સગવડ પણ કરાઇ હતી.

પંડિત જવાહરલાલ પરદેશોમાં પણ ઊંડો રસ લેતા હતા. કોઈ પણ પ્રજાના વિભાગનો અન્યાય તેઓ સહન કરી શકતા નહોતા. પેલેસ્ટાઈન અને ઍબિસિનીઆના પ્રશ્નો જગત સમક્ષ એ સમયે ખૂબ મહત્ત્વ ધરાવતા થયા હતા. પંડિતજીની માન્યતા હતી, કે પેલેસ્ટાઇનના આરબોના હિત તરફ બ્રિટન લક્ષ્ય આપતું નહોતું. હિંદને પેલેસ્ટાઇનના આરબો તરફ ખૂબ સહાનુભૂતિ હતી. આરબોની હિંસક નીતિ પ્રત્યે હિંદને સહૃદયતા નહોતી. પેલેસ્ટાઇનના આરબોને પંડિતજીએ સહાનુભૂતિ ભરેલો સંદેશો મોકલ્યો હતો. મહાસભાના અધ્યક્ષે એબિસિનીઆના દિવસના પાલન કરવા માટે પ્રજાને વિનંતિ કરી. હિંદી પ્રજાએ આ ઝીલી લીધી હતી.

૧૯૩૫ના કાયદા પછી ધારાસભાઓની નવી ચૂંટણી માથે આવી. મહાસભાએ ઑગસ્ટ ૧૯૩૬ માટેના પ્રચારકાર્યમાં ઝુકાવ્યું. કારોબારી કમિટીએ એક ચૂંટણીખત બહાર પાડી દીધું. પંડિતજીના વ્યાખ્યાનોની કંડિકાઓ એમાં આપવામાં આવી હતી. એમાં કરાંચીની મહાસભાએ પસાર કરેલ પ્રજાના મૂળભૂત હકકો સંબંધી ઠરાવના સિદ્ધાન્તો અને લખનૌ અધિવેશનના ખેતી સંબંધીના ઠરાવોના મૂળ તત્ત્વો સમાવવામાં આવ્યાં હતાં. આ ઐતિહાસિક દસ્તાવેજમાં વિશેષમાં જણાવ્યું હતું કે આપણાં કરોડો દેશભાઇઓ માટે આઝાદીનો પ્રશ્ન અત્યંત તિવ્ર બન્યો છે. પ્રજાનું ચૂસણનીતિમાંથી રક્ષણ કરવા અને સત્તાશાસન ભોગવવા સ્વતંત્રતાનું એકજ ધ્યેય આપણી સન્મુખ ખડું છે, આ દસ્તાવેજમાં નવા બંધારણનો વિરોધ કરવામાં આવ્યો હતો. ફિડરલ બંધારણને પણ વખોડી કાઢવામાં આવ્યું હતું.

મુંબાઈમાં મળેલી અખિલ હિંદ મહાસભા સમિતિની બેઠકમાં કારોબારીએ તૈયાર કરેલા ચૂંટણીના ઢંઢેરાને મંજૂરી આપી. આ સમિતિએ કોમી ચૂકાદા વિરુદ્ધ કોઈ વ્યકિતગત સત્યાગ્રહ કરે તો તે માટે પરવાનગી આપતો ઠરાવ પસાર કર્યો હતો. પંડિતજી વિમાનમાં વીજળીવેગે દેશના ખૂણે ખૂણે પહોંચી ગયા અને લાખોની જનમેદની સમક્ષ તેઓ થાકી જાય ત્યાં સુધી ભાષણો આપ્યાં; એમના ઉત્સાહ અને તેજસ્વીતાએ જગતને ચકિત કરી દીધું. એ પ્રવાસે પ્રજામાં અદ્‌ભુત જાગૃતિ આણી એમણે જણાવ્યું કે, સ્વતંત્રતા મેળવવી એ જ દરેક હિંદીની અંતરેચ્છા હોવી જોઈએ. સ્વતંત્રતા મેળવવા મહાસભાને સહકાર આપવાની દરેક હિંદી જનની ફરજ છે.

ફૈઝપુરનું મહાસભાનું આધવેશન નજીક આવી રહ્યું હતું. મહાત્મા ગાંધીજી અને દેશે એકે અવાજે જવાહરલાલજીને ફરી પ્રમુખપદે બીજા વરસ માટે ચૂંટવા ઝુંબેશ ઉપાડી. પંડિતજીએ બીજી વખત પ્રમુખપદનો ભાર ઉપાડવા આગ્રહપૂર્વક ના પાડી. એમના પોતાના સંયોગો અનુકૂળ ન હતા, છતાં પ્રજાની પ્રબળ ઇચ્છાને તેઓ અવગણી શકયા નહિ, અને ફૈઝપુરના અધિવશનના તેઓ જ પ્રમુખ થયા. લાગલાગટ બે વરસો સુધી એક જ વ્યકિતને પ્રમુખપદે નીમવાનો આ પહેલો જ દાખલો હતો. મહાસભાના ત્રણ અધિવેશનોના પ્રમુખપદનું માન પંડિતજીને મળ્યું હતું. કલકત્તા ખાતે ભાષણ કરતાં એમણે જણાવ્યું હતું કે–લાંબી લાંબી સ્વતંત્રતાની રાત્રિ પસાર થાય છે. સૂર્યોદયને બહુ સમય લાગ્યો છે, પણ તે બહુ દૂર નથી. પ્રેમળ જ્યોતિ હવે પ્રકાશે છે એવી આશા રાખીશું.

ફૈઝપુરમાં પંડિતજી પૂરબહારમાં ઝળકી ઊઠ્યા. એમની શક્તિઓ સોળે કળાએ ખીલી ઊઠી. પંડિતજીએ ઘોષણા કરતાં

જણાવ્યું કે—આવતી ચૂંટણી લોકોનાં ચિત્તને વ્યગ્ર કરી રહી છે, પરન્તુ ચૂંટણીની ધમાલમાં આપણો મુખ્ય આદર્શ 'સ્વતંત્રતા' ભુલાઈ ન જાય તે ધ્યાનમાં રાખવું જોઈએ. નવું બંધારણ અને સુધારા એ ગુલામગીરીના લખત જેવું છે, તેની ભ્રમણામાં ભૂલા પડવાનું નથી. ફેસીઝમ અને શાહીવાદ વચ્ચેની ભયંકર લડાઇના પરિણામ પર હિન્દનું ભાવિ લટકેલું છે. સ્પેનને ફાસીસ્ટ નેતાઓની હકુમત તળે મૂકવા માટે બ્રિટિશ પરદેશનીતિ તરફ પંડિતજીએ પ્રહાર કર્યો. આરબોને બ્રિટિશ શાહીવાદ હેરાન કરતો હતો તે સામે પણ પંડિતજીએ પ્રબળ રોષ વ્યક્ત કર્યો. પંડિતજીએ છેવટે જણાવ્યું કે, મહાસભા પ્રજાવાદના પાયા ઉપર સ્થપાયલી છે, પરન્તુ એ પ્રજાવાદને સમાજવાદ તરફ સમય અને સંયોગો ખેંચી જાય છે. ભવિષ્યમાં મહાસભાના બંધારણમાં કિસાનો અને શ્રમજીવીઓ માટે સારું સ્થાન રહેવાનું છે.

પંડિતજીનું વ્યક્તિત્વ ફૈઝપુરના મહાસભાના અધિવેશનમાં પૂર્ણકળાએ ઝળકી ઊઠ્યું. એમની સ્વતંત્રતા અને સમાજવાદની નીતિ મહાસભાએ અપનાવી લીધી. નવા સુધારાના કાયદાનો વિરોધ કરતો ઠરાવ પસાર થયો. હિંદની પ્રજાની બનેલી મધ્યસ્થ પરિષદ હિન્દના ભાવિ બંધારણને ઘડી કાઢે એવો ઠરાવ પસાર થયો, યુદ્ધ સંબંધી મહાસભાની નીતિ લખનૌ અધિવેશનના ઠરાવ અનુસાર ફરી જાહેર થઈ. રાજ્યાભિષેકમાં ભાગ લેવાનો નિષેધ થયો.

# [ ૧૧ ]

ચૂંટણીઓ પૂરી થઈ ગઇ. મહાસભાનો મોટો વિજય થયો. મહાસભાની ભાવિ નીતિની સ્પષ્ટતા માટે દિલ્લી ખાતે એવી ધારાસભાઓના ચૂંટાયેલા સભ્યોનું સંમેલન મળ્યું. આ સંમેલન પહેલાં અખિલ મહાસભા સમિતિની સભાએ એક ઠરાવ પસાર કરીને પ્રાન્તોમાં બહુમતિ હોય ત્યાં પ્રધાનપદા સ્વીકારવાની મંજૂરી આપી હતી. ચૂંટાયલા ધારાસભ્યોની પરિષદે આ ઠરાવને સંમતિ આપી. પંડિત નેહરુએ એમની રાહબરી માટે એક સંદેશ પત્ર ચૂંટાયલા સભ્યોને પાઠવતાં જણાવ્યું કે—

નવા સુધારા વિરુદ્ધ પ્રજાનો ચુકાદો છે, એ તમારી ચૂંટણીએ નક્કી કરી આપ્યું છે. મહાસભાનું મુખ્ય કામ સત્તા છીનવી લેવા પ્રજાને તૈયાર કરવાનું છે. એ કામ ધારાસભાઓની બહાર થશે. પ્રધાનપદાં સ્વીકારીને જનતાના સંસર્ગમાંથી દૂર જવાનાં ભયનું તમારે નિવારણ કરવાનું છે. પ્રધાનપદ સ્વીકારવાનું કામ આગેકૂચના એક ભાગ જેવું હતું. પ્રધાનપદાં સ્વીકારવાની નીતિ પંડિતજીને મંજૂર નહોતી, પરન્તુ મહાસભાએ પ્રધાનપદાં સ્વીકારવાની નીતિ સ્વીકાર્યાં પછી મહાસભામાં મતભેદો વધારી દેવાનું કામ હિતાવહ નહોતું. મૂળ જો આદર્શ એક જ હોય તો તે મેળવવા જુદા જુદા માર્ગો પકડી શકાય. વિજય મેળવવા અનેક જાતની વ્યૂહરચનાઓ કાઢવાથી કંઇ કામ થાશે નહિ. ધોંધાટ, બડબડાટ, તોફાન અને શિસ્તહિનતા એ સર્વેને પંડિતજી કદી

આવકારતા નથી. શાહીવાદના વિનાશ માટે પ્રધાનપદાંનો સ્વીકાર થવો જોઇએ.

મહાસભાએ મુસલમાનોના હૃદયો જીતવાં જોઇએ. મુસલમાનોનાં હૃદયો નાચી ઊઠે એવું થોડું જ કામ મહાસભાવાદીઓએ ભૂતકાળમાં કર્યું છે. આથી જ થોડી મુસ્લીમ બેઠકો જીતી શકાઈ છે; પરંતુ મુસ્લીમોનાં હૃદયોને જીત્યા વગરની એ નજીવી જીત છે. મી. જીન્હા મહાસભા મુસ્લીમો વચ્ચે કામ કરે તેની વિરૂદ્ધ હતા.

પંડિતજીએ મી. જીન્હા સાથે એ સમયે કેટલોક પત્રવ્યવહાર ચલાવ્યો હતો. મુસલમાન આમપ્રજા મહાસભાની સાથે સંપર્ક સાધી શકે નહિ એવી માન્યતા મી. જીન્હાની હતી. પંડિતજીએ પોતાના ગામડાંઓના વિશાળ પર્યટન સમયે મુસલમાન ખેડૂત વર્ગની સાથે ખૂબ સમાગમ કેળવ્યો હતો. કોમી પ્રશ્ન મુસલમાન જનતાએ એમની સમક્ષ કયારે પણ મૂકયો નહોતો, પરંતુ પોતાની પીઠ ઉપર મહેસૂલ સરખું કરો અને બીજા ભારો ઘટાડવાની અને ગરીબી નિવારણની હૃદયની વાતો કરી હતી. બેકારી, જમીન મહેસૂલ, પાણીના દરો વિગેરે પ્રશ્નો એમને મન ખૂબ અગત્યના પ્રશ્નો હતા. પંડિતજીની સૂચનાથી મહાસભાની પ્રાંતિક કમિટીઓએ મુસલમાન જનતાના ઉપલાં દુઃખોના પ્રતિકાર શોધવાની અને એમના સંસર્ગમાં વધારે આવવાની ચળવળ ઉપાડી લીધી. મુસ્લિમ લીગના બડેખાંઓ અને મધ્યમ વર્ગના અધિકારઈચ્છકો સાથેનો સંબંધ છોડી દીધો.

હિંદના પ્રાંતોની આમજનતા સાથે સંબંધ કેળવવા અને એમનાં દુઃખો, દીનતા અને સ્થિતિના સીધા સંપર્કમાં આવવા પંડિતજી ગામડાંઓના પ્રવાસે ઊપડયા. ટાઢ, તડકો, વરસાદ સુખ, દુઃખ, સગવડો, અગવડો, સહુને સહન કરીને ગામડાંઓમાં ઘૂમવું એ

પંડિતજીની વિશેષતા હતી. એમણે આસામના સુરમાવેલીનાં ગામડાંઓ દક્ષિણનાંકર્ણાટકનાં ગામડાંઓ ખૂંદી નાંખ્યાં. મે ૧૯૩૭માં એમણે દરિઆપારના દેશોમાં ચક્કર લગાવ્યાં. મલાયા અને બ્રહ્મદેશના પ્રવાસો ખેડયા. મલાયાના હિંદીઓ કાળી મજુરી કરી જેમ તેમ ઉદર-નિર્વાહ કરતા હતા. સફેદ ચામડીના મૂડીવાદીઓ એમની મજૂરીને નીચોવી લેતા હતા. બ્રહ્મદેશમાં હિંદી મૂડીવાદીઓ બ્રહ્મીઓમાં ખૂબ અપ્રિય થઈ પડયા હતા. પંડિત નેહરુએ બ્રહ્મીઓ અને હિંદીઓને એકત્ર થઇ બંને દેશોની આઝાદી માટે યત્નો કરવા વિનંતી કરી. મલાયાના હિંદીઓને પોતાની માતૃભૂમિની અને તેના પ્રશ્નો સંબંધી વધારે રસ લેવા–સમજવા–જાણવાની ભલામણો કરીં. પંડિતજીએ ચીના લોકોની જાપાનીસ શાહીવાદ સાથેની લડતની ખૂબ પ્રશંસા કરી. પ્રાચીન સંસ્કૃતિઓના જોડાણથી ચીન અને હિંદ ખૂબ સાંસ્કૃતિક સ્નેહ સંબંધ ભોગવતા આવ્યા છે, એ સંબંધ ગાઢ અને પરસ્પરના સહકારને બંધાય તે માટે પંડિતજીના પ્રયાસો હતા.

મહાસભાની કારોબારી કમિટિએ પ્રધાનપદાં સ્વીકારવાના પ્રશ્ન ઉપર મહોર મારી. ચૂંટાયેલા સભ્યોએ પ્રધાનમંડળો નીમ્યાં. પરંતુ ગવર્નરો સાથે કેટલાક બંધારણીય પ્રશ્નો અંગે મતભેદ ઊભો થયો. આંદામાનના રાજકીય કારાગ્રહીઓએ ભૂખ–હડતાલ પાડી હતી. એમને છોડી મૂકવાની પ્રધાનોની દરખાસ્તો ગવર્નરોએ સ્વીકારી નહિ. આખરે સરકારે નમતું મૂકી કેટલાક આંદામાનના રાજદ્વારી કેદીઓને હિંદમાં બોલાવી લીધા, પણ છોડયા નહિ. આ પ્રશ્ને સમય જતાં વધુ ઉગ્ર સ્વરૂપ પકડયું હતું.

સરકારના તંત્ર અને પ્રધાનો વચ્ચે એક બંધારણીય વાંધો ઊઠયો. પ્રધાનોના દરરોજના કામમાં ગવર્નરો ઇચ્છા પ્રમાણે માથું મારી શકે નહિ એવી પ્રધાનોની માંગણી હતી. સૌથી પ્રથમ બિહાર અને સંયુકત પ્રાંતના પ્રધાનમંડળોએ રાજીનામાં

આપ્યાં. મહાત્માજી અને પંડિતજીએ મહાસભાવાદી પ્રધાનોને ધીરજ અને દ્રઢ રહેવા જણાવ્યું. પાર્લામેન્ટ સુધી આ વાંધાનો

બેરીસ્ટર-જવાહર



પડઘો પડયો. અસહકારની હિલચાલના બીજા પગલાં અંગે અનુમાનો થવા લાગ્યાં. છેવટે સરકારે નમતું મૂકયું, તકરાર અને વાંધો દબાઇ ગયા.

હરિપુરાનું મહાસભાનું અધિવેશન આ વાંધા દરમ્યાન મળ્યું હતું. શ્રી. સુભાષ બોઝ એના પ્રમુખ ચૂંટાયા. ખૂબ આગ્રહી, ખંતીલા અને મજબૂત મનના ડાબી બાજુના પક્ષના નેતા હતા. આ અધિવેશનમાં જવાહરલાલ નેહરુ લઘુમતિના પ્રશ્ન પર બોલ્યા. એમણે સર્વે લઘુમતિઓને ખાત્રી આપી કે, મહાસભા તમારા હક્કોનું રક્ષણ કરશે. લઘુમતિની સંસ્કૃતિ, વાણી અને ધાર્મિક હકોની ચોકી કરવાનું કામ મહાસભાએ સ્વીકાર્યું છે. સ્વાર્થીઓ કોમીવાદમાં ઝેરી વાતાવરણની ઉશ્કેરણી માટે પ્રયત્નો કરે છે. આવા નેતાઓના કુસંપના વ્યાખ્યાનોને ધ્યાનમાં નહિ લેવા એમણે મુસલમાનોને આગ્રહ કર્યો હતો.

સંયુકત પ્રાંતના પ્રધાનમંડળે ખેડૂતો ઉપરનું ભારણ ઓછું કરવાને રાહતબીલ ધારાસભામાં દાખલ કર્યું. સયુક્ત પ્રાંતના જમીનદારોએ એનો સખ્ત સામનો કર્યો. એમણે પ્રધાનમડંળ અને મહાસભા પ્રત્યે જોરાવરી અને બળવાની વાતો કરી પોતાના ખેડૂતોને દબાવવા પ્રયત્ન કર્યા. પંડિતજીએ કહ્યું: થોભી જાઓ, બડી વાતો નકામી છે. ભૂતકાળમાં તમે જમીનદારો અને મૂડીવાદીઓએ મહાસભાને દબાવી દેવાના સરકારી પ્રયત્નોને સહકાર આપ્યો હતો, છતાં મહાસભા એને ભૂલી જવા તૈયાર છે. ભૂલી ગઇ છે.

તમે આવો વાટાઘાટ ચલાવવા તૈયાર છીએ, પણ ધમકી કે ડરામણી અમારા ઉપર કાંઈ અસર કરી શકવાની નથી. પણ જમીનદારોએ પંડિતજીની કોઈ વાત કાને ધરી નહિ.

જમીનદારોએ મૂડીદારોને પોતાની સાથે લીધા. કાનપુરના મૂડીદારો પણ એમાં ભળ્યા. પંડિતજીએ એમને પૂરા ખખડાવ્યા.

મહામહેનતે તૈયાર કરેલું આ બીલ, ખેડૂતો ઉપર બોજો ઓછો કરવાની આ વાત ખેંચી લેવામાં આવશે જ નહિ. તમે ખોટી ઉશ્કેરણી અને ધમકીથો પોતાને જ નુકસાન કરો છો. મહાસભા ખેડૂતો અને શ્રમજીવીઓને જરૂર ટેકો આપશે, માટે ડાહ્યા થઈ હઠ છોડી દો.

પંડિતજી સંયુકતપ્રાંત સિવાય બીજા પ્રાંતોમાં પણ ખેડૂતો અને શ્રમજીવીઓના કલ્યાણકાર્યો માટે પોતાની શકિત વાપરતા હતા. તેમના ખ્યાલમાં હતું કે, ખેડૂતો અને શ્રમજીવીઓ માટે જે અગત્યનું હતું એટલું મહાસભાના પ્રધાનો કરી શકયા નહોતા એવો આરોપ તેમના ઉપર મૂકવામાં આવે છે. પ્રધાનોના સારાં કામોને પં. નેહરુ પ્રશંસતા હતા. બીકપણાની ઉપર ટીકા કરતા હતા. મુંબઈ સરકારે ૧૯૩૮ની મોટી હડતાલનો જે રીતે જોર જુલમથી અંત આણ્યો હતો, તે રીતો વખોડી કાઢી હતી. ગરૂડ દૃષ્ટિથી પંડિત નેહરુ મહાસભાના પ્રધાનમંડળોના કાર્યોની સમિક્ષા કરી રહ્યા હતા.

જ્યાં જ્યાં જુલમ, એકહથ્થુ સત્તા પ્રજાવાદ સામે વિદ્રોહ થાય ત્યાં પંડિતજી હોય જ. એમનો આત્મા આખા જગતને આત્માવત્ ગણતો હતો. સર્વે પ્રજાઓની સ્વતંત્રતા અને પ્રજા-વાદ તરફ એમને સહાનુભૂતિ હતી. સ્પેનના બનાવો એના હૃદયને હચમચાવી રહ્યા હતા. ઇટલી અને જર્મનીની ફેસીસ્ટ સરકારોની સહાયતાથી જનરલ ફ્રાંકોએ પ્રજાસત્તાક રાજ સામે બળવો ઉઠાવ્યો હતો. જુલાઇ ૧૯૩૨માં પંડિતજી સ્પેન ઊપડયા. યુદ્ધ ચાલતું હતું, છતાં લોકો ઉત્સાહમાં હતા. જર્મન અને ઇટાલીઅન બોંબરોએ બાર્સીલોનોના શહેરમાં ખંડેરો બનાવી દીધાં હતાં. છતાં લોકો એક નિષ્ઠાથી પોતાનું કાર્ય કરી રહ્યા હતા. સ્પેનના પરદેશપ્રધાન 'ડેલવાયો' સેનાધ્યક્ષ અને બીજા મોટા નેતાઓ

સાથે પંડિતજીએ ખૂબ ખૂબ વાતો કરી. એમની લડત તરફ દિલસોજી બતાવી, છેવટે ત્યાંની સરકારની વિનંતીથી હિંદથી કેટલોક ખોરાકનો જથ્થો પણ મોકલ્યો હતો.

સ્પેનમાં દેશપરદેશના યુરોપના બીજા દેશવાસીઓની બનેલી એક ટુકડી યુદ્ધમાં સ્પેનને મદદ કરી રહી હતી. પંડિત નેહરુ એમની સાથે યુદ્ધક્ષેત્રમાં ગયા. પંડિતજીએ રાયફલ તો હાથમાં લીધી નહિ, પણ એમણે સેનાધ્યક્ષોને દેખાડી આપ્યું કે ફેસીઝમ વિરુદ્ધ તેમના હૃદયમાં પણ જ્વાળામુખી ધખધખતો હતો.

પંડિતજી લંડન પાછા આવ્યા. ટ્રફાલગરના મોટા ચોકમાં એમણે સ્પેન વિષે ભાષણ આપ્યું. ઈંદિરા નેહરુ તે વખતે સ્પેનના પ્રજાસત્તાક રાજ્યનો ઝંડો હાથમાં ઝાલી ઊભાં હતાં. પંડિતજીએ અંગ્રેજ પ્રજાને જણાવ્યું કે, સ્પેનના પ્રજાસત્તાકના વિનાશમાં લોકવાદનો નાશ છે. લોકવાદના નાશમાં બ્રિટનના લોકવાદનો પણ સાથે જ અંત છે. યુરોપના પચ્ચાસ જાતિના લોકો આ સ્પેનના ફેસીસ્ટ આક્રમણની વિરુદ્ધ લડયા હતા. બ્રિટને જો એને ટેકો આપ્યો હોત તો ત્યાં પ્રજાસત્તાક રાજ્ય નાશ પામત.

યુરોપમાં સ્પેન જનરલ ફ્રાન્કોના હાથોમાં સરી ગયું. બ્રિટન અને ફ્રાન્સે સ્પેનના પ્રજાસત્તાક સહકારમાં આંગળી ઊંચી કરી નહિ. હિટલર અને મુસોલિનીના વિમાનોના ધસારા સામે સ્પેન ટકી શક્યું નહિ. સ્પેનમાં ફેસીઝમની સત્તા સ્થપાઈ. પંડિત નેહરુને પ્રજાવાદનો પરાભવ બહુ વસમો લાગ્યો. રશિયાને મદદ કરવાની તિવ્ર ઇચ્છા હતી, પરંતુ દૂર બેઠે રશિયા મદદ કરવાની હાલતમાં નહોતું. યુરોપમાં રહીને પંડિતજી ફેસીસ્ટ મહા રાજ્યોના વધતા જતા બળને બારીકાઈથી જોતા હતા. બ્રિટન પાસે તૈયારી પણ નહોતી એવી એમને પ્રતિતિ થઈ. યુરોપમાં સામાન્ય રીતે અને બ્રિટનમાં ખાસ કરીને અનેક ઉદારાત્માઓના

પરિચયમાં પંડિતજી આવ્યા. પંડિતજીને યુરોપમાં મોટો જંગ ફાટી નીકળશે એવી ખાતરી થઇ હતી.

પંડિતજી જીનીવામાં હતા. હિટલરના સૈન્યો ઝેકોસ્લોવેકીઆને ગળવા દોડયાં. બ્રિટન અને ફ્રાન્સે એ દેશના રક્ષણ માટે કાંઇ પણ કર્યું નહિ. સુડેટાનના ઝેકોસ્લોવેકિઆને સ્વતંત્રતા આપવાને બહાને હેર હિટલરે પોતાનાં સૈન્યોને તૈયાર કર્યાં હતાં. પરંતુ નાઝીઓ આ બહાને યુરોપનો દિગ્વિજય કરવા માગતા હતા. બ્રિટનનો વડો પ્રધાન અને ફ્રાન્સનો વડો પ્રધાન જર્મનીમાં હેર હિટલરને સમજાવવા દોડયા. મ્યુનિક ખાતે મુલાકાત થઇ. મુસોલિની પણ ત્યાં આવ્યો. ચારે માંધાતાઓએ મળી મંત્રણા કરી. બ્રિટનના વડા પ્રધાન મી. ચેમ્બરલેન અને ફ્રાન્સના વડા પ્રધાને મળીને ઝેકોસ્લોવેકીઆને હેર હિટલરને આપી દીધું. પારકે પૈસે પરમાનંદ કરીને જર્મનીને બળવાન બનાવ્યું એની શ્રદ્ધા વધુ ઉગ્ર બનતી ગઇ. આખું યુરોપ બ્રિટન અને ફ્રાન્સની નબળાઇથી આશ્ચર્યમાં પડી ગયું.

પંડિતજીને પણ આ ગમ્યું નહિ. ઝેકોસ્લોવકીઆ સ્વતંત્ર પ્રજાનું રાજ્ય હતું. ઉદ્યોગી, સ્વતંત્ર, ભલી અને નિર્દોષ પ્રજાને આ રીતે જાલિમને સોંપી દેવામાં પંડિતજીને બ્રિટનની બહુ નબળાઈ લાગી. એમને બ્રિટિશ વડા પ્રધાન ચેમ્બરલેન નબળા મનનો માણસ લાગ્યો. પંડિતજી કોઇપણ વ્યક્તિ કે રાજ્યને અન્યાય થાય તે સહન કરી શકતા નહોતા. તેમાં પણ સ્વતંત્ર, બહાદુર પ્રજા બળવાનની ગુલામગીરીમાં સપડાય તે એમના માનસને આઘાત કરનારું લાગતું હતું. પંડિતજી પોતાના વિચારો વ્યકત કરવાની તકનો લાભ લેતા હતા.

લંડનમાં રહીને પંડિતજીએ હિંદની પરદેશનીતિ સંબંધે સારો પ્રચાર કર્યો હતો. હિંદ પ્રજાતંત્રવાદીઓના સહકારમાં લડવા

નીકળી શકતું નથી; કારણ કે હિંદને તેવો મોકો અપાયો જ નથી, એટલે હિંદ માત્ર પોતાની દિલસોજી શબ્દમાં જ દેખાડી શકે તેમ છે. પંડિતજીએ ૧૯૩૫ના કાયદાને રદ કરવા માટે બ્રિટનને ભલામણ કરી. અમે હિંદીઓ અમને અનુકૂળ આવે તેવું રાજ્યબંધારણ તૈયાર કરવાને હકકદાર છીએ. હવે સુધારાના થીગડ થાગડનો સમય નથી. માથે હાથ ફેરવી મનાવી લેવાનો વખત પણ નથી. જગત, તેમાં પણ યુરોપ મોટા વિનાશ તરફ આંખ મીંચીને ધસે છે. જો જગતના પ્રગતિશીલ તત્ત્વો એકસંપ કરીને સંપીને કાર્ય કરે તો જ આ ભયાનક વિનાશ અટકી શકે તેમ છે. હિન્દ આવા પ્રગતિશીલ રાજ્યોની સાથે સહકાર આપી શકે છે, પરન્તુ સ્વતંત્ર હિન્દ જ આ સહકાર્યનું સમભાગી થઇ શકે છે.



# [ ૧૨ ]

પંડિત નહેરૂ સ્વદેશ આવી ગયા. હિંદની આઝાદી એમની રગે રગે રમતી હતી. આ યુરોપના પ્રવાસમાંથી પાછા ફરી આવ્યા બાદ તરત જ એમણે સંયુક્ત પ્રાંતની રાજકિય પરિષદના પ્રમુખસ્થાનેથી ભાષણ આપ્યું. પોતે સ્પેનમાં જોયું-અવલોકયું હતું તે એમણે વર્ણવી બતાવ્યું. પેલેસ્ટાઈન અને ચીનના રાજકિય પ્રવાસની પોતાના ઉપર થયેલી અસર પણ તેમણે જણાવી હતી. આ દેશોમાં શાહીવાદ વિરૂદ્ધ ચાલતી ઝુંબેશોની હકિકત પણ સંભળાવી હતી પેલેસ્ટાઇનમાં બ્રિટિશ રાજનીતિ પોતાની કબર ખોદી રહી છે એવી એમની માન્યતા હતી. હિંદમાં બે વસ્તુઓ હમણાં મુખ્ય ધ્યાન ખેંચતી હતી. એક તો ખેડૂતો પોતાની સ્થિતિ સુધારવા માટે હિલચાલ કરી રહ્યા હતા. બીજી વાત મુસ્લીમ લીગની મહાસભા પ્રધાનમંડળો વિરૂદ્ધ ખોટી ઉશ્કેરણીને લગતી હતી. પણ ખરી વાત તો એ હતી કે આ બંધારણથી લોકોના હાથમાં ખરી સત્તા આવતી નથી. લોકોએ મહાસભાની વિરૂદ્ધ ઉશ્કેરાઈ જવાની જરૂર નથી, જો કે મહાસભાના પ્રધાનમંડળોએ દોઢ વરસના અમલ દરમ્યાન ભાડુતદારી કાયદો પંસાર થઇ શકયો નથી તે માટે એમણે દીલગીરી જાહેર કરી હતી.

પંડિત નહેરૂએ મુસ્લીમ લીગની વિરોધ નીતિનો સ્પર્શ કરતાં તેમણે કહ્યું કે એ નીતિ ખોટા અને ભ્રમમુલક પાયા ઉપર

રચાયેલી હતી. એક હિંદી એવી ખોટી ગાળાગાળી ઉપર ઉતરી પડે એ મોટી દિલગીરીની બીના હતી. જ્યારે હિંદ એની મહાન સ્વતંત્રતાની લડાઈમાં રોકાયું છે ત્યારે આવા નજીવા અંદર અંદરના ભ્રમમૂલક કહેવાતાં દોષોને મોટેથી પોકારવાનો કાંઇ અર્થ જ નહોતો. હિંદુ મહાસભા અને મુસ્લિમ લીગે હિંદુ અને મુસ્લિમ હિંદ એવાં બે ભાગલાં પાડવાની નીતિ ઉપાડી છે. બહુમતિની ફરજ છે કે લઘુમતિ પ્રત્યે ઉદારતાથી વર્તે. મહાસભાના પ્રધાન-મંડળોએ એવી જ ઉદાર નીતિ સ્વીકારી છે એવી એમને ખાત્રી હતી.

મુસ્લિમ લીગના મોવડીઓએ મહાસભાને વગોવવાની નીતિ ચાલુ રાખી છે. સ્વદેશ-પ્રેમ જેવી વસ્તુ એમના હૃદયો ઉપર અસર કરતી નથી. આ ભાષણ પછી થોડા દિવસો વિત્યા બાદ મી. જીન્હાએ મહાસભાના પ્રધાનમંડળો ઉપર જાહેર તહોમતો અને આક્ષેપો કર્યાં. પંડિત નહેરૂ આ ઝેર ઉત્પન્ન કરનારી શબ્દબાજીની ચર્ચાને બંધ પાડવા ઇચ્છતા હતા. એમણે જણાવ્યું કે મી. ફઝલુલ હકકે પણ મહાસભા પ્રધાન મંડળ ઉપર અત્યાચાર અને જુલમના આરોપો મુકયા હતા. એ જુલમોને લગતી વિગતો પુરી પાડવા માટેની વારંવાર વિનંતિઓનો કાંઇ જવાબ આપવામાં આવ્યો નહોતો. મી. જીન્હાએ સંયુકત પ્રાંતમાં પ્રધાન મંડળે ચાર સ્થળે જુલમ કરવાના દાખલા આપ્યા છે. પરન્તુ એ ચારમાંના બે સ્થળો તો સંયુકત પ્રાંતમાં છે જ નહિ. જો મી. જીન્હા વિગતો આપવા તૈયાર થાય તો એ સંબંધી સ્વતંત્ર તપાસ ચલાવવા તૈયાર છે. નિષ્પક્ષપાત તપાસને અંતે સત્ય જણાઇ આવશે. મુસલીમ લીગ કે મહાસભા સાથે સંબંધ નહિ ધરાવતી એવી બે ત્રણ વ્યક્તિઓ તપાસ ચલાવી શકશે અને સત્ય તરત જણાઈ જશે.

સંયુક્ત પ્રાંતના મુખ્ય પ્રધાને આ વાત સ્વીકારી લીધી. એમણે નિષ્પપક્ષપાત સમિતિ નિમવાની તૈયારી બતાવી પરંતુ

મુસ્લિમ લીગના કાર્યકર્તાઓએ કાંઈ વિગતો પુરી પાડવાની તૈયારી બતાવી નહિ. તેમજ આ આરોપો કોઈ નિષ્પક્ષપાત સમિતિ પાસે મુકવાની પણ ઈચ્છા બતાવી નહિ, આરોપો મુકવા માટે જેટલા ઉતાવળા થયા તેટલા એ આરોપોને સાબીત કરવા તૈયાર થયા નહિ.

દેશી રાજ્યોમાં રાજાઓના હાથોમાં એકહથ્થુ સત્તા હતી આ સત્તાનો પ્રજા ઉપર કોરડો ઘણી વખત ચલાવવામાં આવતો હતો. પ્રજાની સ્વતંત્રતા અને ઈચ્છાઓને છુંદી નાંખવામાં આવતી હતી. જૂના જમાનાની રાજ્યશાસ્નની પદ્ધતિ ઘણા ખરા દેશી રાજ્યોમાં ચાલતી હતી. રાજાના મોઢાનાં શબ્દો ગમે તેવાં હોય છતાં ન્યાયનું સ્થાન લેતા હતા. ઘણા રાજ્યોમાં પ્રજાપીડન જેવું હતું. અત્યાર સુધી દેશી રાજ્યોની પ્રજા જુલ્મ મૂંગે મોઢે ખમી રહેલી હતી. હિંદના બ્રિટીશ પ્રાંતોમાં હવે પ્રજાના પ્રતિનિધિઓનુ શાસન ચાલતું હતું. આથી રાજ્યોની પ્રજા વચ્ચે જાગૃતિ આવી. દેશી રાજ્યોમાં પણ પ્રજાકીય શાસનની વૃત્તિ ધીમે ધીમે પ્રકાશમાં આવવા લાગી. રાજાસાહેબો પ્રજાના સહકાર અને સાથ સાથે રાજ્ય શાસન ચલાવે એવી સર્વત્ર ઉંડી ઉંડી રહેલી ઇચ્છા જાગૃત થઇ ગઇ હતી.

પંડિત નહેરૂને નાના રાજ્યમાં અત્યંત કડવો અનુભવ થયો હતો. રાજસ્થાની પ્રજા તરફ એમને પુરી સહાનુભૂતી હતી. રાજ્યોમાં પ્રજાકીય તત્વને પોતાના શાસન માટેના હકકો મળે એવી એમની ઇચ્છા હતી. દેશી રાજ્યોમાં પ્રજાકિય જાગૃતિને એમણે વધાવી લીધી. પોતાના મહાન હૃદયથી એમણે દરેક પ્રજાકીય જાગૃતિના વિકાસ માટે અનુમોદન આપ્યું. રાજસ્થાની પ્રજાની જાગૃતિમાં પોતાનો ફાળો આપવા પંડિતજીએ સમય અને માર્ગદર્શન અતિ ખુશીથી આપ્યાં. દરેકે દરેક વિષયમાં ઉંડા ઉતરી પુરી રીતે સમજી શોચીને જ તેઓ આગળ વધતા હતા.

શરૂઆતમાં જયપુરમાં રાજ્ય શાસન સાથે તડાફડી થઈ. જયપુરમાં મહારાજા મરણ પામ્યા હતા. નવા મહારાજા સગીર હતા. એક અંગ્રેજ અધિકારીના હાથમાં રાજ્ય સત્તા હતી. પ્રજાની એક મોટી તકરારને ખૂબ જુલ્મ અને આક્રમણ સાથે દાબી દેવામાં આવી. મહાસભાના કેટલાક સભ્યો અને મહાસભાની કારોબારીના સભ્ય શેઠ જમનાલાલ બજાજ સ્વતંત્ર તપાસ કરવા ગયા ત્યાં તેમને પકડી કારાગ્રહમાં મોકલ્યા. પંડિત જવાહરલાલે જયપુરના અંગ્રેજ વડા પ્રધાનની વલણનો સખ્ત વિરોધ કર્યો. એમણે જણાવ્યું કે આ લડત અંગ્રેજી શાહિવાદ તેમજ દેશી રાજ્યોના અંધેર એક હથ્થુ કારભાર બંનેની વિરૂદ્ધ છે. મહાસભાની સામે આ ખુલ્લો પડકાર છે. મહાસભા એ પડકારને ઝીલી લે છે. મહાસભાએ મદદ આપી. છેવટે રાજ્યને જમનાલાલજીને છોડી દેવા પડયા. લોકોની ફરિયાદોને પણ સાંભળવી પડી.

દેશીરાજ્યોની પ્રજાએ પોતાની પરિષદો ભરવાનું શરૂ કર્યું. કાઠિયાવાડ રાજકીય પરિષદ અને અન્ય દેશી રાજ્યોની પરિષદો ખૂબ ઉમંગમાં આવી, દેશીરાજ્યોના રાજ્યતંત્રમાં હિસ્સો માંગવા લાગી. હૈદ્રાબાદ, કાશ્મિર, માઈસોર, ત્રાવણકોર, વિગેરે મોટા રાજ્યોની પ્રજાની રાજકીય પ્રવૃત્તિઓ મંડળ રૂપે જાહેરાત થવા લાગી. અને છેવટે બધી દેશીરાજ્યોની પ્રજાનાં મંડળોનું એકત્ર સંમેલન લુધિયાણા ખાતે ભરાયું. ‘અખિલ હિંદ રાજસ્થાન પ્રજા પરિષદ, અસ્તિત્વમાં આવી. ફેબ્રુઆરી તા. ૧૫ ના દિને પંડિતજીના પ્રમુખપદ નીચે એ સંમેલન ભરાયું હતું.

‘લુધિયાણાનું સંમેલન’ એ દેશીરાજ્યોની જુની રાજ્યપ્રણાલી સામે પ્રજાનાં ઉત્સાહના પ્રતિક સમું હતું. લાખો લોકોએ એમાં ઉલટભેર ભાગ લીધો. પંડિતજીએ પ્રવચન આપતાં, ‘હરિપુરાના કોંગ્રેસ અધિવેશનમાં દેશીરાજ્યોની પ્રજા માટે નિર્ણીત

થયેલી નીતિની ચોખવટ કરી, 'દેશી રાજ્યોમાં પુર્ણ આઝાદીના હકકો પ્રજાને આપવામાં આવે એવી મહાસભાની નીતિ હતી, પરંતુ એ સર્વે પોતાની શકિતથી દેશી રાજ્યોની પ્રજાએ જ મેળવવાના હતા. મહાસભા તો ફક્ત આશિર્વાદ અને માર્ગદર્શન જ આપે. મહાસભા ખોટી આગેવાની લઈ, દેશી રાજ્યોની પ્રજાને ભમાવવા માગતી નથી. દેશી રાજ્યોની પ્રજાના મોવડીઓએ એકત્ર મળી પોતાની સંસ્થાનું સુંદર નિયોજન કરવું જોઈએ. દેશી રાજ્યોની પ્રજા સુસુપ્ત છે એમ જાણીને મહાસભા વચ્ચે પડતા દૂર રહી હતી. પરંતુ હવે જ્યારે દેશી રાજ્યોમાં જનતાનાં દુઃખોનું પ્રમાણ વધતું જતું હોઈ મહાસભા વચ્ચે પડવા તૈયાર છે. કેવી રાજ્યનિતિ નકકી કરવી એ કાર્ય દેશી રાજની પ્રજાનું છે, મહાસભાનું નથી. પોતાની નૌકા એમણે જ હંકારવાની છે. હિંદમાં અત્યંત નાનાં, મધ્યમ અને મોટા મળીને છસો દેશી રાજ્યો છે. એમના જુદા જુદા વાતાવરણો અને રાજકીય પરિ-સ્થિતિઓ છે. કેટલાંક રાજ્યો ઔદ્યોગિક રીતે અને શિક્ષણની બાબતમાં ખુબ આગળ વધેલાં છે. જ્યારે કેટલાંક રાજ્યો ખુબ પછાત છે. કેટલાંક રાજ્યોમાં બુદ્ધિવાન રાજાઓ અને દિવાનો છે પરંતુ દેશી રાજ્યોનો મોટો ભાગ પછાત ઓછી કાર્યશકિતવાળાં અણઘડ અને અસંયમવાળાં એકહથ્થુ સત્તાવાળાં છે. ઘણી વખતે ખુબ જંગલી અને ગેરકાયદેસર રીતે અમલદારો પોતાની સત્તા વાપરે છે. રાજા કે પ્રધાન સારા કે ખરાબ હોય તેથી કંઇ વધારે તફાવત પડતો નથી. દેશી રાજ્યોની શાસન પદ્ધતિ જ ખરાબ સિદ્ધાંત પર રચાયલી છે. હિંદમાં પણ બ્રિટિશ શાહીવાદે એને ટેકો આપ્યો ન હોત તો એ પદ્ધતિ હિંદમાં ક્યારનીયે બંધ પડી ગઇ હોત. દેશી રાજ્યોને પરદેશી બ્રિટિશ રાજ્ય સત્તા પોતાના હથિયાર તરીકે વાપરે છે. જગત અત્યારે ખુબ આગળ વધી ગયું છે. મોટાં સામ્રાજ્યો નાશ પામ્યાં છે.

છતાં શાહીવાદના આશિર્વાદથી હિંદમાં દેશી રાજ્યોની પછાત સંસ્થા હજી જીવી રહી છે. આ શાસન પદ્ધતિમાં આંતરિક સામર્થ્ય અને બળ નથી, તેથી જ્યારે ભવિષ્યમાં ઘર્ષણ આવી પડશે ત્યારે દેશી રાજ્યોની સત્તાને કોણ નિભાવે છે તે નક્કી થઈ જશે. બ્રિટિશ રાજ્ય સત્તા જ એને નિભાવી રાખવા મદદ આપશે એ નક્કી છે. કારણ કે એની પાછળ એની સ્વાર્થી અને કુટિલ રાજ્યનીતિ રહેલી છે.'

'બ્રિટિશ સરકાર ઝેકોસ્લોવેકીઆ સંબંધમાં પોતાના શબ્દો પોતે ઘડી પોતે જ ગળી ગઇ હતી, કારણ કે હિટલરને ઉશ્કેરવાનું એને ગમતું નહોતું, પરંતુ જ્યાં એકહથ્થુ સત્તા અને શાહીવાદના ઘોડા દોડતા હોય તે સ્થળેની સંધી પવિત્ર અને અતૂટ ગણાય છે. હિંદ આવી સંધિઓને કદિ સ્વીકારશે નહિ. પંડિતજીએ રાજ્યોની વચ્ચે પોલીટીકલ એજન્ટો માથું મારે છે તે વિષે ટીકા કરી હતી. એમણે કહ્યું કે હિંદી સરકારનું પરદેશ ખાતું જેવી રીતે દોરી ખેંચે છે તેવી રીતે રાજા રૂપી પુતળાં નાચે છે. શિકારી કુતરાં કેળવવાં, પોલોની રમત રમવી, અથવા નાના નાના પ્રાણીઓનો શિકાર કરવો એ કાર્યો રાજાઓ કરે છે પણ રાજ્ય-શાસનનું જ્ઞાન એમને હોતું નથી. મહાસભા તમને દરેક જાતની મદદ આપશે, પરંતુ તમે તમારા પોતાનામાં જ આત્મ વિશ્વાસ રાખજો.'

પંડિતજીએ મુખ્યત્વે હિંદુ પ્રજાની વસ્તીવાળું પણ મુસ્લિમ સત્તા ધરાવતા હૈદ્રાબાદના શાસન સામે જ માત્ર ફટકા લગાવ્યા નહિ પણ મોટી મુસ્લિમ વસ્તીવાળા અને હિંદુ શાસન વાળા કાશ્મિરને પણ સપાટામાં લીધું. 'આ રાજ્યોએ જે રીત અખત્યાર કરી છે તે રીતે જો તે ચાલ્યા કરશે તો ભવિષ્યમાં અસહકાર તે અટકાવી શકાશે નહિ.'

છેવટમાં પંડિતજીએ જણાવ્યું કે, 'દેશી રાજ્યોની પ્રજાની સ્વતંત્રતા એ અગત્યની વસ્તુ છે. પરંતુ સમસ્ત હિંદની



જવાહર–સુભાષ

સ્વતંત્રતાના નકશનો તે એક ભાગ છે. આપણે હિંદની સ્વતંત્રતા મેળવી લઈએ ત્યાં સુધી દેશી રાજ્યોની સ્વતંત્રતા માટેની લડત પણ ચાલુ રહેશે. જો ફેડરેશન આપણા માથા ઉપર લાદવામાં આવશે તો આપણે એને હટાવવાને લડીશું. જ્યાં જ્યાં બ્રિટિશ સત્તા પોતાના હક્કો મેળવવાની વિરૂદ્ધ દેશી રાજ્યોની પ્રજાને લાગશે ત્યાં ત્યાં એ સત્તા સાથે લડી લેવાનું રહેશે. અખિલ હિંદના રાજકીય બંધારણનું કામ તો સર્વ પ્રજાના ચૂંટેલા મહામંડળે જ કરવું જોઇએ.'

આ પરિષદે અનેક ઠરાવો પસાર કર્યા હતા. તેમાંનો એક મુખ્ય ઠરાવ એવો હતો કે, 'આ પરિષદ દેશી રાજ્યોની પ્રજામાં આવેલી જાગૃતિને વધાવી લે છે, અને પ્રજાની સ્વતંત્રતા અને પ્રગતિ માટેની લડતને આવકાર આપે છે. અને એને મજબુત ટેકો આપે છે. મહાસભા તેમજ તેના નેતાઓ અને એમાં ખાસ કરીને ગાંધીજીએ જે માર્ગ–દર્શન આપ્યું છે તે માટે પણ આ પરિષદ તેમનો આભાર માને છે.

દેશી રાજ્યોની પ્રજાની જાગૃતિનો પ્રશ્ન મહાસભાની નીતિમાં બંધબેસતો થઈ ગયો. આખા હિંદની આઝાદી મેળવવાની યોજનાનું આ એક અંગ બની ગયું. મહાસભાની આગેવાની નીચે આ લડત લડવાની છે. પરિષદે તેમાં પોતાનો ટેકો આપ્યો. આથી રાજસ્થાની પ્રજા પરિષદે મહાસભાના માર્ગદર્શન મુજબ હિંદની આઝાદી મેળવવાની છે.

પંડિત જવાહરલાલ નહેરૂ મહાસભાના પ્રધાનમંડળો પાસેથી અગત્યના કાર્યો કરાવવાની દોરવણી આપતા હતા. હિંદના ઔદ્યોગિક અને અન્ય વિકાસોસમા જવાહરની દૃષ્ટિએ કરાવવાનો એમનો આગ્રહ હતો. મહાસભાના પ્રધાનમંડળો પાસે જે થોડી સત્તા હતી તે સર્વે પ્રાંતોના સંયુક્ત સહકારથી વપરાય અને

હિંદનો ઔદ્યોગિક વિકાસ કરવાની યોજના ઘડાય એવી એમની ઇચ્છા હતી. ૧૯૩૭ ના ઓગસ્ટ માસમાંજ એમની સૂચનાથી મહાસભાની કારોબારી કમિટિએ એક ઠરાવ પસાર કરી જુદા જુદા પ્રાંતના અનુભવીઓની મદદ મેળવવાની સૂચના કરી. દેશના સર્વાંગી વિકાસ અને સામાજીક યોજનાઓના ઘડતર માટે એ સર્વે જરૂરનું હતું. પ્રાંતિય સંકીર્ણ ક્ષેત્રોમાં આવી યોજનાઓનો વિકાસ સરળ નહોતો. બધા પ્રાંતોના હિતો એક બીજા સાથે સંયુકત છે. નદીઓમાં આવતી મોટી રેલોથી થતા જાનમાલના નુકશાનને અટકાવવા માટે નદીઓમાં મોટા બંધ બાંધવાની જરૂર છે. તે માટે નદીઓની પાકી સર્વે કરાવવી જોઈએ. આ સિવાય જમીનો ધોવાઇ જાય છે તે માટે, મેલેરિયાનો ઉપદ્રવ વગેરેના ઉપાયો યોજવાની યોજનાઓ માટે પ્રાંતિય સહકાર જરુરનો છે. સર્વ પ્રાંતોના તજજ્ઞોની એક સમિતિ જુદી જુદી પેટા સમિતિઓ નીમી આ વિષયમાં પ્રાંતોને સૂચના આપે.

તજજ્ઞોની સમિતિ નીમવાની વાત તરતમાં અમલમાં મુકી શકાઈ નહિ. બીજા ઘણાં અગત્યના પ્રશ્નો મહાસભાના પ્રધાનમંડળોની દૃષ્ટિ સામે ખડા હતા. થોડા માસની અંદર આવી એક કમિટિ નીમવામાં આવી. શ્રી. સુભાષબાબુનાં અધ્યક્ષપણા નીચે આ કમિટિની થોડી શરુઆતની મિટિંગો મળી. પંડિતજી એ વેળા પરદેશમાં હતા, ઘણા હિંદી ઉચ્ચ જ્ઞાનવાળા તજજ્ઞોએ આ કમિટિમાં ભાગ લીધો. આ કમિટિનું નામ 'પ્રજાકીય યોજના કમિટિ' રાખવામાં આવ્યું. હિંદની ખેતીની પેદાશો, ખોરાકી પુરી પાડવાની ગોઠવણો અને ઔદ્યોગિક વસ્તુઓ સંબંધી ઘણી વિગતો કમિટિએ એકઠી કરી. પંડિત જવાહરલાલ નહેરૂ આ કમિટિની જનરલ સભાના પ્રમુખસ્થાને બેસતા હતા. પંડિતજીની મહાન શકિતઓ આ કમિટિને ખૂબ ખૂબ મદદરૂપ બની, પંડિતજીનું વિશાળ વાંચન અને તેથીયે વિશાળ જાતિઅનુભવ, રશિયા વગેરે

દેશોની યોજનાઓનો સૂક્ષ્મ અભ્યાસ, સંપૂર્ણ કાર્યદક્ષતા અને સૂક્ષ્મદષ્ટિથી એમણે કમિટિના કાર્યને વેગ આપ્યો.

કમિટિની જનરલ સભાને પંડિતજીએ જણાવ્યું કે, દેશને કાર્યક્ષેત્રમાં તરતજ લાવનારી આપણી દરખાસ્તો હશે તો આપણે વિજય મેળવી શકીશું. આપણે ભવિષ્યના ઉંડાણમાં પાંચ-દશ વરસ નજર ફેંકી અંધારું ભેદી અને યોજના કરવાની છે. એ પ્રગતિશીલ અને દિગ્દર્શનવાળી હોવી જોઇએ. કામ કરનારને માટે હિંદમાં જબરું ક્ષેત્ર પડયું છે. પંડિતજીના પ્રયાસથી અનેક પેટા કમિટિઓ નીમાઇ. ઔદ્યોગિક, આરોગ્ય, ખેતી વિષયક શિક્ષણ અને અન્ય વિષયો માટે રીપોર્ટો તૈયાર થતા હતા. સપ્ટેમ્બર ૧૯૩૯ સુધી એ કાર્ય ચાલ્યું. મહાસભાના પ્રધાનમંડળોના રાજીનામાથી આ કાર્ય અટકી ગયું. પંડિતજી ને બીજા નેતાઓ કારાગૃહમાં પુરાયા હતા. પણ ૧૯૪૬ના ફેબ્રુઆરીથી ફરી એ કાર્ય ચાલું થયું છે. ૧૯૪૬ના એપ્રિલ પછી મહાસભાવાદી પ્રધાનમંડળો સત્તા પર આવવાથી એ કામ પાછું ખૂબ વેગથી આગળ વધી રહ્યું છે. પંડિતજીને એને માટે ઘણી ધગશ છે.



# [ ૧૩ ]

મહાસભામાં એક વંટોળિયો ઉઠયો છે. અંદર અંદર ફાટફૂટ અને પક્ષાપક્ષી બંધાયા હતા. શ્રી. સુભાષચંદ્ર બોઝ પોતાના પક્ષને પુષ્ટિ આપીને મહાસભાની અંદર પોતાની લાગવગનો વિકાસ કરતા હતા. એક તરફ આગે ધપનારા અને તેજસ્વી પ્રકૃતિના સુભાષબાબુ અને તેના મિત્રો હતા. સુભાષબાબુ સમર્થ યોદ્ધા અને વ્યવસ્થાપક હતા. બ્રિટન સામે એમને રોષ હતો. કોઈ પણ રીતે તેઓ એની સાથે લડી લેવા માગતા. સામા પક્ષમાં સરદાર પટેલ, રાજેન્દ્રપ્રસાદ અને મૌ. આઝાદ જેવા હતા. મહાત્માજી મધ્યસ્થ અને તટસ્થપણું જાળવવા માગતા હતા. પણ એમની વિચાર-સરણી સુભાષબાબુની તરફેણમાં નહોતી. પંડિત જવાહરલાલ બન્ને પક્ષોમાંથી જે કંઇ કાર્યને આગળ વધારનારૂં લાગ્યું તેને ટેકો આપતા હતા.

સરદાર પટેલ, રાજેન્દ્રપ્રસાદ અને મૌ. આઝાદનો પક્ષ મહાલ પક્ષ હતો. એમને સત્તા ગમતી, પ્રેસીડેન્ટ તરીકે એમના વિચારોને અનુકૂળ માણસ જોઇતો હતો. પંડિતજીનું પોતાનું સ્વતંત્ર વ્યકિતત્વ હતું. કારોબારી કમિટિના સભ્યોને એમણે ચોંકાવનારી નીતિ સંભળાવી હતી. પાર્લામેન્ટરી સબકમિટિ એ કારોબારીની એક કાર્યકારિણી સભા હતા. તેમાં રાજેન્દ્રબાબુ, સરદાર અને મૌ. આઝાદ કર્તાહર્તા હતી. એ પાર્લામેન્ટરી કમિટિ સાતે મહાસભાના પ્રાંતો પર પ્રધાનમંડળો દ્વારા શાસન

કરતી હતી. હરિપુરા અધિવેશનમાં સુભાષબાબુ પ્રમુખ નીમાયા હતા. જુની કારોબારી કમિટિમાં એમના સાથીઓ સાથે અથડામણ થતી હતી. આવતી મહાસભાના અધિવેશન માટે સુભાષબાબુને ફરી ઉભા થવાની સલાહ એમના મિત્રો આપતા હતા. પણ સુભાષબાબુ ના પાડતા હતા. તેને બદલે આચાર્ય નરેન્દ્રદેવનું નામ આપતા હતા. ડાબા અને જમણા પક્ષો વચ્ચે ખુબ ખેંચતાણ હતી.

બીજી બાજુ મૌલાના આઝાદનું નામ સૂચવાયું. પણ એમણે પ્રમુખપદની ચોકખી ના પાડી. એટલે ડૉ. પટ્ટાભી સિતારામૈયાનું નામ રજુ થયું. સુભાષબાબુ આથી કંઇક નારાજ થયા. એમણે આ રસાકસીમાં ઝુકાવ્યું. મૌલાના આઝાદને અગાઉથી પ્રમુખ તરીકેનું નામ સૂચવી પ્રજાને ઉંધે રસ્તે દોરવાનો હક્ક નથી. તેથી હું હવે પ્રમુખ તરીકેના સ્થાન માટે ઉમેદવાર તરીકે ફરી ઉભો રહું છું. સુભાષબાબુની આ જાહેરાત પછી કારોબારી કમિટિના ૭ સભ્યોની સહીથી એક નિવેદન પ્રગટ થયું તેમાં સુભાષબાબુના કાર્યને નાપસંદ કરવામાં આવ્યું. સુભાષબાબુએ વ્યાજબી પગલું લીધું નહોતું એમ એમણે જણાવ્યું. એમણે મતભેદો પ્રત્યે આદર વગેરે વાતો કરી છેવટે સુભાષબાબુની ઉમેદવારી ઉપર ચોકડી મૂકી.

પંડિત જવાહરલાલ એ વેળા કમાઉની ટેકરીઓમાં પ્રવાસ કરતા હતા અને એ ટેકરીઓની વસ્તિ સંબંધી બારિક નીરિક્ષણ કરતા હતા. મહાસભાના પ્રમુખ સંબંધી ખેંચતાણ વિષે તેઓ બેપરવા હતા. મૌલાના આઝાદ પ્રમુખ તરીકે ચૂંટાઈ જશે એટલે કોઇ જાતની રસાકસી રહેશે નહિ એવું એમણે ધાર્યું હતું. મૌલાનાએ પ્રમુખ થવાની ચોકખી ના પાડી એટલે આખું ચિત્ર વિકૃત બની ગયું. પંડિતજીને એની ખબર પડતાં તરત જ

એક ખુલાસો બહાર પાડયો; 'મહાસભાના પ્રમુખે જે પહેલો ખુલાસો પ્રગટ કર્યો છે તે સિવાય બીજાઓના ખુલાસાઓ મેં વાંચ્યા નથી. હું કોઇપણ ઉમેદવારના ટેકા માટે આ ખુલાસો બહાર પાડતો નથી. મહાસભાના પ્રમુખનો હોદ્દો ખુબ મહત્વનો હોવા છતાં એ બીજું સ્થાન ધરાવે છે, પણ સહુથી અગત્યનું સ્થાન તો મહાસભાની નીતિ અને કાર્યક્રમનું છે. મેં ભૂતકાળમાં જોયું છે કે મહાસભા અથવા અખિલ હિંદ મહાસભા સમિતિએ નક્કી કરેલ નીતિ પ્રમુખની બદલીથી ફરતી નથી. પણ એ નીતિના ચલણમાં અને એ કાર્યક્ષેત્રમાં વહેતી મૂકવાના કાર્યમાં પ્રમુખ ફેરફાર કરી શકે છે. મહાસભાનો પ્રમુખ એ માત્ર એક સભા-નિગ્રહ અધ્યક્ષ નથી.'

'મહાસભાની નીતિ અને કાર્યક્રમ એ બંને જ્યારે એક બીજાની વિરૂદ્ધતા ધારણ કરે ત્યારે પ્રમુખની પસંદગીમાં રસાકસી આવે છે. તે હું સ્વીકારૂં છું, અને લાગે છે કે પ્રમુખની ચૂંટણીમાં હિંદની રાજનીતિ સંબંધીના અનેક અગત્યના પ્રશ્નો સમાયેલા છે; તેમાં પણ ફેડરેશનની બાબતનો પ્રશ્ન ખુબજ મહત્વનો છે. પણ ફેડરેશન બાબતના મતભેદો સંબંધી હું કંઇ જાણતો નથી. એ સંબંધી મહાસભાની નીતિ ચોકકસ છે. ફેડરેશનની બાબતમાં જરાય નમતું મૂકવું એ દરેક મહાસભાવાદી માટે અયોગ્ય છે. મહાસભામાં બીજી અનેક રસાકસીઓ છે. પણ આ ચૂંટણીની રસાકસી પર તેની કંઇ અસર પડતી નથી.'

'પ્રજાકીય અને આંતરરાષ્ટ્રિય મોટી લડતોને ભવિષ્યમાં કેવું સ્વરૂપ આપવું તે પ્રશ્ન આપણે માટે ખુબ અગત્યનો છે. આપણી શકિત હણનારા આંતરીક તડ અને તકરારો થાય એવું કોઇ કાર્ય આપણે કરી શકીએ નહિ. કેટલીક વખતે મને આવા અનેક કડવા અનુભવો થયા છે. મને ઘણી વખત લાગ્યું છે કે

હું કોંગ્રેસના પ્રમુખપદ તરીકેનું રાજીનામુ આપીને પણ હું મહા-સભાની સરસ સેવા કરી શકીશ. આ વખતે કેટલાક મિત્રોએ મને પ્રમુખ તરીકે ફરી ઉમેદવારી કરવા સૂચવ્યું હતું, મેં એ વાત સ્વીકારી નહોતી.'

'આ અને બીજાં કારણોને લીધે સુભાષબાબુની ફરી-વારની ઉમેદવારીને હું પસંદ કરતો નહોતો. આવા સમયમાં ચૂંટાઈને હું અને સુભાષબાબુ અમારા કાર્યોની શકિત મોળી પાડતા હતા. મેં સુભાષબાબુને એવું કહ્યું હતું કે આ વર્ષના પ્રમુખ તરીકે હું મૌ. અબુલ કલામ આઝાદને યોગ્ય માનતો હતો. કેટલાક અગત્યના પ્રશ્નોનો નિર્ણય કરવા માટે એ યોગ્ય પુરૂષ હતા. સામા પક્ષની દલીલો અને હૃદયને સમજવાની એમનામાં સારી શકિત છે. તે વૃદ્ધ રાજપુરૂષ છે, અને સર્વ પક્ષો તરફથી એ સન્માનનીય અને વિશ્વાસનીય છે. બધા પક્ષોની એકતાને એ સાચવી શકે છે. છેલ્લાં વીશ વર્ષથી હું મૌલાના સાહેબને જાણું છું. વર્ષો થયાં એમની તીક્ષ્ણ બુદ્ધિ, સમજ શકિત અને સમજાવટ શકિત પ્રત્યે મારૂં મન અચળ રહ્યું છે. મેં અને મારા મિત્રોએ એમને પ્રમુખ તરીકે ઉમેદવારી કરવા ખુબ સમજાવ્યા હતા. અમે એમને સમજાવી શકયા છીએ એવી ધારણા હતી. કમભાગ્યે એમણે ના પાડી છે. એમનું નબળું સ્વાસ્થ્ય, જાહેરાત માટે અભાવ અને ચૂંટણીની ધમાલ તરફની અપ્રિયતાથી તેઓ ખસી ગયા છે.'

આ ચૂંટણીને આટલી અગત્યતા શા માટે અપાય છે તે હું સમજી શકતો નથી. આમાં સુયોગ્ય કાર્યક્રમ રહ્યો નથી ને ગમે તેને પ્રમુખ તરીકે ચૂંટવામાં આવે તો પણ ફેડરેશનનો નિષેધ તો છે જ. ભલે આ ચૂંટણીમાં રસાકસી હોય પણ આપણા કાર્યની ઉચ્ચ કોટિ સહુ ધ્યાનમાં રાખી મહાસભાને જરા પણ આંચ આવે એવું કાર્ય કોઈ પણ ટરી શકે નહિ. મહાસભાનો

કાર્યક્રમ વધારે ને વધારે પ્રબળ બને એવા આપણે પ્રયત્નો નિશદિન કરવા જોઇએ. આપણે વ્યકિતત્વ ભૂલી આપણા સિદ્ધાંતો અને કાર્યને માટે ઝૂઝવું જોઇએ."

પંડિત નહેરૂની કિંમતી અને શાણી સલાહ બહેરા કાનો ઉપર પડી. કારોબારી સમિતિના બંને પક્ષો જીદે ચડયા હતા. પોતપોતાનું બળ અજમાવી લેવા માંગતા હતા. બંને પક્ષો વચ્ચે રસાકસી એટલી જોસમાં હતી કે પંડિતજીનો અવાજ સાંભળ્યો ન સાંભળ્યો થયો. બંને પક્ષોએ એક બીજાની વિરૂદ્ધ લેખમાળાઓ બહાર પાડી. સરકાર સામેનો મોરચો હવે પરસ્પરના સામનામાં પરિણમ્યો. મહાત્માજી પણ આ ખેંચાખેંચીથી અલિપ્ત રહી શકયા નહિ. ડૉ. પટ્ટાભી સીતારામૈયાએ જણાવ્યું કે મારો વિજય એ દેશી રાજ્યોની પ્રજાનો વિજય છે. સુભાષબાબુએ જણાવ્યું કે મારો વિજય એ ફેડરેશનને દફનાવવાના પરિણામ લાવવા માટેનો છે. છેવટે ચૂંટણી પૂરી થઇ. સુભાષબાબુ ફતેહમંદ રીતે ચૂંટાઇ ગયા. મહાત્માજીએ એમના વિજયને પોતાના પરાજય તરીકે જાહેર કર્યો, અને દેશ ખળભળી ઉઠયો.

પંડિત નહેરૂએ આમાં મવાલોના પક્ષનો પરાજય માન્યો નહિ, આમાં પક્ષાપક્ષી કે ખેંચતાણનો સવાલજ નહોતો. કોઇ પક્ષે હારવાની અને બીજા પક્ષે જીતવાની ગણત્રી લેવી એ ખોટો ભ્રમ હતો. આ વસ્તુને સમજ્યા વગર પક્ષાપક્ષીના ભેદે મોટું સ્વરૂપ આપવામાં આવ્યું છે. મવાળો અને જહાલો સંબંધી રસાકસીઓ, લખાણો વ્યકિતગત અને સમષ્ટિ ગત વગર સમજ્યે ચર્ચા જાય છે. પંડિતજીએ તે માટે અફસોસ જાહેર કર્યો હતો. પંડિતજીના મત મુજબ આ ચૂંટણી જો આપણને હિંદની અને પરદેશની પરિસ્થિતિની યથોચિત ઝાંખી કરાવતી હોય તો હિતાવહ જ ગણાવી જોઈએ. આદર્શને સમીપ રાખ્યા સિવાયની આડી

અવળી વાતો મવાલો કે જહાલોને નીતિ ઘડતરમાં સહાય કરે તેમ નથી.

પંડિત નહેરૂ આ સર્વે ભ્રમમૂલક રસાકસીમાં દિશા ભૂલ્યા નહિ. તેમણે તો એક જ ધ્યેય પ્રજા સન્મુખ મુકયું હતું. હિંદને કોઇ પણ રીતે આઝાદ બનાવીને સંયુકત પ્રજાકિય અને સ્વતંત્ર શાસન પદ્ધતિ દાખલ કરવી. નજીવી પક્ષાપક્ષીની ખેંચતાણ તરફ એમને કિંચિંત પણ પક્ષપાત નહોતો. એમનું જીગર આઝાદીના ભડકાથી પ્રજ્વલિત રહેલું હતું. આઝાદી પોતાના દેશ માટે મેળવીને પ્રજાને સુશાસન અને સુવ્યવસ્થા નીચે મુકવાના કાર્યમાં એમને પરિતૃપ્તિ હતી. હિંદમાં મવાલ અથવા જહાલ એવા પક્ષોનો અવકાશ જ નહોતો.

પંડિત જવાહરલાલ સમાજવાદ અને સ્વતંત્રતાના મતના હતા. એમણે બંન્ને પક્ષોને ચૂંટણી જેવી વસ્તુના વિચારો છોડી દેવા કહ્યું. ચૂંટણી પુરી થઇ. ખરા પ્રજાવાદી તરીકે પ્રજાકિય ચૂકાદો ઉદારતાથી સ્વીકારી લેવો. પોતાના નજીવા મતભેદોનો આગ્રહ સેવવો નહિ, પરન્તુ મહાસભાને મજબુત બનાવી સ્વતંત્રતાના યુદ્ધ માટે શસ્ત્રો સજવાં. આ બંને પક્ષોને જીદ ઘણી હતી. પંડિતજી બંને પક્ષો વચ્ચે સમાધાન કરાવવા ખૂબ મથી રહ્યાં. ગાંધીજીએ મવાલોને જો મહાસભાની બહાર રહીને મહાસભાની સેવા વધારે સારી થઈ શકે એવું લાગતું હોય તો બહાર આવવા કહી દીધું. મહાત્માજીએ મવાલોના વતી કલમ ઉપાડી હતી.

પંડિતજીના પ્રયત્નોને યશ મળ્યો નહિ. વિખવાદ ચાલુ રહ્યો. કારોબારી કમિટિના મવાલ સભ્યોએ રાજીનામા લખી શ્રી. સુભાષબાબુના હાથમાં મૂકયા. જવાહરલાલે પણ બીજા કારણોથી રાજીનામુ આપ્યું. રાષ્ટ્રપતિ અને કારોબારી કમિટિ વચ્ચે જે એખલાશ અને સન્માન હોવાં જોઇએ તે નહોતાં. આથી સુભાષબાબુએ પોતાને

અનુકુળ સભ્યોની કારોબારી બનાવવી જોઇએ. આથી કારોબારીના બધા સભ્યો રાજીનામુ આપે ત્યારે એકલા જવાહરલાલના રહેવાથી કાઇ અર્થ ન હોતો. જહાલો અને મવાલો વચ્ચે તિક્ષ્ણ વિખવાદ થયો, સુભાષ બાબુએ જહાલોની એક પરિષદ બોલાવી, વિચાર કરી આ પરિસ્થિતિમાં માર્ગદર્શન માગ્યું.

મહાત્માજીએ આજ સમયમાં રાજકોટ ખાતે પોતાના ઐતિહાસિક ઉપવાસો આરંભ્યા. દેશ અને પ્રજાનું ધ્યાન કારોબારીના ઝઘડાથી ખેંચાઇને મહાત્માજીના ઉપવાસોના બનાવ ઉપર કેન્દ્રિત થયું કારોબારીના પક્ષભેદ સાથે એ વિષયને કાંઈ સંબંધ નહોતો. પરંતુ બીજી રીતે આ વિષયે બીજા સર્વ બનાવોની પેઠે કારોબારીના મતભેદ ઉપર પણ મોટી અસર કરી. કરોડોના હૃદયોમાં પુજ્યતા અને સન્માન પામેલા મહાત્માજીને પ્રજા કદી ભુલી શકે નહી. એમના ઉપવાસોએ એમની લોકપ્રિયતાની લાગણીને પ્રજાના હૃદયોમાં પ્રજ્વલિત કરી. જવાહરલાલે લોકમતનો પડઘો પાડયો. ગાંધીજીએ અનદાનવ્રત લીધું છે. તેઓ મરણ પથારી ઉપર છે, આપણે પરસ્પરના ઝગડા પતાવી ન શકીએ અને એમને મરવા દઇએ તો આપણા માટે બેહદ શરમજનક થઇ પડશે.

મહાત્માજીએ સુભાષની ચૂંટણીને પસંદ કરી નહોતી. મવાળોના યોદ્ધાઓને એમના તરફથી માર્ગદર્શન અને રાહબરી મળતાં હતાં. જવાહરલાલ આ આંતરિક કલેશના ભડકાને શાંત કરવા માંગતા હતા. રાજકોટના રાજાએ પોતાના શબ્દો ઉપર પાણી ફેરવ્યું હતું. દેશી રાજ્યોના કાર્યોમાં પંડિતજીને ખૂબ રસ હતો. રાજકોટની બાબતનો સંતોષકારક નિવેડો મહાસભાના પક્ષમાં થાય તે માટે પંડિતજી ઇંતેજાર હતા. છેવટે ઠાકોર સાહેબનું હૃદય પીગળ્યું. મહાત્માજીએ પણ સમાધાન વૃત્તિ

દાખવી પોતાના અપવાસને અટકાવ્યા, આખું પ્રકરણ સમેટાઈ ગયું. મહાત્માજી જીવ્યા. રાજકોટ જેવા નજીવા પ્રશ્ને આખા જગતના ચિત્ર રૂપે દેખાઈ એ પાછું પોતાનું અસલ નજીવું સ્વરૂપ પામ્યું.

ત્રિપુરી મહાસભાનું અધિવેશન બંન્ને મવાળ અને જહાલોનું કુરૂક્ષેત્ર બન્યું. બંને પક્ષોએ મોટી તૈયારીઓ કરી હતી. પંડિત ગોવિંદ વલ્લભ પંત એક ઠરાવ લાવ્યા, તે મુજબ સુભાષ બોઝ મહાત્માજીની સલાહ પ્રમાણે પોતાની કારોબારી સમિતિની ચૂંટણી કરે એવી સૂચના હતી. જવાહરલાલ અને એમના સમાજવાદી મિત્રો તટસ્થ રહ્યા. પંડિતજી અને તેમના મિત્રો મહાસભામાં કુસંપનો સડો લાવવા માંગતા નહોતા. તે સિવાય પક્ષાપક્ષીની લડાઈ એમને પસંદ નહોતી એટલે તેઓ તટસ્થ રહ્યા. એમની કાર્ય પદ્ધતિ માટે પ્રજામાં મતભેદ હતો. બંગાળના પ્રતિનિધિઓએ પંડિતજી ઉપર ખૂબ ક્રોધ ઠાલવ્યો. શ્રી સુભાષ બોઝને ટેકો ન આપવાનો આરોપ મુકી પંડિતજીને એમણે બે કલાક સુધી રાડો નાંખી બોલવા દીધા જ નહિ.

જવાહરલાલનો પારો ગરમ થઈ ગયો. એમણે જણાવ્યું કે છેલ્લાં પચ્ચીસ વરસોના રાજકિય જીવનમાં એમણે આવું હલકટ દૃશ્ય ક્યારે પણ જોયું નહોતું. મહાસભામાં આવા સભ્યો હશે તો મહાસભાનું ભાવિ બગડશે એવી બીક તેમને હતી. ત્રિપુરીનું અધિવેશન આવા ખેંચતાણવાળા દૃશ્યોમાં પૂરૂં થયું. સમાધાન થઈ શક્યું નહિ. લાગણીઓ વધારે તિવ્ર બની હતી. આંતરિક મતભેદોમાં વધારે અગત્યના પ્રશ્નો ખોળંબે પડયા હતા. સાદી સમજ અને સમાધાનવૃતિ વાતાવરણમાં નહોતા.

કલકત્તા ખાતે અખિલ હિંદ મહાસભા સમિતિ મળી. ત્યાંનું વાતાવરણ ત્રિપુરી કરતાં પણ ગરમાગરમ હતું. બીજા

પક્ષે મજબુત વ્યુહ રચના કરી. શ્રી. સુભાષબોઝને નકામા બનાવી દીધાં. કારોબારીમાં જહાલોનું બળ તૂટી ગયું હતું. શ્રી. સુભાષબોઝ શક્તિશાળી પુરુષ હતા. તેઓ દબાઈ જાય તેવા નહોતા. કલકત્તામાં તેમણે પ્રમુખ તરીકેનું પોતાનું રાજીનામું આપ્યું. હિંદભરમાં ભારે ધાંધાટ થયો. મવાળો પોતાની વ્યુહ રચનામાં મક્કમ હતા.

પંડિતજીએ આ સમયે પણ મગજનું સમતોલપણું ખોયું નહિ. તેઓ સમાધાન અને સુલેહ માટે આગ્રહ બતાવતા રહ્યા. એમણે બુલંદ અવાજે પોકાર્યું: બંધુઓ! ખોટી તાણાતાણીથી આપણા હિતોને નુકશાન છે, ભૂતકાળને ભૂલી વર્તમાનના વહેણોને સુમાર્ગે વહેવરાવો. નવી પરિસ્થિતિના ચિત્રને અપાણે દૃષ્ટિ સમક્ષ રાખવું રહ્યું. વિશ્વયુદ્ધ ડોકીયાં કરી રહ્યું છે. આપણે આ વિશ્વયુદ્ધના વંટોળમાં સપડાવું જોઈએ નહિ. બધાં વિષયોને દૃષ્ટિ મર્યાદામાં રાખી આપણે શુદ્ધ અને સ્વચ્છ મનથી વિચાર કરવો જોઈએ. સુભાષ બોઝ તરફ ફરીને એમણે કહ્યું:

'હું એમને અપીલ કરૂં છું કે, આ વિષયનું એટલે પોતાના રાજીનામાના પરિણામનું ખૂબ સંભાળથી વિચાર કરે. મહાસભામાં પક્ષવાદ અને તડોની હું કાંઈ આવશ્યકતા જોતો નથી. આપણી સંસ્થામાં મતભેદો હશે તો આપણે કદી પણ આગળ વધી શકવાના નથી. આપણા મતભેદો એ આપણી પ્રગતિનું વિરોધી તત્ત્વ છે.'

પરંતુ જવાહરની અપીલ પક્ષાપક્ષના ઝેરવેરમાં નિષ્ફળ બની.

મહાસભાની બેઠક બાદ તોફાની દેખાવો થયા. જવાહરલાલ નહેરૂ ઉપર એ તોફાન ઉતર્યું નહિ, પણ રાજેંદ્રબાબુ જેવા મવાલ નેતાઓ એ આંધીમાં સપડાયા. સુભાષબાબુએ પ્રમુખની ખુરશી ખાલી કરી પણ આ વિષય અહીંથી જ અટકયો નહિ. મહાન નેતાના હાથમાંથી જ્યારે સત્તા છીનવાય છે ત્યારે તે ઝઘડા વધે છે. સુભાષબાબુએ અન્ય નેતાઓ સામે કમર કસી, એમણે તરતજ એક મજબુત મંડળ (Forward Block) ની સ્થાપના કરી.

મહાસભાની છત્રછાયા નીચે જહાલ નેતાઓને સંગઠિત કરવાનો એનો હેતુ હતો. ડૉકટર રાજેન્દ્રપ્રસાદને નવા અવેજી પ્રમુખ તરીકે ચૂંટવામાં આવ્યા. પંડિતજીને વ્યવસ્થાપક કમિટીના સભ્ય તરીકે આમંત્રવામાં આવ્યા, પણ એમણે એ આમંત્રણ સ્વીકાર્યું નહિ. પંડિત જવાહર સુભાષબાબુના પ્રગતિશીલ મંડળને પણ પસંદ કરતા નહોતા. એમની માન્યતા હતી કે, મહાસભાનું બળ આથી ઘટી જશે અને સંસ્થામાં કુસુંપ ઉત્પન્ન થશે. મહાસભામાં જહાલ પક્ષના ન્હાનાં મંડળો સ્થપાય એ સામે તેમનો વાંધો નહોતો, પણ મહાસભાની વ્યવસ્થા તરફ ચાલુ વિરોધતા સેવનારા 'ફોરવર્ડ બ્લોક' માટે એમની સંમતિ નહોતી. અંદરોઅંદરની ખેંચાખેંચીમાં મહાસભાનું બળ વેડફી નાંખવાનુ એમને ઉચિત લાગ્યું નહિ. દેશની આઝાદીને ખોરંબે મુકવા જેવી આ હીલચાલ હતી. સંયુકત બળ વિખેરાઈ જાય એ એમને પસંદ નહોતું. એમણે જણાવ્યું કે મહાસભા લડાયક સંસ્થા હતી, પણ 'ફોરવર્ડ બ્લોક' જેવાં મંડળો લડી શકે તેવાં ન્હોતાં. સુભાષબાબુ દેશભક્ત પુરૂષ હતા, પરંતુ એમની જહાલ દેશભક્તિનું વલણ ફેસીઝમ તરફ ઢળતું હતું. સુભાષબાબુ એમને પ્રિય હતા, પણ દેશ એથી ય વધારે પ્રિય હતો.

પંડિતજીની માન્યતા હતી કે 'ફોરવર્ડ બ્લોક'માં અતિ જહાલ વિચારના માણસો પણ ભેગા મળ્યા છે. આ યુધ્ધમાં મહાસભાએ અખત્યાર કરેલી નીતિ તેઓ જાળવી શકે એ મુશ્કેલ છે અને જર્મની અને બ્રિટન વચ્ચે યુધ્ધ ફાટી નીકળે તો મહાસભા આ લોકોને સાચવી શકે કેમ તે મોટો પ્રશ્ન છે. 'ફોરવર્ડ બ્લોક'ના નેતાઓ ભવિષ્યમાં કેવો માર્ગ અખત્યાર કરી શકે એ પંડિતજીના ધ્યાન બહાર નહોતું. આ રીતે એમની સૂક્ષ્મ નિરિક્ષક દષ્ટિએ એમને 'ફોરવર્ડ બ્લોક'ની જહાલ નીતિની સમજણ આપી દીધી હતી. જહાલો અને મવાલો વચ્ચેની તકરાર અણઉકેલ જ રહી. મહાસભાનો કબ્જો ફરી મવાલોના હાથમાં આવ્યો.



દેશ પરદેશની સ્થિતિનો બહુ જ બારીકાઈથી અભ્યાસ કરવાની પંડિતજીની ટેવ હોવાથી જગતની પરિસ્થીતિથી તેઓ સંપૂર્ણ રીતે માહિતગાર રહેતા. યુધ્ધ અંગેની જંગી તૈયારીઓ અને ફેસીઝમનું બિહામણું સ્વરૂપ એમણે પારખી લીધાં હતાં. હેર હીટલરે ઝેકોસ્લોવેકીયાનો એક ભાગ લેવાને બદલે આખો દેશ ઓહિયાં કર્યો, અને તેને કોઇ રોકી શકયું નહિ. સ્પેનમાં પણ ફાસીસ્ટ રાજ્ય સ્થપાયું. ઓસ્ટ્રીયા પણ લઇ લીધું, આથી પંડિતજીએ ભવિષ્યવાણી ભાખી કે યુરોપની સ્થિતિ બગડે છે, ત્યાં મોટા ઝંઝાવાતો મંડાશે, અને ૧૯૩૯ ના ઉનાળામાં યુધ્ધ ફાટી નીકળશે. એ પ્રમાણે ખરેખર ૧૯૩૯ ના સપ્ટેમ્બરમાં જર્મનોએ પોલાંડ ઉપર ઓચિંતું આક્રમણ કર્યું. રશિયાને અર્ધા પોલાંડની લાંચ આપી, હિટલરે પોલાંડ હજમ કર્યું. પંડિતજીને બ્રિટિશ રાજનીતિ નબળી લાગતી હતી. એમણે એપ્રિલ ૧૯૩૯માં જણાવ્યું હતું કે: "રશિયા અને અમેરિકા મહાસત્તાધારી મહારાજ્યો છે. બ્રિટન, ફ્રાન્સ, રશિયા અને અમેરિકાનું જુથ એકસંપીથી ચાલે તો કોઇ તેને પરાજીત કરી શકે તેમ નથી, પણ બ્રિટન અને ફ્રાન્સ રશિયા સાથે ભળે તેમ નથી. રશિયાને વટલી ગયેલ રાજ્યની હાલતનું એ સમજે છે, રશિયાના સામ્યવાદના ઉદાર વિચારોથી બ્રિટિશ અને ફ્રાન્સના શાહીવાદી સામ્રાજ્યો પર માઠી અસર થાય તેમ છે.

રશિયા અને બ્રિટન વચ્ચે સુમેળ ન હતો. ઈંગ્લંડ રશિયાને હલકું પાડવા પ્રયત્ન કરતું હતું. બ્રિટિશ વર્તમાનપત્રોનાં મોઢાં પર બ્રિટિશ સરકારે તાળું માર્યું હતું. એટલે પ્રજા ખરી સ્થિતિ સમજી શકતી નહોતી. બ્રિટિશ રાજનીતિ જર્મની અને રશિયા બન્નેની સાથે ખેલ ખેલતી હતી. એ નિશ્ચયાત્મક નહોતી. આવી રમત આગની સાથે રમત કરવા જેવી હતી.

આંતરરાષ્ટ્રિય આકાશમાં વાદળાં ઘેરાતાં જતાં હતાં, તે સમયે હિંદીઓને પજવનાર એક બીજો બનાવ બન્યો. પંડિત નહેરૂને તરત તેના તરફ ધ્યાન આપવું પડયું. દક્ષિણ આફ્રિકામાં ગોરાઓ હંમેશ હિંદીઓની અવજ્ઞા કરતા આવ્યા છે. ગાંધીજીએ ત્યાં બે વખત સત્યાગ્રહ શરૂ કરેલ. ત્યાં મોટી લડતો વચ્ચે જ મહાત્માજીનું રાજકીય જીવન શરૂ થયેલ. ત્યાંના ગોરા લોકો અંગ્રેજોની સામે લડયા હતા. ત્યાંના હિંદીઓના હિતોને બોયર લોકો નુકશાન કરે છે એવું કારણ બતાવી ઈંગ્લાંડે બોયરો સામે લડાઈ કરેલી. પણ બોયરોનો પરાજ્ય કરી પાછું ત્યાંનું રાજ્ય એમને સોંપ્યું એટલે ત્યાંના ગોરાઓએ હિંદીઓના હકકો પર તરાપ મારવા માંડી. બ્રિટન ત્યારે હિંદીઓની વહારે આવ્યું નહિ. અને ત્યાં લડાઇ ચાલી રહી હમણાં દક્ષિણ આફ્રિકામાં એક કાયદો પસાર કરવાનું નકકી થયું હતું જેમાં હિંદીઓના સ્થાવર હકક લેવાના હકકનો વિચ્છેદ કરવામાં આવ્યો હતો. એ માટે બ્રિટિશ પ્રજાએ જરા પણ આંગળી ઉંચી કરી નહિ. પણ હિંદમાં તો ભારે સનસનાટી ફેલાઇ ગઈ. દક્ષિણ આફ્રિકાના ગોરાઓ હિંદીઓ ઉપર જુલ્મો ગુજારતા હતા. આથી હિંદભરમાં ગુસ્સાની લાગણી ફેલાઇ ગઈ હતી. હિંદના તમામ પક્ષો દક્ષિણ આફ્રિકાના ગોરાઓ પ્રત્યે તિરસ્કાર બતાવી રહ્યા હતા. દક્ષિણ આફ્રિકાના હિંદીઓના કેટલાક પ્રતિનિધિઓ જવાહરલાલને મળ્યા.

આખીવસ્તુ સ્થિતિ સંપૂર્ણ રીતે પંડિતજીએ સમજી લીધી. તેઓ દક્ષિણ આફ્રિકાના હિંદીઓની હાડમારી જોઈ સહસા બોલી ઉઠયા, કે, ' આપણે મૂળમાંથી વિનાશ પામવું સારૂં છે-પણ આવી માનહાની ભોગવવી સારી નથી,' દક્ષિણ આફ્રિકાના હિંદીઓને ધીરજ ધરવા અને મજબુત રહેવા તેમણે સૂચવ્યું. તેમણે કહ્યું: "હિંદ હમણાં ખુબ નબળું છે તેથી તે પરદેશોના પોતાના બંધુઓને મદદ કરી શકતું નથી. પણ તેઓ ભવિષ્યમાં કોઈ પણ પોતાના એ દેશબંધુઓને ભૂલી શકશે નહિ. હિંદનો લાંબો હાથ પોતાના ભાઈઓના રક્ષણ માટે ભવિષ્યમાં લંબાશે અને તેમને ન્યાય અપાવશે." મુંબઈમાં મહાસભાની કારોબારી મળી, અને હિંદના આ ગેરઈન્સાફ પામેલા સંતાનો તરફ તેણે દિલસોજી દાખવી. આ ચળવળથી દક્ષિણ આફ્રિકાની સરકારે આ કાયદાને ખોરંભે નાખી દીધો. હિંદ અને ચીન એ બન્ને એશિયાના મહારાજ્યો છે. બન્ને ખુબ પ્રાચીન અને ઉજવળ સંસ્કૃતિઓ ધરાવે છે. છેક અર્વાચિનકાળનાં આરંભ પહેલાં આ બન્ને પ્રજાઓ સમૃદ્ધિ, શકિત તેજ, વિદ્યા વિકાસ અને ઉન્નતિ માટે ઉચ્ચ પ્રતિષ્ઠા ભોગવતી હતી. બન્નેનું પતન થયું છે. ચીનના મહા રાજ્યને પ્રથમ યુરોપિયન લોકોએ પીંખી નાખ્યું; એમનું અધુરૂં કામ જાપાને હાથમાં લીધું. જાપાને એ મહાદેશને આખે આખું ગળી જવાનો પ્રયાસ કર્યો. આથી ૧૯૩૭ માં જાપાને ચીન ઉપર આક્રમણ શરૂ કર્યું હતું. ચીન પાસે આધુનિક શસ્ત્રાસ્ત્રો અને વિજ્ઞાન નહોતાં. તેથી તેનો વારંવાર પરાજય થતો હતો. પરાજયોને ન ગણકારી ચીન બહાદુરીથી લડતું હતું. યુરોપિયનો જાપાનના હૂમલાને અવગણીને ચીનને કંઇ મદદ આપતા નહોતા, આખરે ધીમે ધીમે અર્ધું ચીન, કિનારાનાં બંદરો જાપાને જીતી લીધાં. ચીનની સરકાર અંદરના ભાગોમાં જઈ લડતી હતી.

પંડિત જવાહરલાલ નહેરૂને ચીન પર ખુબ પ્રેમ હતો. ૧૯૩૯ના ઓગસ્ટમાં એમને ચીનનો પ્રવાસ કરવાની તક મળી.

અલ્હાબાદથી કલકત્તે આવ્યા. ત્યાંથી વિમાન માર્ગે બ્રહ્મદેશ પહોંચ્યા અને બ્રહ્મદેશથી સિયામ થઇને ઈંડોચાઇના ગયા. ત્યાંથી ચીન પહોંચ્યા. બ્રહ્મદેશ, મલાયા, અને સિયામના હિંદીઓએ પોતાના આ મહાન નેતાનું ભવ્ય સન્માન કર્યું. ત્યાંના હિંદીઓએ પોતાના દેશના રાજકારણનો અભ્યાસ કરવો જોઇએ એમ તેમણે સૂચવ્યું.

ચીન લડાઇમાં સપડાયું હતું, પણ પંડિતજીને એણે સારૂં માન આપ્યું. માર્શલ અને મેડમ ચાંગ કાઇ શેકે પંડિતજીને પોતાના મિત્ર અને અતિથી ગણ્યા. સેનાધ્યક્ષો અને ગવર્નરોએ ઠેક ઠેકાણે એમનું સન્માન કર્યું. એને હિંદની પ્રતિમૂર્તિ રૂપ ગણ્યું. સ્પેનના બાર્શિલોનામાં જર્મન વિમાનોના બોમ્બમારાનો એમણે અનુભવ મેળવ્યો હતો, એજ રીતે ચીનમાં પણ જાપાનીઝ બોમ્બમારોનો જાત અનુભવ ચુંગકીંગમાં એમને મળ્યો. ચીનના મોટા નેતાઓ સાથે એમણે વાર્તાલાપ કર્યો. ચીનાઓ હિંદના રાજકરણમાં ખુબ રસ લેતા જણાયા. પંડિતજી ચીનના બહાદુર સામ્યવાદી નેતાઓને પણ મળ્યા. ચીનની ઔદ્યોગિક સ્થિતિ પણ એમણે નિહાળી. યુનિવર્સિટીઓ અને અન્ય સ્થળોનો પણ અભ્યાસ કર્યો. પંડિતજી ત્યાં વધારે રહેવા માંગતા હતા, પણ હિંદમાં જલ્દી પાછા ફરવાનો સંદેશો એમને મળ્યો હતો. યુદ્ધ ફાટી નીકળ્યું હતું અને હિંદી મહાસભાને એમના માર્ગ-દર્શનની જરૂર હતી. પંડિતજી વિમાન માર્ગે પાછા હિંદ આવ્યા.

પંડિતજી ચીનમાં હતા ત્યારે મહાસભાની કારોબારી કમિટીની થોડી સભાઓ મળી. સુભાષબાબુને પણ આ સભામાં નોંતરવામાં આવ્યા હતા. એમના યુદ્ધ સંબંધી વિચારો કારોબારી સમિતિને પસંદ આવ્યા નહોતા. સુભાષબાબુએ હરિપુરા ખાતે અને પોતાનાં પુસ્તક 'હિંદની લડત' માં પોતાના

વિચારો બરાબર વ્યકત કર્યાં હતા. કારોબારીને આ વિચારો કંઇક આકરા જણાયા. મહાત્મા ગાંધીજી પાસે માર્ગદર્શન માગ્યું. મહાત્માજી અહિંસાના મહંત છે. એમની નીતિ યુદ્ધો પ્રત્યે અસહકારની છે. કારોબારી કમિટી આ નીતિ સાંગોપાંગ ગ્રહણ કરી શકે તેમ નહોતી. આથી માર્ગદર્શન માટે પંડિત નહેરૂની આવશ્યકતા પડી. એમને બોલાવવામાં આવ્યા. પંડિતજીએ જ આજ સુધી મહાસભાની પરદેશ નીતિ ઘડી હતી. જવાહરલાલ આવી ગયા. મંત્રણા થઇ. કારોબારી કમિટીએ નિર્ણય કર્યો કે કોઇ ઉતાવળિયું પગલું ભરવું નહિ. ધીરજથી સર્વે વસ્તુસ્થિતિ જોતા જવું. યુદ્ધ સંબંધી નીતિ

બાપુ સાથે મંત્રણા



તરીકે મહાસભાએ એમાં ભાગ લેવો નહિ તેમ નકામો વિરોધ પણ કરવો નહિ, પરંતુ વસ્તુસ્થિતિ જોયા કરવી. સરકાર કેવી રીતે યુદ્ધ ચલાવે છે તે જોવું. સરકાર સાથે સહકાર કરવાનાં બારણાં બંધ કરવાં નહિ. સરદાર પટેલ અને મૌ. આઝાદ સહિત પંડિતજીના પ્રમુખપણા નીચે આ વિષયમાં સંપૂર્ણ દેખરેખ રાખવા કમીટી નીમવામાં આવી. મહાસભાની નીતિ અનુસાર તરતનાં પગલાં ભરવાં અને સંજોગોને પહોંચી વળવા આ નાની કમિટીને સત્તા આપવામાં હતી.

પંડિત જવાહરલાલને કારોબારી સમિતિમાં દાખલ કરવામાં આવ્યા હતા. યુદ્ધ સંબંધી મહાસભાની નીતીનો ચોખવટ કરતો દસ્તાવેજ પંડિત જવાહરલાલે ઘડી કાઢયો હતો. તેમાં જણાવ્યું હતું કે ફેસીઝમ અને નાઝીઝમની એકહથ્થુ નીતી સામે મહાસભાએ વિરોધ ઉઠાવ્યો છે. નાઝીમમ અને ફેસીઝમની યુદ્ધ પ્રિયતા અને ભયંકર હિંસાના કાર્યો પ્રત્યે મહાસભા સખ્ત વિરોધ દાખવે છે. સંકૃતિના ઉચ્ચ વિકાસ રૂપ મનુષ્યત્વને દાબી દેવાની એ રાજનીતિ અને નાનારાજ્યોને ચૂસવાની એની પદ્ધતિને મહાસભાએ હંમેશાં વખોડી કાઢી છે. આ નાઝીવાદ અને શાહીવાદના સિદ્ધાંતોને ટેકો આપવાથી હિંદને હંમેશાં નુકશાન જ થનાર છે. નાઝીઓના અત્યાચારોને મહાસભાની કરોબારી કમિટી ધિકકારે છે, અને એમના અત્યાચારોના ભોગ થનારાઓ પ્રત્યે દિલસોજી વ્યકત કરે છે.

નાઝીઓના અત્યાચારોને વખોડીને પછી આ દસ્તાવેજમાં ઇગ્લાંડ અને ફ્રાંસને પોતાની રાજનીતિની ચોખવટ કરવાની વિનંતિ કરવામાં આવી છે. આ બન્ને મહારાજ્યોએ પોતાના યુદ્ધના આદર્શ તરીકે પ્રજાકીય તત્વોના બચાવ માટે લડવું એમ જાહેર કર્યું છે. આનો વિગતવાર અર્થ જાહેર કરવાની જરૂર રહે છે.

૧૯૧૪-૧૮ના પહેલા વિશ્વયુદ્ધમાં પણ આ મહારાજ્યો પ્રજાકીય તત્વોના રક્ષણ માટે લડતા હોવાનો આદર્શ જણાવ્યો હતો, પણ યુધ્ધને અંતે એ વચન ખોટું પડયું હતું. તૂર્કીના સામ્રાજ્યનો અંગવિચ્છેદ કરવામાં આવ્યો હતો. જર્મની પાસેથી સંસ્થાનો ઝુંટવી લેવામાં આવ્યા હતાં વર્સેલ્સની સંધી ન છાજતી રીતે લાદવામાં આવી હતી. પ્રજા સંઘને મારી નાખવાની હદ સુધી પહોંચાડવામાં આવ્યું હતું, મંચુરિયા, સ્પેન અને ઝેકોસ્લોવેકિયાને દગો દેવામાં આવ્યો હતો. હિંદને એવા યુદ્ધમાં રસ નથી. શાહીવાદની સીમા વિશાળ કરવાનાં કોઇ પણ કાર્યોમાં કારોબારી કમિટી રસ લેતી નથી. પણ જો પ્રજાકીય તત્વનુ રક્ષણ કરવાનું કાર્ય હોય તો તેમાં ભાગ લેવાને એને આનંદ ઉપજશે.

કારોબારી કમિટીએ બ્રિટીશ પ્રજાને હિંદને આઝાદી આપવાનું જણાવ્યું હતું. યુદ્ધની શરૂઆતનો આધાર માત્ર નાઝી મહત્વકાંક્ષાને લીધેજ નહોતો. યુદ્ધનું કારણ વધારે ઊંડુ છે. જગતમાં સામાજીક અને આર્થીક સંઘર્ષણને લીધે આ યુધ્ધો જન્મ્યાં છે. આ દસ્તાવેજમાં વધારામાં જણાવામાં આવ્યું હતું, કે, યુરોપમાં જે આ મહાઉત્પાત જાગ્યો છે તે ફકત યુરોપનો નથી પણ આખા જગતને આંબી દે છે. જગતની મહામારી બીજા ભૂતકાળના ઉત્પાતો જેવી સહેજે પસાર થાય તેવી નથી, પણ જગતની રચનાને ઉલટાવી નાંખે એવા ભયંકર પરિણામો લાવશે. કદાચ એથી જગતમાં સામાજીક અને આર્થિક હિતોનું નવ સર્જન પણ થાય. હાલ સામાજીક અને આર્થિક સંઘર્ષણો અને આક્રમણો ચાલે છે. તેના સીધા ફળ રૂપ આ યુદ્ધ છે. જ્યાં સુધી આ સંઘર્ષણો દૂર થઇ નૂતન સુવ્યવસ્થા અને સમભાવ ન સ્થપાય ત્યાં સુધી આવા યુદ્ધો અટકશે નહિ. જગતના પછાત દેશોને ચૂસવાની અને ચક્રવર્તીપણું સ્થાપવાની નીતી મુકીને સમભાવ સ્થપાશે ત્યારેજ જગતમાં શાંતિ સ્થપાશે.

હિંદ આ સમભાવની નીતિને અમલમાં મુકવા માટેનું મૂળ-ભૂત સ્થાન છે. આધુનિક શાહીવાદે એને ઘેર્યું છે. અને જગતની પુનર્રચના હિંદની પુનર્રચના વગર અધુરી જ રહેશે. હિંદ મોટો સમૃદ્ધીશાળી દેશ છે. એટલે જગતના પુનરૂદ્ધારમાં હિંદને અગ-ત્યનો ભાગ ભજવવો પડશે. સ્વતંત્ર હિંદ જગતના પુનરૂદ્ધારમાં સરસ સહકારી બની શકશે. કોઇ પણ ભાગમાં શાહીવાદના પડ-છાયા નવા ઉત્પાતો ઉભા કરશે. દેશી રાજ્યોમાં પણ જે એક-હથ્થુ, અત્યાચારી અને લોકોના હકકોને નાબુદ કરનાર સત્તા ચાલે છે તેનો પણ બ્રિટીશ સરકારે અંત આણવો જોઇએ. આખરમાં કારોબારી કમિટીએ ઠરાવ્યું કે હિંદી પ્રજાને જર્મની અથવા જાપા-નીઝ લોકો સાથે કોઈ તકરાર નથી પણ એમની ફેસીસ્ટ સરકારો સામે વિરોધ છે.

છેલ્લાં દશ વર્ષોમાં પંડિત જવાહરલાલ નહેરૂએ પરદેશોના રાજકારણના અભ્યાસ પછી જે નીતિની પોતાના ભાષણોમાં અને લખાણોમાં વ્યાખ્યા આપી હતી તે જ નીતિ આ મહા-સભાના ઠરાવમાં વ્યકત કરવામાં આવી હતી. પરદેશોના વિષયોનો પંડિતજીનો અભ્યાસ દીર્ઘ, ઊંડો અને સૂક્ષ્મ હતો. આથી મહાસભાના મોવડીઓ પરદેશનીતિના એમના અભ્યાસનો સારો લાભ લેતા હતા. એ અભ્યાસની રાહબરી માટે હંમેશાં ઉત્સુક રહેતા. મહાત્મા ગાંધીજીએ પણ જાહેર કર્યું હતું કે જવાહરલાલ દેશના સાચા હ્રદયનું પ્રતિક છે. મહાસભા ગાંધીજીના અહિંસાના કાર્યક્રમને તદ્દન અનુસરી શકી નથી પરંતુ જવાહરલાલની પરદેશ-નીતિને અનુસરવાની સલાહ આપી હતી. સામ્યવાદીઓ અને સમાજવાદીઓએ પણ પંડિતજીની નીતિને ટેકો આપ્યો હતો.

# [ ૧૫ ]

યુરોપીય યુદ્ધ પૂર જોસમાં ચાલુ થયું. બ્રિટિશ સરકારે પોતાના સર્વે સાધનો આ યુદ્ધમાં કામે લગાડયાં. હિંદના તમામ પક્ષોનો સહકાર મેળવવા બ્રિટન ઉત્સુક હતું. મહાસભાની કારોબારીનો ઠરાવ તટસ્થ જેવો હતો. મહાસભાના સહકારની યુદ્ધના વિજય માટે ખાસ આવશ્યકતા હતી આથી મહાસભાના મોવડીઓને વાઈસરોયે મળવા આમંત્ર્યા. યુદ્ધમાં હિંદ સંપૂર્ણ સામનો કરે તે માટે મહાસભાની સાથે મૈત્રી સાધવાની તેમને ઉમેદ હતી. મહાત્મા ગાંધી, પંડિત જવાહરલાલ અને ડૉકટર રાજેન્દ્રપ્રસાદ વાઈસરોયને મળ્યા. પરસ્પર વિચારોની આપ લે થઇ. પરંતુ બંને પક્ષના દૃષ્ટિબિંદુ જુદા હતા. મહાસભાની માંગણીઓ સત્તા છોડયા વગર બ્રિટિશ સરકાર પુરી પાડી શકે તેમ નહોતું. આથી મુલાકાતો નિષ્ફળ ગઈ.

હિંદની બ્રિટિશ સત્તા અને મહાસભા વચ્ચેનો સંબંધ દિનપ્રતિદિન બગડતો ગયો. સરકારે યુદ્ધના બહાના નીચે દમનના આકરાં પગલાં લેવા માંડયાં. મહાસભા અને સરકાર વચ્ચે યુદ્ધને લગતા મતભેદો વધુ મજબુત બનતા ગયા. પ્રધાનમંડળોએ મહાસભાના એકજ આદેશથી રાજીનામાં આપી દીધાં. મુખ્ય મુખ્ય મહાસભાના સમાજવાદીઓને કારાગૃહમાં પુરવામાં આવ્યા. કેટલાક સામ્યવાદીઓને પણ એજ કારાગૃહ સાંપડયો ! પ્રાંતિય સરકારોને મધ્યસ્થ સરકારે કાયદા કરી વિશાળ સત્તાઓ સોંપી.

કંઈ પણ અનુકંપા, દીર્ઘદૃષ્ટિ અને એક પરદેશી રાજ્યની રીતે એ સત્તાઓ વપરાવા લાગી. પોલિસનો દંડૂકો ઝબકી ઉઠયો.

મહાસભાએ રામગઢમાં અધિવેશન ભર્યું. વાતાવરણ સરકાર સાથેની લડાઇની અફવાઓથી ગાજી ઉઠયું. કેટલાક મહાસભાવાદીઓ ઉતાવળા થઈ સરકાર સાથે એકદમ બાંયો ચડાવી બેઠા. બીજા કેટલાક લાકડું લાકડાને ભારે ભાંગવા દો એવી ઠંડી નીતિવાળા પણ હતા. પંડિતજીએ બાંયો ચડાવી લોકોને શિસ્તબદ્ધ તૈયાર થવા સૂચવ્યું. પંડિતજીએ કહ્યું, કે લડત આવી પહોંચી છે. ઝંડો ફરકાવવો અને ગીતો ગાવા એ કરતાં ઘણું મોટું કર્તવ્ય આવી પડયું છે. આપણે ઘણા મોટા આત્મભોગો આપવા પડશે, ઘણાં સંકટો અને હાડમારીઓ ભોગવવી પડશે. ભૂતકાળ કરતાં દમન અને જુલ્મ આ વેળા ઘણા ઝનુની બનશે. વધારામાં પંડિતજીએ જણાવ્યું કે હવે આપણે માત્ર વિરોધ વ્યકત કરીને પ્રસ્તાવો પસાર કરવાના નથી. આપણા વિરોધના ગુસ્સાનો પારો હવે છેલ્લી હદે પહોંચ્યો છે. હવે કંઇ કાર્ય કરવાનો સમય આવી પહોંચ્યો છે.

પંડિતજી હિંદને માટે સંસ્થાનિક દરજ્જો માગતા નહોતા. સંસ્થાનિક દરજ્જાથી હિંદને હવે સંતોષ નહોતો. સંસ્થાનિક દરજ્જાથી હિંદને પૂરી સ્વતંત્રતા મળશે નહિ અને બ્રિટિશ આર્થિક નીતિ હિંદનું શ્રેય કદી પણ ઇચ્છશે નહિ. હિંદની પરદેશ–નીતિ અનુસાર હિંદને સંપૂર્ણ સ્વતંત્રતા જ સ્વીકાર્ય છે.

રામગઢ અધિવેશનમાં આ વિષય સંબંધી વિચારોની આપ લે થઈ હતી. એ અધિવેશને મહાત્મા ગાંધીજીને વાઇસરોય સાથે વાટાઘાટ કરવાનો અધિકાર આપ્યો હતો. અને જરૂર પડયે સત્યાગ્રહની લડત શરૂ કરવાની સત્તા આપી હતી. પણ વાઇસરોય સાથે દિલ્હીની વાટાઘાટો નિષ્ફળ નિવડી. મહાસભાની માંગણી

ત્યાં સ્વીકારાઈ નહિ. વાઇસરોયે હિંદની જનતા જોગ એક સંદેશો બહાર પાડયો. તેમાં યુદ્ધ માટે પ્રજાને એકત્ર થવાની અરજ કરી હતી. વાઇસરોયના આ નિવેદન ઉપર પંડિત જવાહરલાલે ચર્ચા કરતાં જવાબ આપ્યો હતો કે વાઇસરોયની માગણી હિંદને સંતોષતી નથી. હિંદની એકતા હિંદની સ્વતંત્રતાને ભોગે ખરીદી શકાય નહિ. ગુલામીનાં બંધનમાં સપડાયેલા ગુલામોની એકતા આપણને આવશ્યક નથી. '

વાતાવરણ ખુબ ગરમા ગરમ થતું ગયું. બ્રિટિશ સરકારને હિંદીઓને પૂરતી સત્તા આપ્યા વગર એનો સહકાર જોઇતો હતો. મહાસભાના મોવડીઓ તો રોકડીયો સોદો કરવા માંગતા હતા. થોડા મહિના પછી અસહકારની લડત શરૂ થઇ. મહાત્મા ગાંધીજીએ આ વખતે લડતની જુદી પદ્ધતિ શરૂ કરી એમણે પોતાની ચૂંટેલી વ્યકિતઓને અસહકાર કરવાની સતા આપી. દરેક સત્યાગ્રહીએ અહિંસા સત્ય વગેરેનું સંપૂર્ણ પાલન કરવાનું હતું. પંડિત નહેરૂ મહાત્માજીનો સત્ય, અહિંસા વગેરે ઉપરનો આગ્રહ સમજી શકતા નહોતા. આગળના સત્યાગ્રહોમાં પણ પંડિતજી મહાત્મા ગાંધીજીના ચશ્માંથી જોઇ શકતા નહોતા. મહાત્માજી અને પંડિતજી વચ્ચે આદર્શનો કંઇજ ફરક નહોતો, પણ કાર્યપદ્ધતિ વચ્ચે મોટુ અંતર હતું, કાર્યપ્રણાલી બન્નેની જુદી જુદી હતી.

એ અહિંસા અને ભોગ બન્નેને મહાત્માજીની પેઠે સંપૂર્ણ આવશ્યક ગણુતા હતા. દેશમાં બીજો કોઈ ઉપાય નહોતો. મહાત્માજીનું મંતવ્ય હતું કે સંપૂર્ણ અહિંસાને અનુસરો, અને આદર્શ માટે આકળા થાઓ મા! સાચી અહિંસા વાપરો અને ભવિષ્ય પરમાત્માને સોંપો તો કામ ફળીભૂત થશે. તમારો અધિકાર કાર્ય કરવાનો છે. ફળ આપનાર ઇશ્વર છે. પંડિત જવાહરલાલને મહાત્માજીની આ નીતિ રાજકીય ડહાપણ અને

શાસ્ત્રીયતાથી વિરૂદ્ધ ભાસતી. નૈતિક સિદ્ધાંત પણ એમનાથી પૂરતો જળવાતો નહિ. તેઓની સંકિર્ણતા એમને નીતિના વિશાળ ધોરણથી દૂર રાખે છે. એમાંથી પ્રશ્ન ઉદભવે છે કે સૌજન્ય એટલે શું? શું એ માત્ર વ્યકિતગત પ્રયત્ન છે? ગાંધીજી ચારિત્ર્ય ઉપર બહુ જ ભાર મૂકે છે, અને બૌધિક વિકાસ અને તાલિમની ઓછી અગત્યતા સ્વીકારે છે. ચારિત્ર્ય વગરની અથવા અસદ્-બુદ્ધિ ભયાવહ છે પણ નિર્બુદ્ધિક સજ્જનતાની કિંમત શું? સદ્ચારિત્રનો વિકાસ કેમ થાય? ગાંધીજી મધ્યકાળના ખ્રિસ્તી સાધુઓની સાથે સરખાવી શકાય તેવા છે અને તે સાધુઓના ચારિત્ર્ય સાથે અને વાણી સાથે એમને સામ્ય છે. આધુનિક સમય, માનસ, કાર્ય અને અનુભવ સાથે એનો વિરોધ છે.

ગાંધીજી સાથે પંડિતજીને વિચારનો ભેદ હતો. ગાંધીજીની ઊંડી ધાર્મિકતા પંડિતજીમાં નહોતી. પણ બન્નેનાં ચારિત્ર અને સૌજન્યતા ઉચ્ચ દરજ્જાના હતાં. પંડિતજી રાજકીય કારણોમાં ધાર્મિકતાનું તૂત લાવવાની વિરૂદ્ધ હતા, પણ મહાત્માજી દરેક કાર્યને સાધુજનની ધાર્મિક દ્રષ્ટિથી જોતા હતા. ગાંધીજીનું વિશાળ ઉંડું અને વ્યાપક ધાર્મિક જ્ઞાનની કદર પંડિતજીને સંપૂર્ણ હતી. એની કિંમત પૂરી આંકી હિંદને તેનો પુરો લાભ મળે એવી પંડિતજીની ઇચ્છા હતી. તેથી જ મહાત્માજીના સિદ્ધાંતને પોતે અનુસરતા હતા. બ્રિટિશ જેવી મહાન સત્તા સાથે લડવા હિંદને ઐકય જોઇએ તેથી ઐકયની કિંમત અને કદર એમને સારા પ્રમાણમાં હતાં.

વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને ૧૯૪૦ ના ઓકટોબરમાં પંડિતજીએ એક સંદેશો આપ્યો હતો, તેમાં એમણે કહ્યું હતું કે મહાત્મા ગાંધીજીએ લડત માટે એક ચોક્કસ કાર્યપદ્ધતિની રચના કરી છે. સ્વતંત્રતાનું આપણું ધ્યેય આ પદ્ધતિથી આપણે પ્રાપ્ત

કરી શકીશું. દેશની પ્રજા પણ એ પદ્ધતિને અનુસરવા તૈયાર છે એમ સ્પષ્ટ જણાય છે, તેથી એ પદ્ધતિના રચનાર ગાંધીજી આ હિલચાલનું નેતૃત્વ લે એ શ્રેયકર છે.

મહાત્મા ગાંધીજી પોતાના લખાણ અને ભાષણોમાં વાણી-સ્વાતંત્ર્ય માટે આગ્રહ બતાવતા હતા. ઘણાઓને એવી ભ્રમણા હતી કે આ યુદ્ધ વાણી અને લેખન–સ્વાતંત્ર્ય માટેજ લડાય છે. પંડિતજીએ આ ભ્રમ નિવારવા જણાવ્યું હતું કે, 'આ યુદ્ધનો આદર્શ માત્ર વાણી–સ્વાતંત્ર્ય પૂરતો જ હોઈ શકે નહિ પણ એનો આદર્શ આપણી સ્વતંત્રતાના હક્ક સાથે નિકટનો સંબંધ ધરાવે છે. હિંદને યુદ્ધનો સંબંધ આપણા માટે આટલા પૂરતો જ છે. વાણીસ્વાતંત્ર્ય એ ગાંધીજીની પદ્ધતિનો ૧૯૩૦–૩૧ના મીઠાના સત્યાગ્રહ જેવો એક ભાગ છે. ગાંધીજી બધાં યુદ્ધોનો સદંતર ખરા હૃદયથી વિરોધ કરે છે. મહાસભા હજી સંપૂર્ણપણે એ વિચારોનો પડઘો પાડી શકે તેવી સ્થિતિમાં નથી, તેથી આ માત્ર જગત શાંતિ સ્થાપવાની હિલચાલ નો એક ભાગ છે એમ કહી શકાય નહિ. હિંદનો આદર્શ તો સંપૂર્ણ સ્વતંત્રતા અને આઝાદી છે.' પંડિતજીએ યુદ્ધ પરત્વેની નીતિની આમ સ્પષ્ટતા કરી પ્રથમ આઝાદી અને પછી યુદ્ધ માટે સહકાર એવું સ્પષ્ટિકરણ એમણે કર્યું.

રામગઢ અધિવેશને ગાંધીજીને સર્વસત્તાધારી સેનાધ્યક્ષ બનાવ્યા હતા. પણ મૌલાના અબુલ કલામ આઝાદ અને પંડિતજીનાં વક્તૃત્વે દેશમાં ઉત્સાહનું મોજું ફેલાવ્યું હતું. હિંદના યુવાનો પંડિત નહેરૂના નેતૃત્વ નીચે યાહોમ કરવા તૈયાર હતા. પંડિત નહેરૂ સરકારની તેમજ મહાસભાની જ્યાં જ્યાં નબળાઈઓ જોતા ત્યાં ત્યાં તે સીધી સાદી ભાષામાં એકદમ વ્યક્ત કરતા. મહાત્મા ગાંધીજીને પણ એમણે છોડયા નહોતા. જહાલો અને મવાલો

વચ્ચેના સંબંધમાં તેઓ સાંકળ જેવા હતા, અને દેશભરમાં ઉત્સાહ, સાહસ, બુદ્ધિ, શિસ્ત, શક્તિ અને સુરચનાના અધિનાયક હતા.

હિંદી સરકાર બ્રિટિશ સરકારનું બ્યુગલ હતું. દોઢસો-બસો વર્ષનાં અનુભવથી પૌર્વાત્યોના તપાસનો અભ્યાસ એમને હતો. રાજ્યદ્વારી નીતિમાં અંગ્રેજ સરકાર ખુબ નીપૂણ હતી. કયારે સામનો કરવો અને કયારે સમાધાની દેખાડવી એ સમય અને વાતાવરણ પ્રમાણે એ કરતી હતી. હિંદીઓને સામાજીક, આર્થિક અને રાજકીય રીતે પરાધિન રાખવામાં એમનો આદર્શ હતો, અને હિંદ રૂપી ગાયનું સારી રીતે ચાલુ દૂધ દોવાઇ લેવાય એ માટે અંગ્રેજ સરકારે મોટી જાળ બીછાવી હતી. મહાત્મા ગાંધીજીને શાંતિ અને સમાધાનવૃત્તિ હિંદ પૂરતી ન હોઇ શકે. આખા જગત પૂરતી હોવી જોઇએ એવો વાંધો અંગ્રેજ બુદ્ધિમાનો લેવા માંડયા. પણ જવાહરલાલની યુદ્ધ અને સુલેહના આદર્શોની નીતિનો જવાબ એમનાથી આપી શકાયો નહિ. પંડિતજીની પ્રતિભાના, જ્ઞાન અને તેજસ્વી બુદ્ધિ-પ્રભાના કિરણો જગતમાં પ્રસર્યા હતા. હિંદ બહાર ન્યુયોર્ક, ચૂંગકીંગ અને બીજી રાજધાનીઓમાં એમનાં લખાણ અને વચનો ખૂબ વજનદાર ગણાતાં હતાં. યુદ્ધને સમયે આવા મજબુત પ્રતિપક્ષિને સ્વતંત્ર રહેવા દેવાની બ્રિટિશ સરકારની ઇચ્છા નહોતી. મિ. એમરી જેવા ગણત્રીબાજ હિંદી વજીર હિંદ પર દેખરેખ રાખવા લંડનમાં બિરાજતા મહાત્માજી સાથે વીચારણા ચલાવવા પંડિતજી વર્ધા ગયા હતા. તા. ૧લી નવેંબરના એમને ચૌકી સ્ટેશન પર ગિરફતાર કરવામાં આવ્યા.

ગોરખપુર ખાતે પંડિતજીએ એક ભાષણ આપ્યું હતું. આ ભાષણમાં રાજ્ય-દ્રોહની ગંધ છે એવા આરોપસર એમને કડ વામ આવ્યા હતા. આ સમયે આ આઘાતથી દેશની પ્રજા ચમકી ઉઠી. આખા હિંદમાં એમની ધરપકડ વિરુદ્ધ

સભાઓ ભરાઇ, પરંતુ સરકારે એકદમ ઉતાવળથી એમનો કોર્ટમાંનો કેસ પૂરો કરાવ્યો. નવેંબર ૫મી ના રોજ માજીસ્ટ્રેટે ચૂકાદો આપી એમને ચાર વરસની સખ્ત કેદખાનાની સજા કરાવી. પંડિતજીના આ કોર્ટના કેસની પૂરતી વિગતો પ્રકાશમાં આવી નથી, પણ સરકારી મનને પારખવાને સરકારી વકીલનું ભાષણ કંઇક અજવાળું નાંખે છે. સરકારી વકીલે જણાવ્યું હતું કે :–

'સરકારની બદનક્ષી કરવા માટેનાં આ ભાષણો છે. હિંદી પ્રજાને કહેવું કે હિંદને આ યુદ્ધમાં જોરાવરીથી ખેંચી જવામાં આવ્યું છે એનો અર્થ એક જ હોઈ શકે તે યુદ્ધમાં

રાજસ્થાની કાર્યકરો વચ્ચે



મદદ ન કરવી. આ વાત 'હિંદ સંરક્ષણ ધારા' માં આવી જાય છે. પંડિત નહેરૂએ કોઇ પણ કાયદેસરની સત્તા અથવા કારણ વગર આ વાત કરી છે. પંડિત જવાહરલાલે મોટો પ્રવાસ આદરી ગામડિયાઓ સામે આવી વાતો મૂકી છે, અને તેમાં તેમની પાસે અખિલ હિંદ મહાસભા સમિતિના ઠરાવો અને ગાંધીજી તેમજ વાઈસરૉય વચ્ચેના સંદેશાઓ નિષ્ફળ જવાની વાત કહી છે. સત્યાગ્રહ માટે લોકોને તૈયાર કરવાનો એમનો ઇરાદો હતો. આખા પ્રવાસનો આ એકજ હેતુ હતો. અને સરકારના માર્ગમાં મુશ્કેલીઓ ઉભો કરવા માટેનો આ પ્રવાસ હતો. આથી યુદ્ધમાં અડચણો પડે તેમ છે. આ વાણી ઉચ્ચારતાં એનાં પરિણામો માટે પંડિતજીને ભાન હતું. ઑક્ટોબરમાં 'નેશનલ હેરોલ્ડ'માં એ ભાષણ છપાયું હતું અને પોલીસના રીપોર્ટોની નોંધણી બરાબર હતી એમ સાબીત છે.'

વકીલે આગળ જતાં જણાવ્યું કે, 'પરતાપગઢ, રાયબરેલી અને અલ્લાહાબાદમાં પંડિતજીએ એજ મતલબનાં ભાષણો આપ્યાં છે. આ ભાષણો કોર્ટ જો બરાબર ધ્યાનથી વાંચશે તો તેમને લાગ્યા વિના રહેશે નહિ કે પંડિતજી યુદ્ધમાં સરકારને સહકાર ન આપવા માટેનો પ્રચાર કરતા હતા. પંડિત નહેરૂ કહેતા હતા કે, મહાસભાના ઠરાવ મુજબ તેઓ પોતાના વિચારો દર્શાવતા હતા. કોર્ટે પંડિતજીને પૂછ્યું કે "તમારે કંઇ કહેવાનું છે?" પંડિતજીએ જવાબ આપ્યો કે, 'સરકારી વકીલે જે સાબીત થયું છે તેને સાબીત કરવાને ખુબ ખુબ મહેનત લીધી છે. એ બધું એમણે પોતાના સ્ટેટમેન્ટમાં જણાવ્યું છે.' પંડિતજીએ ભાર મૂકીને જણાવ્યું કે, 'હિંદ સંરક્ષણ ધારો' દેશ ઉપર આફત સમાન હતો અને એવી સરકારને તોડી પાડવા તે ઇંતેજાર હતા. પંડિતજીને ચાર વરસની સખ્ત કેદની સજા કરવામાં આવી. આખો દેશ

ખળભળી ઉઠયો. આમની સભામાં પણ સવાલજવાબ થયા પણ યુદ્ધને લીધે, વિશેષ કંઈ થયું નહિ.

પંડિત નહેરૂને ચૂપ કરી હિંદી સરકારે થોડી વાટ જોઇ, એમને વિલાયતના હુકમ મુજબ કોઈપણ રીતે યુદ્ધ ચલાવવું હતું. એમાં અંતરાયો નાંખનારને એ તરત જ દૂર કરવા માંગતી હતી. સહુથી પ્રથમ પંડિત નહેરૂ એની હડફેટમાં આવ્યા અને ઝડપાયા. પંડિતજી હાજી હા, કરીને આ શાહી મહત્વાકાંક્ષાને પોતાના યુદ્ધને હિંદનું યુદ્ધ ગણવા માંગતા નહોતા. હિંદ સ્વતંત્ર થઇને પછી આ વાતનો નિર્ણય કરે અથવા હિંદીઓને કુલ સત્તા સુપ્રત કર્યાં પછી જ યુદ્ધના હિતાહિતનો અને ન્યાય અન્યાયનો નિર્ણય એમને કરવા દેવો એવી પંડિતજીની માન્યતા હતી. સરકાર પણ મુંઝવણમાં હતી. એણે પંડિતજીને ચાર વરસની કેદમાં મુકયા હતા. પરંતુ પંડિતજીને છોડી મુકવા માટે માત્ર એકલા હિંદીઓની જ માગણી નહોતી પરંતુ આંતરરાષ્ટ્રિય ચળવળે ખૂબ જોશ લીધું. અમેરિકાનાં વર્તમાનપત્રોમાં ચોકખી રીતે એક જ સૂર નીકળ્યો હતો, પંડિત નહેરૂ અને બીજા હિંદી મહાસભાના આગેવાનોને છોડી મૂકો. અમેરિકનોને પ્રસન્ન રાખવા હોય તો એમને કેદ મૂક્ત કરો. આખરે પંડિત નહેરૂને એક વરસ કેદખાનામાં રાખીને તા. ૪ ડિસેમ્બર ૧૯૪૧ માં છોડી મૂકવામાં આવ્યા.



[ ૧૬ ]

હિંદી સરકારે પંડિત નહેરૂને છોડી મુકયા. યુરોપીય યુદ્ધ વધારે ભયંકર સ્વરૂપ પકડતું જતું હતું. આ સમય બ્રિટન માટે ભારે કઠીન અને પરાજયના ભયથી યુક્ત હતો. ફ્રાન્સ શરણે થયું હતું. ડન્કર્કના બંદરેથી અંગ્રેજોના સૈન્યને લુગડાંભેર નાશી જવું પડયું હતું. જર્મનોના વિમાનોએ ઇંગ્લાંડના શહેરો ઉપર વિમાની બોમ્બમારો ચલાવ્યો હતો. જાપાન યુદ્ધમાં કૂદી પડયું હતું. અમેરિકાને પણ યુદ્ધમાં ઝંપલાવવું પડયું હતું. હિંદને પણ પોતાની આસામ અને બંગાળની સરહદો ઉપર જાપાનનો સામનો કરવાનો મોકો આવી પહોંચ્યો હતો. જાપાને ૧૯૪૧ ના ડિસેમ્બરથી ૧૯૪૨ ના એપ્રિલ સુધીમાં ફિલિપાઇન, મલાયા, જાવા, બ્રહ્મદેશ વિગેરે પાંચ હજાર માઇલોના સાગરમાં પથરાયેલા દેશો સહેલાઇથી જીતી લીધાં. આમ આંતર-રાષ્ટ્રિય સ્થિતિ બગડી ગઈ.

બ્રિટિશ સરકારને હિંદમાં મહાસભાને મનાવી લેવાની જરૂર લાગી. કટકો રોટલો નાંખી મહાસભા માની જાય એવા પ્રયત્નો સંબંધી વિલાયતમાં વિચારણા ચાલી. પંડિતજી પણ અંગ્રેજ સરકારના નિખાલશપણા માટે શંકાશીલ હતા. પોતાને સરકારે છોડી મુકયા તેથી સરકાર હિંદને સ્વરાજ આપશે એવી ખોટી આશા તેઓ ધરાવતા નહોતા. પંડિતજી કેદથી જરા પણ ડરતા

નહોતા. એમણે ચોકખું જણાવી દીધું કે હિંદ એ વિશાળ કેદખાનું હમણાં બની ગયું છે. નાના કેદખાનાની ટૂંકી ચાર દિવાલો વચ્ચેથી બહાર નીકળી વિશાળ હિંદના કેદખાનામાં પૂરાવાથી કાંઇ લાભ નહોતો. કેદખાનામાંથી મૂકત થયા પછી એમણે જગતના પ્લેટફોર્મ ઉપર હિંદની સ્વતંત્રતા માટે ફરીને બુલંદ અવાજ ગાજતો કર્યો.

પંડિતજીએ જગતને જણાવ્યું કે, બ્રિટનને હિંદ આઝાદ કરવું જ પડશે. અમે કોઇ રીતે આઝાદી પ્રાપ્ત કરશું જ. તેમણે ગાંધીજીના નેતૃત્વમાં સંપૂર્ણ શ્રદ્ધા વ્યકત કરી. એમના ઝંડા નીચે લડવાનો નિશ્ચય વ્યકત કર્યો. હિંદમાં હજારોને કેદમાં મોકલ્યાથી સત્યાગ્રહની લડત પડી ભાંગી નથી, સત્યાગ્રહ એ બ્રિટિશ શાહી નીતિની સામે હિંદી પ્રજાનો પડકાર હતો. હિંદને લડતા આવડે છે. પરંતુ હિંદ પોતાની સ્વતંત્રતા મેળવવા લડશે. લડત ચાલુ રહેવી જ જોઇએ. લડત બંધ પડશે નહિ. આરામ કરવો કે થોભી જવાની વાત જ નથી.

પંડિતજીએ જણાવ્યું કે હમણાં જગત ઇર્ષા, ઝેરવેર, હિંસા અને ભયાનક સંહારના ભાવોથી ભરેલું છે. આ સમયે અહિંસાના પ્રભાવની પ્રતિભા પાડવી જોઈએ. હિંદમાં પરસત્તા હિંદી પ્રજાને કચરી, ગુંગળાવી નાંખે છે; ત્યારે આપણા માટે નિરાંત કે આરામ હોય જ નહિ. સ્વતંત્ર જગતના હિત માટે સ્વતંત્ર હિંદની ખાસ આવશ્યકતા છે. હિંદ સ્વતંત્રતા માટે જગતના આંગણામાં ઉચ્ચ સ્વરે માંગણી કરી રહ્યું છે. આથી ભયંકર તાપોને સહન કરી આરામને દૂર ફેંકી દેવાનો સમય છે. આપણી હોડી લંગર ઉપરથી ચસકવી જોઇએ નહિ. જગતની પ્રજા સ્વતંત્રતા માટે કેવા મોટા ભોગો આપે છે તે આપણે જોઇએ છીએ, સ્વતંત્રતા માટે ચીન સાડાચાર વરસો થયા એક

ધાઇ લડે છે, પોતાની આઝાદી સાચવવા સોવીએટ લોહીને પાણીની પેઠે વહેવરાવે છે.

હિંદની લડત જુદી જાતની છે, આપણી પરિસ્થિતિ અને આપણો પ્રશ્ન જુદી જાતનો છે. છતાં બીજી પ્રજાઓની પેઠે આપણે પણ પોલાદી નિશ્ચય, શિસ્ત અને મહાન ભોગો માટે તૈયાર રહેવાનું છે. આપણને હિંદની આઝાદીનો સાદ મોટેથી બહાર પડવા આમંત્રે છે. આપણી નાડીઓનું લોહી આ હાકલથી જોસથી વહેવા માંડે છે. આથી " યાહોમ કરીને પડો ફતેહ છે આગે " પેઠે આપણે આગળ ધસવું જોઇએ. ખરા હૃદયથી દુઃખો અને હાડમારીઓ સહન કરતાં-ભોગો આપતાં વિશ્વાસ અને હસતે ચહેરે આઝાદી યજ્ઞમાં મરો.

જ્યાં જ્યાં અન્યાય, દુઃખ અને જુલ્મો થાય ત્યાં ત્યાં પંડિત નહેરૂનો અવાજ ગાજી ઉઠતો હતો. સ્પેનની પ્રજાના હિત માટે પંડિતજીના પ્રયત્નો અને યોજના નીચે હિંદથી એક દુઃખ નિવારણ મંડળી સ્પેન પહોંચી હતી. એમના જ પ્રયત્નોથી ચીન ખાતે એક તબીબીમીશન મોકલવામાં આવ્યું. જર્મનીના પગ નીચે છુંદાયેલા રશિયાના સોવિયેટ યુનીયન તરફ એમની દિલસોજી ખેંચાઇ .સોવિયેટ યુનીઅનની એક સભા પંડિત જવાહરલાલના પ્રમુખપદ નીચે લખનૌમાં મળી. સોવિયેટ યુનિયન તરફ શુભેચ્છા દાખવવા એક સદેશો મોકલવામાં આવ્યો. થોડાં નાણાં પણ મોકલ્યા. પંડિત જવાહરલાલ સોવિયેટ યુનીઅનને લશ્કરી મદદ મોકલવા ઉત્સુક હતા પણ પરદેશી રાજ્યના શાસન નીચે એ શકય નહોતું. સ્વતંત્ર હિંદ જ એવો સહકાર આપી શકે.

થોડાક દિવસો બાદ માર્શલ ચાંગ કાઇ શેક હિંદની મુલાકાતે આવ્યા. માર્શલ અને મેડમને મળવા માટે પંડિતજીને નિમંત્રણ મળ્યું. તેમણે દેશ-વિદેશની પરિસ્થિતિ અને રાષ્ટ્રિય

આંદોલનો વિષે ખુબ વિચારણા કરી. પેસિફીકમાં જાપાને જે મોટો જંગ જગાડયો હતો અને પોતાની મહત્વકાંક્ષાનો દોર છુટો મૂકયો હતો તે સંબંધીના વિચારો જવાહરલાલે અગાઉ માર્શલની ચીનની મુલાકાત સમયે સ્પષ્ટ કર્યાં હતા. જાપાનની મહાત્વાકાંક્ષાએ લડાઈ ઠેઠ હિંદના દરવાજા સુધી પહોંચાડી છે. હિંદનાં સૈન્યો જાપાન સાથે લડે છે. હિંદની પ્રજાનો સહકાર મેળવવા એ બ્રિટિશ સ્વાર્થને અનુકૂળ છે. પરંતુ કેટલે દરજ્જે બ્રિટિશ તે લેવા તૈયાર છે તે તેની ઈચ્છા પર આધાર રાખે છે.

બ્રિટિશ સરકાર હિંદની મડાગાંઠ છોડવા માટે સમય આવ્યો છે એમ સમજતી હતી. હિંદની પ્રજાની મૈત્રિની એને કદર હતી, પણ તે માટેની પૂરી કિંમત ચૂકાવવા તે તૈયાર નહોતી, ૧૯૪૦ માં સર સ્ટેફર્ડ ક્રીપ્સને હિંદ મોકલ્યા. હિંદીઓની આઝાદી માટેની ઈચ્છા પ્રત્યે સર સ્ટેફર્ડ દીલસોજી ધરાવતા હતા. દિલ્હીમાં સર ક્રીપ્સે જુદા જુદા રાજકીય નેતાઓની મુલાકાત લઈ વાટાઘાટનો આરંભ કર્યો. ગાંધીજીએ તો શરૂઆતમાં જ હાથ ધોઈ નાંખ્યા, અને સર્વે જવાબદારી પંડિતજીને અને મૌલાના આઝાદને સોંપી. પરન્તુ એ વાટાઘાટો વાંઝણી નીવડી. બ્રિટિશ સરકાર વાઈસરૉયની કાઉંસીલનો વિકાસ બક્ષવા તૈયાર હતી, પણ મહાસભાને તો ખરી સત્તા અને હિંદની આઝાદી જોઈતાં હતાં. બ્રિટિશ સરકાર તે દેવાને તૈયાર નહોતી. આથી સર સ્ટ્રેફર્ડને પાછા ઈંગ્લાંડ ખાલી હાથે ફરવું પડયું. એને નિષ્ફળતા સાંપડી હતી. અંગ્રેજી માલીકીનાં એક અખબારે જણાવ્યું કે હિંદે એક સારી તક ગુમાવી છે. પણ હિંદે ખોઈ કે બ્રિટને ખોઈ તે તો ભવિષ્ય જ નક્કિ કરે. મહાસભાની દોરવણી પં. જવાહરલાલ અને મૌલાના આઝાદના હાથમાં હતી. બંન્ને વિવેકી, વિચારવંત, બુદ્ધિશાળી અને ઈંગ્લાંડની મૈત્રીને ચાહનારા હતા સાથે જર્મની અને જાપાનના રાજ્યલોભની ખુબ વિરૂદ્ધ હતા. તેમાં પણ પંડિતજી પાશ્ચિમાત્ય સાહિત્ય, ઇતિહાસ

અને અર્થશાસ્ત્રના સારા જ્ઞાતા હતા. અને ઇંગ્લાંડમાં શિક્ષણ લેવાને કારણે ત્યાં ઘણાં વર્ષો વસ્યા હતા, એટલે તેઓ ત્યાંની સંસ્કૃતિ પ્રત્યે માન ધરાવતા હતા. અંગ્રેજોને ખુબ સારી રીતે ઓળખી શક્યા હતા. મૌલાના આઝાદ પણ ઊંડી સમજણુ, સહાનુભૂતિ અને હૃદયની ઉદારતા ધરાવતા હતા. દિલ્હીની સર સ્ટ્રેફર્ડની વાતચીતો પછી પંડિતજીએ એક નિવેદન બહારપાડીને કહ્યું:—

'હું હિન્દને સમજ્યો છું ત્યાં સુધી હિન્દનું હૃદય હિંદમાં બ્રિટિશ કબ્જાને સામે અસંતોષ ધરાવે છે. તમે દોઢસો વર્ષના ભૂતકાળના ઈતિહાસ અને આ સમયના બનાવોને હૃદયમાંથી દૂર કાઢી શકો નહિ. હિંદના આત્મામાં એ દોઢસો વર્ષનો ઇતિહાસ ઊંડો ઉતરી ગયો છે. જો બ્રિટન સાથે આપણે સમજી શકયા હોત અને સંધી કરી હોત તો હિંદના હૃદયમાંનો ઉપલો વિચાર બદલાવવાની જરૂર પડત. પરંતુ હિંદને સ્વતંત્રતા મળતી નથી. સ્વતંત્રતા ના અભાવને ભાવ રૂપમાં પલટાવી શકે છે. આથી બ્રિટિશ પક્ષે હિંદને સ્વતંત્ર જાહેર કરવું શ્રેયકર છે, કોઈપણ પ્રજા તરફથી સહકાર અને મદદને હું લધાવી લઉં, જો હિંદને સ્વતંત્રતા મળતી હોય તો, મારી એ જ ઇચ્છા છે.'

જાપાન સંબંધી સ્વતંત્ર હિંદ શાંત બેસી શકે નહિ. મુખ્ય પ્રશ્ન બ્રિટીશ સરકાર સાથેના સંબંધનો નથી પણ મુખ્ય પ્રશ્ન હિંદ પર ઝઝુમતા ભયનો છે. અને તેને નિવારવાની અમારી ફરજ છે. જે સર્વે બનાવ બન્યા છે તે તરફ લક્ષ ન રાખતાં અમે હિંદમાં બ્રિટિશ અને અમેરિકન પ્રયત્નો વચ્ચે તકલીફ કરવા માગતા નથી. અમારી ઈચ્છા લોકો પોતાના સોંપેલા કાર્યોમાં યત્નશીલ રહે અને તેથી દૂર નાસે નહિ એ જોવાની છે. અમારી યુદ્ધના કાર્યને આગળ ધપવાની આંતરિક ઈચ્છા છે. મહાસભાની કારોબારી કમિટિ એકાદ પખવાડિયામાં આ પર વિચારણા કરી કર્તવ્યમાર્ગ દાખવનારી છે."

દિલ્હીમાં સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સની નિષ્ફળતાથી પંડિત નહેરુ નિરાશ થયા, પણ એમના વિચારો એના એ જ રહ્યા. જાપાન સામેના સામનાના એમના વિચારો બ્રિટિશ સરકારને પસંદ પડયા અને યુદ્ધકાર્ય આગળ ધપાવવા તેનો મનગમતો ઉપયોગ પણ સરકારે કર્યો. અંગ્રેજી માલિકીનાં વર્તમાનપત્રોએ જાપાનના જંગને અનુમોદ્યો છે એમ જાહેર કર્યું. ક્રીપ્સ વિલાયત પહોંચ્યા અને નિષ્ફળતાનો આરોપ મહાસભા માથે ઓઢાડયો. એણે કહ્યું હતું કે મહાસભાને આખું કોળું જોઈતું હતું. બટકું જોઈતું નહોતું. એને કંઇ મળ્યું નથી. આના પ્રત્યુત્તરમાં જવાહરલાલે કહ્યું કે, સર સ્ટેફર્ડ ક્રીપ્સના ભાષણમાં કંઇ ન મળ્યું એ જ માત્ર આખો પેરેગ્રાફ છે. અમને તો સંપૂર્ણ આઝાદી જોઇએ છીએ અને તેને માટે અમે સહન પણ કર્યું છે. અમે રાજકીય, આર્થિક અને બીજા કોઈપણ વિભાગમા પરદેશી અમલને ઇચ્છતા નથી. છેલ્લા દોઢસો વર્ષનો ઇતિહાસ ભૂંસાય તેમ નથી. પરંતુ કડવાશ ચાલી જાય અને પરાધિનતાની યાદદાસ્ત તાજી ન રહે તે અમે જોવા માંગીએ છીએ. અમે ભભકો, દંભ, ખોટી મહત્તા, ખિતાબો ખોટા ખર્ચ અને કાર્ય શિથિલતા જે બ્રિટીશ શાસનમાં દેખાય છે તે દૂર કરવા માંગીએ છીએ. એક મહાન અંગ્રેજે જે શબ્દો કહ્યા હતા તે હું અહીં ફરી કહું. ‘ ઘણો લાંબો સમય તમે ચોંટી રહ્યા છો. હવે આ સ્થાન છોડીને મહેરબાની કરીને જાઓ અને તમારી ગેરહાજરીથી અમારૂં ભલું થાઓ. ઈશ્વરને ખાતર તમે ચાલ્યા જાવ ’ ક્રિપ્સ સાહેબે બારણાં ખુલ્લાં રાખવાની વાત કરી છે પણ સરકાર માટે તેનો કંઈ અર્થ નથી. ’

બ્રિટીશ સરકારની વલણુ ગમે તેવી હોય છતાં પણ અમે જાપાનનો સામનો કરીશું. એવી જવાહરલાલની નીતિ ઉપર બ્રિટિશ સરકારની વલણે ઠંડુ પાણી રેડયું. અખિલ હિંદ મહાસભા સમિતિ અલ્લાહાબાદમાં ૨૮ મી એપ્રીલે મળી. તે સમિતિ

મળ્યા પહેલાં એક નાના બનાવે કેટલોક ગુંચવાડો ઉભો કર્યો. મહાસભા સમિતિમાં ભાગ લેવા રાજગોપાલાચારી અલ્લાહબાદ આવતાં હતા. પાકીસ્તાન તરફ એમની દિલસોજી ભરેલી વલણથી હિંદુ મહાસભા મંડળમાં એમની વિરૂદ્ધ ગુસ્સાની લાગણી ફેલાઈ હતી. આથી અલ્લાહાબાદના સ્ટેશને હિંદુ મહાસભાના સ્વયંસેવકોએ એમનું કાળા વાવટાઓથી સન્માન કર્યું. પંડિત જવાહરલાલ એમને લેવા સ્ટેશન પર આવ્યા હતા. આ જોઇ એમને ઘણું ખોટું લાગ્યું. આપણા અતિથીનું આવું અપમાન થાય એ પંડિતજીને યોગ્ય ન લાગ્યું. એમણે ત્યાં ધસી આવીને એકાદ વોલિંટીયર પાસેથી કાળો વાવટો ઝુંટવી આ દેખાવને બંધ કરવાના પ્રયત્નો કર્યા.

શ્રી. રાજગોપાલાચાર્યના વિચારો પંડિત નહેરુ સાથે એકમત નહોતા, તેમાં પણ પાકીસ્તાન સંબંધી એમના વિચારો એમને માન્ય નહોતા. પંડિત નહેરુનુ માનવું હતું કે દેશની આઝાદી સાથે પાકીસ્તાનની વાત બંધબેસ્તી નથી. પાકીસ્તાન હિંદનો કોઇ પણ સુપુત્ર યોગ્ય ગણે નહિ. એ હિંદની આઝાદી વિરૂદ્ધનું પગલું છે. પંડિતજી પ્રાંતોને ખુબ મોટા પ્રમાણમાં સત્તા આપવાની અને સ્વનિર્ણયના હક્કો અર્પવાની તરફેણમાં હતા. રશિયામાં પણ આખા દેશની યોજનામાં પરદેશ ખાતાના સૈન્યમાં મધ્યસ્થ સરકાર સંપૂર્ણ જવાબદાર છતાં એમણે સોવિયેટ વિભાગોને ખરી જવાબદારી સોંપી હતી. તેમ હિંદમાં તેઓ કરવા માંગતા હતા. પાકીસ્તાનનો વિચાર તેમની બુદ્ધિને અગ્રાહ્ય હતો. મહાત્માજીએ હિંદ માટેની વલણ ચોક્કસ કરી હતી, સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સને મળેલી નિષ્ફળતા પછી મહાત્માજીના વિચાર ખુબ કડક બન્યા હતા. 'હરિજનમાં' એમણે અનેક લેખો લખ્યા હતા. એ લેખોમાં એમણે બ્રિટિશ સત્તા હિંદમાંથી ચાલી જાય એવી ચોકખી માંગણી કરી હતી. સાશન હિંદને સોંપી દો. હિંદીઓ એનુ સરસ શાસન અને રક્ષણ કરશે. અખિલ હિંદ મહાસમિતિએ



કુટુંબવત્સલ જવાહર

મહાત્માજીની સમગ્ર નીતિને સંપૂર્ણપણે સ્વીકારી લીધી. અને આઠમી ઓગસ્ટનો પ્રખ્યાત, હિંદ છોડી જાવ, એવો ઠરાવ પસાર થયો. આ ઠરાવમાં જણાવવામાં આવ્યુ હતું કે હિંદ ઉપર ભયના વાદળાં છવાયાં છે. તેથી યુદ્ધ સંબંધી મહાસભાની નીતિ ચોક્ખો કરવામાં આવે છે. સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સ જે બ્રિટિશ સરકારનો ઠરાવ પોતાની સમજુતી સાથે સમજાવે છે તેથી હિંદની જનતાને સરકાર પ્રત્યે ભારે ધૃણા ઉત્પન્ન થઇ છે, માત્ર હિંદને જ નહિ પણ સાથી રાજ્યોને કટોકટી ભરેલા સમયમાં પણ બ્રિટિશ સત્તા હિંદને આઝાદી અથવા ખરી સત્તા આપવા રાજી નથી એ દિલગીરી ભરેલું છે. આ ઠરાવના પાછલા ભાગમાં જણાવ્યુ હતું કે હિંદ પોતાની આત્મ શકિતથી પોતાની આઝાદી મેળવી શકશે અને સાચવી રાખશે. સ્ટ્રેફર્ડ ક્રીપ્સ સાથેની વાટાઘાટથી જણાય છે કે બ્રિટિશ સત્તા હિંદ ઉપર થોડા પણ અંકુશ ધરાવે તે મહાસભાને મંજુર નથી હિંદના જ લાભો નહિ પણ બ્રિટનની સલામતી અને જગતની સામાન્ય સુરક્ષિતા માટે બ્રિટને હિંદ પરથી સર્વ કબજો ઉઠાવી લેવો જોઇએ. આઝાદીના પાયા પર જ બ્રિટન અથવા અન્ય દેશો સાથે હિંદ વાટાઘાટ કરી શકે.

આમ ગાંધીજીએ આંકેલી નીતિને મહાસભા સમિતિએ પોતાની છાપ મારી. પંડિત જવાહરલાલ નહેરુ પણ એની તરફેણમાં હતા. સમિતિના અનેક વકતાઓએ એનું સમર્થન કર્યું હતું. પંડિત નહેરુની જાપાન સાથે લડી લેવાની અગાઉ જાહેર કરેલી નીતિ આ મહાસમિતિની બેઠકમાં ખુબ ચર્ચાસ્પદ થઈ પડી હતી. યુસુફ મહેરઅલીએ જણાવ્યું કે સરકારે એનો દુરઉપયોગ કર્યો છે, આ નીતિથી લોકોને યુદ્ધમાં ભાગ લેવાને ઉત્તેજન મળ્યું છે. ભવિષ્યમાં પંડિતજીએ પોતાના શબ્દોનો સરકાર પોતાના લાભ માટે ઉપયોગ ન કરે એવી સંભાળ રાખવી જોઇએ.

જવાહરલાલ નહેરુની આંખ ખુલી ગઇ. એમણે જાપાન સાથે હિંદીઓએ ગેરીલા યુદ્ધો કરવા જોઇએ એવી ભલામણ આગળ કરી હતી. લાહોરની વર્તમાનપત્ર પરિષદમાં જવાહરલાલે કહ્યું કે, પ્રજાકીય સરકાર તરતમાં બનવાની શક્યતા નથી એટલે છાપાં માટે આક્રમણો કરવાની વાત આપોઆપ ઉડી જાય છે.

સરકારી ક્રોધ હવે ઝળકી નીકળ્યો. અલ્લાહાબાદની અખિલ હિંદ મહાસભા સમિતીની પોલીસે ઝડતી લીધી. કેટલાક ટાઇપરાઇટર જપ્ત કર્યાં: વ્યવસ્થાપક સમિતીના કેટલાક લેખો અને ઠરાવો પણ ઉપાડી ગઇ. જવાહરલાલના મૂખપત્ર 'નેશનલ હેરલ્ડ' પાસેથી જામીનગીરી માંગવામાં આવી. સંયુક્તપ્રાંતમાં કેટલાક મહાસભાવાદીઓને પકડવામાં આવ્યા. આથી મહાસભાની વલણ સખ્ત બની. જવાહરલાલ ગાંધીજીના માર્ગની તદ્દન સમિપ આવી પહોંચ્યા. એમણે મહાત્માજીની મૂલાકાત લીધી. એમની છેલ્લી નીતિ સંબંધી લાંબી વાતચીતો કરી. હિંદમાંથી અંગ્રેજો ચાલ્યા જાય એવી ગાંધીજીની નીતિ પોતાની કરી લીધી. ગાંધીજીની આંખમાં સ્વતંત્રતાની ઝલક હતી, તેથી પંડિતજીની આત્મજ્યોત ચેતી ઉઠી. લોકોના હૃદયમાં પણ જ્યોતમાંથી જ્યોત પ્રગટી અને મહાન પ્રકાશ-પૂંજ ચોપાસ પ્રસરી ગયો.

પંડિત જવાહરલાલે મહાત્મા ગાંધીજી અખિલ હિંદના અભિપ્રાયને જાહેર કરતા હતા એમ માન્યું. અંગ્રેજો હિંદ છોડી જાય એને વધારે વિસ્તારતાં અને અર્થ સમજાવતાં પંડિતજીએ કહ્યું કે આ ઠરાવ અંગ્રેજોને વ્યક્તિગત લાગુ પડતો નથી. એનો અર્થ બ્રિટિશ રાજ્યે હિંદ પરની સર્વ સત્તા છોડવાનો હતો. જો મીઠાશથી એ કાબુ છોડશે તો કોઇને

તકલીફ કે ઇજા થશે નહિ. જો બ્રિટિશ સરકાર હિંદને તદ્દન સ્વતંત્રતા આપવાનું સ્વીકારે તો જ બીજા પ્રશ્નોની યોગ્ય ચર્ચા અને વિચાર માટેનું ક્ષેત્ર તૈયાર થાય.

જગતમાં મોટા અને ચોંકાવનારા પરિવર્તનો થવાની અણી પર છે. હિંદ એનો માત્ર નિષ્ક્રીય દ્રષ્ટા બની શકે નહિ. હિંદે પોતાનો ભાગ આ કર્મક્ષેત્રમાં ભજવવોજ જોઈએ. પરંતુ એ ઇંગ્લાંડના ગુલામ તરીકે કાર્ય કરે તે યોગ્ય નહોતું. એક વાત તો ચોકકસ જ છે કે બ્રિટન અને હિંદ વચ્ચે સંપુર્ણ સમજુતી શકય છે. હાલની બ્રિટિશ સરકાર એટલી

જવાહર અને હઠીસીંગ



ઉદારતા દાખવી શકે તેમ નથી. ઇંગ્લાંડ અને એ જે આદર્શ માટે લડે છે તે બન્નેને માટે આ મોટી કમનસીબ બીના છે. પણ તેથી અમને કે અમારી કાર્ય પ્રણાલીને કંઈ સ્નાનસૂતક નથી. જે કંઈ પણ હોય તો પણ અમે તો અમારી આઝાદી માટે કોઈ પણ જોખમે લડીશું.

પંડિત જવાહરલાલ નેહરુની ફેસીસ્ટ અને નાઝી નીતિની વિરૂદ્ધની નીતિ કયારે પણ ઝાંખી પડી નહોતી. એમની વિરૂદ્ધતા એવી જ સખ્ત રહી હતી. પંડિતજીએ છેલ્લું જણાવ્યું કે અગાઉની પેઠે હું આજે પણ ભાર મૂકી જણાવું છું કે ફેસીસ્ટ અને નાઝીઓના સિદ્ધાંતો જગતને માટે શાંતિ, સમાધાન અને આઝાદીના વિરોધક છે એ બહારથી આવેલ હોય કે આંતરિક ઉદ્દભવ્યા હોય તો પણ ભયજનક છે.

બ્રિટિશો ચાલ્યા જાય અને જાપાનીઓ આવે એવી નીતિ પંડિતજીએ કયારે પણ સેવી નહોતી. ઉલમાંથી ચૂલમાં પડવાની વાત એમને મંજુર ન હતી. જાપાન આવેતો એનો બરાબર સામનો હિંદે કરવાનો છે. જાપાન હિંદમાં દાખલ થાય તો તેનો સામે અસહકાર આદરવો એમ થઈ શકે નહિ. ગાંધીજીની અહિંસા સાથે તેઓ અહિં એક મત નહોતા. દેશના બચાવ અને બાહ્ય શત્રુ અને આંતર શત્રુઓના સામના માટે મહાસભાને હિંસાનો આશ્રય લેવો જ પડશે. દેશની અંદરની અવ્યવસ્થા કે બંડ સમાવવા હથિયારોનો ઉપયોગ કરવો પડશે.

સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સે વર્તમાનપત્રોમાં ગાંધીજી અને પંડિતજીના હિંદ છોડવાના સૂત્રનો એવો જવાબ આપ્યો હતો કે યુદ્ધ દરમ્યાન અંગ્રેજો હિંદ છોડે એ અશકય છે. જવાહરલાલ નહેરૂએ ક્રિપ્સને જવાબ આપતાં જણાવ્યું કે "હું માની શકું છું કે બ્રિટિશ સરકાર હિંદમાંથી યુદ્ધ દરમ્યાન ચાલી જવા માંગતી નથી. પરંતુ

આ વિશ્વયુદ્ધમાં જેમ બ્રિટિશ સત્તાની ઇચ્છા, અનુમોદન અને વિચારની વિરૂદ્ધ અનેક કાર્યો બન્યાં છે તે પ્રમાણે હિંદમાં પણ ઘણાં બનાવો બનશે અને બીજે સ્થળે પણ બ્રિટિશ સરકારની ઇચ્છા વિરૂદ્ધ બનાવો બનશે જ.

પંડિત નહેરૂ અને સર સ્ટ્રેફર્ડ બન્ને ફેસીઝમ વિરોધી હતા. બન્ને વચ્ચે મિત્રતા પણ હતી પંડિતજી અને સ્ટ્રેફર્ડ બન્ને સમાજવાદી હતા. ૧૯૪૦ માં એ જવાહરલાલનો અતિથી હતો. પણ હિંદના પ્રશ્નમાં બંન્ને જુદી જુદી દિશામાં કાર્ય કરતા હતા. અને પોતપોતાના દ્રષ્ટિબિંદુઓને અનુસરતા હતા. ફેસીઝમ જાપાનીઝ અને જર્મન એક હથ્થુ સત્તા માટે બન્નેનો સખ્ત વિરોધ હતો. પણ પંડિત નહેરૂ માનતા કે સ્વતંત્ર હિંદ જ જાપાનનો યોગ્ય સામનો કરી શકશે, અને પરદેશી સત્તા જ્યાં સુધી હોય ત્યાં સુધી ફેસીઝમની ટક્કર સંપૂર્ણ રીતે ઝીલી શકાય નહિ, પરંતુ ક્રીપ્સ માનતા કે હિંદ હાલની પરતંત્ર સ્થિતિમાં પણ ફેસીસ્ટ સત્તાનો સંપૂર્ણ સામનો કરી શકે છે.

[ ૧૭ ]

સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સની દરખાસ્તોમાં હિંદને સંસ્થાનિક દરજ્જો આપવાની વાત હતી. આ સંયુક્ત સાશનમાં રાજવીઓને પણ યોગ્ય ભાગ આપવાની વાત હતી. બ્રિટિશ સરકાર સાથે નવેસરથી કોલકરારો કરાય એવી પણ એમાં સૂચના હતી. હિંદનું નવું બંધારણ ઘડાય એ પણ સરકારે કબુલ કર્યું હતું, પરંતુ જે ખરી સત્તા હતી તેનો સંપૂર્ણ અભાવ હતો. જ્યારે યુદ્ધમાં હિંદે સંપૂર્ણ સહકાર આપવો અને આ સંસ્થાનિક દરજ્જો આપવાનો બદલો વાળી આપવો એ વાત મુખ્ય હતી. મહાસભાને તો સંપૂર્ણ આઝાદી જોઈતી હતી, આઝાદી વિના હિંદી પ્રજા સરકારને સહકાર આપી શકે નહિ એવુ મહાસભાએ જાહેર કર્યું. મુસ્લીમ લીગે પણ એ દરખાસ્તો સ્વીકારી નહિ. મહાસભાનું કામકાજ મહાત્માજીએ લગભગ બધુ જ છોડી દીધું. તેઓ મહાસભાને ફક્ત જોઈતી સલાહ કે સૂચના આપતા એટલે કે મહાસભાના કાર્યક્રમની સઘળી જવાબદારી જવાહરલાલ અને મૌ. આઝાદ ઉપર હતી. જવાહરલાલ અને મૌ. આઝાદ એ જવાબદારી સંપૂર્ણ રીતે ઉપાડી શકે એટલા શકિતમાન હતા. હિંદને આઝાદી ન આપવાની નીતિને લીધે સમાધાન થઈ શકયું નહિ. આથી દેશનું વાતાવરણ ઉગ્ર થતું ચાલ્યું.

મહાસભાએ કરેલા ક્રિપ્સ યોજનાના વિરોધથી બ્રિટિશ સરકાર ખુબ જ રોષે ભરાઈ અને એનો બદલો લેવા એણે દમનનીતિ આદરી. મહાસભાની કારોબારી સમિતિનો ૨૮ મી

એપ્રીલનો ઠરાવ ગેરકાયદેસર જાહેર કરાયો. સુભાષબાબુનું અખિલ હિંદ પ્રગતિ મંડળ પણ ગેરકાયદેસર ઠરાવ્યું. દેશમાં ચોપાસ આગામી લડતના ભણકારા સંભળાવા લાગ્યા. જુલાઇ ૧૯૪૨માં શ્રી. ભુલાભાઇ દેસાઈ અને શ્રી. રાજગોપાલાચારીએ કારોબારી સમિતિમાંથી રાજીનામાં આપ્યા. મહાસભા હવે સંપૂર્ણ અહિંસક યુદ્ધની આગામી તૈયારીઓ ખુલ્લી રીતે કરવા લાગી. આથી જુલાઈ ૧૯૪૨માં સરકારે વાઇસરોયની કારોબારી સભાનો વિકાસ કરી કેટલાક નવા સભ્યોને નિમ્યા, પરંતુ ગૃહખાતું, નાણાખાતું અને એવા અગત્યના ખાતા તો સનંદી નોકરોના હાથમાંજ અનામત રાખ્યા.

આખરે ઓગસ્ટ ૧૯૪૨માં મહાસભાની બેઠકની પૂર્ણાહુતિ પછીના થોડાક કલાકમાં મહાત્મા ગાંધીજી, મૌલાના આઝાદ, સરદાર વલ્લભભાઇ પટેલ, પંડિત જવાહરલાલ નહેરૂ, શ્રીમતિ સરોજીની નાયડુ અને કારોબારીનાં અન્ય સભ્યોને સરકારે ગીરફતાર કરી કારાગૃહમાં પૂર્યાં. બીજા હજારો મહાસભાવાદીઓને પણ જેલના સળીઆ પાછળ ધકેલી દેવામાં આવ્યા.

દેશના વ્હાલા નેતાઓની ઓચિંતી ધરપકડથી હિંદમાં સ્થળે સ્થળે પ્રજાની રોષજ્વાળા ભભૂકી ઉઠી. અને હિંસક અને અહિંસક યુદ્ધની પ્રચંડ લડત પુર જોસથી શરુ થઇ. ચોપાસ દેશમાં ધરપકડો, ગોળીબાર, લાઠીમાર, સામુદાયિક દંડ અને એવાં એવાં દમનશસ્ત્રો સરકારે વાપરવા માંડયા. ભાંગફોડ પ્રવૃત્તિ અને અન્ય હિંસક કાર્યોનો મહાસભાએ સદંતર વિરોધ કર્યો છતાં ઠેર ઠેર લોકોએ આવી તોફાની વૃત્તિ દાખવી. આથી સરકારે આ બધા દોષનો ટોપલો મહાસભા ઉપર નાંખ્યો. મહાસભાએ સ્પષ્ટિકરણ કર્યું કે જે કાંઈ હિંસક કાર્યો થયા છે તે બ્રિટિશ રાજ્યસત્તાની જુલ્મી દમનનીતિને પરિણામે થયા છે.

હિંદમાં ચોપાસ કુસંપ વ્યાપી રહે એવા કંઇક ઈરાદાથી મી. એમરી અને બીજા ટોરી રાજપુરૂષોએ મુસ્લિમ લીગની રાજનીતિને ટકાવી રાખવા જેવી વલણ દાખવી છે. જુદી કોમીવાદી ચૂંટણી, કોમીવાદી અધિકારોની વહેંચણી અને વેપાર, અર્થશાસ્ત્ર અને રાજકીય સંસ્થાઓમાં કોમવાદ સ્થાપી મુસ્લિમ લીગની અલગ નીતિને ઉત્તેજન આપ્યું છે.

૧૯૧૮ માં મહાસભાને મુકીને લીબરલ પક્ષે પોતાનું જુદુ મંડળ સ્થાપ્યું હતું. મહાસભાના જુના મહારથીઓ ઘણા ખરા એમાં જોડાયા હતા. એ ઉદામવાદી લીબરલ પક્ષ પણ હિંદની સ્વતંત્રતા જ ઇચ્છે છે. પાકીસ્તાન અને હિંદુસ્તાન એવા હિંદના વિભાગો એમને પસંદ નથી. સરકારની દમન નીતિનો એ સખત વિરોધ કરે છે. એ પક્ષમાં અતિબુદ્ધિવાન જુના મહારથીઓ મળ્યા છે, પણ હિંદની જનતાનો એમને જરાય ટેકો નથી. સરકારને અરજી અને ઠરાવો કરી હકકો મેળવવાની નીતિ ચાલુ છે. રાજદ્વારી કેદીઓને તરત છોડી મુકવા તેઓ સરકારને વારંવાર વિનવે છે. પણ એ પક્ષને આમજનતાનો ટેકો ન હોવાથી એ બળહિન પક્ષ ગણાય. લીબરલો શરૂઆતમાં પ્રધાનો થયા હતા પણ હવે સરકાર કે પ્રજા બંનેમાંથી એમની લાગવગ નાશ પામી છે.

સરહદ પ્રાંતમાં લાલ ડગલીવાલા સ્વયંસેવકોનુ એક મોટું દળ છે. એના સરદાર શ્રી. અબ્દુલ ગફારખાન છે. તેઓ સાધુ જીદંગી ગાળનારા સરહદના ગાંધી તરીકે ઓળખાય છે. મહાસભાની છાયા નીચે તેઓ કાર્ય કરે છે. સરહદ પ્રાંતના પઠાણોમાં એમની લાગવગ ઘણી છે. પઠાણોમાં એમણે ઘણા સામાજીક સુધારા આણ્યા છે. અને ખાદીનો પ્રચાર કર્યો છે. તેઓ ખુદાઈ ખીદમતગાર તરીકે ઓળખાય છે. ૧૯૩૧ માં મહાસભામાં એમને દાખલ કરવામાં આવ્યા હતા. મુસ્લીમ લીગના તેઓ વિરોધી છે.

પઠાણોમાં એમણે ગુંડા–હીલચાલ અટકાવી છે. તેઓ પૂર્ણપણે અહિંસક છે. બ્રિટિશ સરકારની લાલ આંખ અસહકારની હીલચાલમાં એમના ઉપર થઈ. એ લાલ ડગલીવાળાઓએ સરહદ પ્રાંતમાં લોકોનો સારો પ્રેમ સંપાદન કર્યો હતો. અહિંસા અને સત્યાગ્રહની લડતમાં એમને ખુબ સહન કરવું પડયું છે. એમના સરદાર ખાન ગફારખાનને મહાસભાની કારોબારી કમિટિમાં ઘણી વખત લેવામાં આવ્યા છે. એમના પ્રયત્નોથી સરહદ પ્રાંત 'મહાસભા'નો બન્યો છે અને લોકોએ પણ સરકારી અનેક જુલ્મો સહન કર્યાં છે. ૧૯૪૬ ની નવી ચૂંટણીમાં પણ સરહદ પ્રાંતમાં ખુદાઈ ખીદમતગારોએ સરસ કાર્ય કરી મહાસભાનો જયજયકાર કર્યો છે. ઘણા લાંબા વખત સુધી લાલ ડગલીની સંસ્થા સરકારની પોથીમાં ગેરકાયદેસર ઠરેલી હતી. હમણાં ખાન ગફારખાનના મોટાભાઇ સરહદ પ્રાંતના વડા પ્રધાના બન્યા પછી એ પાછી કાયદેસર બની છે.



# [ ૧૮ ]

નહેરુ કુટુંબના લગભગ દરેક સભ્ય સરકારી કેદખાનાના મહેમાન બની આવ્યા હતા. માતા, પિતા, બેનો ને બનેવીઓ પત્ની, પુત્રી અને જમાઇ બધાય એક થી એ વખત દેશને માટે જેલના મહેમાન બન્યા છે. એક જ કુટુંબમાંથી આટલા બધા સભ્યો સરકારના મહેમાન બન્યા હોય એવા બહુ જ થોડા દાખલા મળશે. એમનાં 'મા' સ્વરૂપરાણી બહુ ભણેલા નહોતા. એકવડા કદના અને ઠીંગણા હતા. તદ્દન નરમ સ્વભાવ અને અતિપ્રેમાળ. એમને સમર્થ અને શક્તિશાળી પતિ મળ્યા હતા. એક હિંદુ પત્ની તરીકે એમને પતિની દરેક વાતમાં સંપૂર્ણ વિશ્વાસ હતો. પછી પુત્ર પ્રત્યે પણ એટલો જ વિશ્વાસ રહ્યો.

જવાહરલાલ પોતાની માતા સંબંધી નીચે પ્રમાણે લખે છે:—"માતા પ્રત્યે આમ તો મને એની જરાય બીક જ ન લાગતી, કારણ કે હું જાણતો હતો કે હું ગમે તે કરૂં તો પણ એ નહિ જ બોલે. અને એના આ અત્યંત અને આંધળા પ્રેમને લીધે હું તેના ઉપર થોડી શીરજોરી પણ ચલાવતો. ને પિતા કરતાં માતા પાસે મારો વધારે સમય પસાર થતો. એટલે તેની સાથે હું વધારે નિકટતા અનુભવતો. અને જે વસ્તુ પિતાને કહેવાની સ્વપ્ને પણ મારી હિંમત ન ચાલે તે હું સુખે માતા આગળ ઠાલવતો. મા બહુ એકવડા કદના અને નીચા હતા. થોડા જ વખતમાં હું તેના જેટલો જ ઉંચો દેખાવા લાગ્યો, અને

તેની સાથે કંઇક બરોબરી અનુભવવા લાગ્યો. તેના સૌંદર્ય ઉપર હું મુગ્ધ હતો. અને અતિશય નાનકડા અને રૂપાળા હાથ–પગ મને બહુ ગમતા. એ અમારા કરતાં ઘણા વખત પછી કાશ્મીરથી આવેલા કુટુંબના હતા. એના વડવાને ઘરબાર છોડી આવ્યે બે જ પેઢી થઈ હતી. "

જવાહરલાલની માતા શાંત, વૃદ્ધ, અશ્કત અને નાજુક દેખાવના વિધવા હતા. પરંતુ સમય આવ્યો ત્યારે એમના લોહીમાં કેવું શૌર્ય હતું તે એમણે બતાવી દીધું દેશ–સેવાના કાર્યમાં એમણે પોતાની જુવાન દીકરીઓ અને વહુ કરતા પણ વધારે તેજસ્વી ભાગ લેવા માંડયો. એમના મહાન પતિના સ્વર્ગવાસ પછી અને પોતાના સર્વે કુટુંબીઓના કેદના પાંજરામાં પુરાવા પછી તેમણે, શોક અને રડાકુટને તીલાંજલી જ આપી દીધી. એ સત્યાગ્રહની લડતમાં કુદી પડયાં. આરામ, શાંતિ, ઔષધ અને અમીરી એ બધાને ભૂતકાળમાં નાંખી દીધા. પોલીસની લાઠીનો સ્વાદ એમના માથાને મળ્યો. થોડા વખતમાંજ માથું પાટાઓથી દીપી ઉઠયું. સૌ સ્ત્રીઓને તેમણે કહેલ ' આપણે છેવટ સુધી લડીશું આ શરીરમાં છેલ્લું લોહીનું ટીપૂં હશે ત્યાં સુધી અડગ રહીશું " એ એમનો નિર્ણય હતો.

પં. જવાહરલાલના પિતા શ્રી. મોતીલાલ નહેરૂ મહાપુરુષ તેઓ પ્રતિભાશાળી. તેજસ્વી, શક્તિમાન અને બળવાન વ્યકિત હતા. તેઓ સન્માનિય અને સર્વત્ર અત્યંત ઝળકી ઉઠે એવી કારકિદી ધરાવતા હતા. વકીલ તરીકે એમના ધંધાની ટોચે પહોંચ્યા હતા. હિંદના થોડા નામાંકિત વકીલોમાં પણ એમણે મોખરાનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. એમની કમાણી બાદશાહી હતી. ખર્ચ પણ બાદશાહી હતો

પંડિત મોતીલાલ નહેરૂ સમર્થ વ્યક્તિ હતા. સ્વભાવે અતિ આકરા પરંતુ વિચારવંત અને તિક્ષ્ણ બુદ્ધિના હોવાથી પોતાના

મન ઉપર તરત કાબુ મેળવી શકતા. એમનું સંકલ્પબળ અજબ રીતે મજબુત હતું. તેઓ મોટા મહેલ જેવા ઘરમાં રહેતા. નોકરોની ફોજ, ગાડી ઘોડાઓ, મોટો અમીરી વૈભવ અને મિત્રોની સાથે મોજ શોખ ભોગવતા હતા. તેઓ અંગ્રેજોના વખાણનારા અને એમની સંસ્કૃતિના પક્ષપાતી હતા. અંગ્રેજી ઢબના વસ્ત્રો. અંગ્રેજી ઢબનો ખોરાક, અંગ્રેજી મિત્રોનો સહવાસ એમને પ્રિય હતો. ખૂબ શોખીન અને ઉદાર પુરૂષ હતા. કમાઇ બાદશાહી તેમ ખર્ચ પણ બાદશાહી હતું. પંડિત મોતીલાલજી વારંવાર યુરોપને પ્રવાશે જતા હતા. જવાહરલાલ લખે છે કે પિતામાં તીવ્ર લાગણીઓ, ભંયકર અભિમાન ઉગ્ર મિજાજ અને જબરજસ્ત સંકલ્પબળ હતા.

મોતીલાલજી ૧૯૦૭-૦૮ અને તે પછી કેટલાંક વર્ષો સુધી ઉદાર મતવાદી એટલે મધ્યમ માર્ગીઓના શિરોમણી હતા. રાજકિય અંતિમ માર્ગના વિચારોના તેઓ કટ્ટા વિરોધી હતા. માત્ર બાળગંગાધર તિલકને માટે એમને ઘણું સન્માન હતું. કાયદા અને રાજ્ય બંધારણ એમના લોહીમાં ઊંડા ઉતરેલ હતા. સામાજીક રૂઢિઓ અને નાતજાત પ્રત્યે એમને તિરસ્કાર હતો. એમના રાજકિય વિચારો મધ્યમમાર્ગી હોવાથી અંગ્રેજોની સાથે સહકાર સાધીને હિંદની ઉન્નતિ કરવામાં માનતા હતા. ૧૯૧૮ પહેલાના મદ્રાસમાંના ઠરાવો અરજીઓ કરીને હક્કો મેળવવાના હતી. પંડિત મોતીલાલજી પણ એ નીતિના વિચારક હતા.

સને ૧૯૨૦માં મહાત્મા ગાંધીજીએ અસહકારની લડત હિંદમાં પ્રથમવાર શરૂ કરી. ખિલાફત અને પંજાબના અન્યાયો માટે એમણે અસહકારના શસ્ત્રને યોજ્યું. એ સંબંધી વિચારણા ચલાવવા મહાસભાની ખાસ બેઠક કલકત્તા ખાતે લાલા લજપતરાયના પ્રમુખપણા નીચે મળી હતી. લાલા લજપતરાય, બાબુ ચિત્તરંજનદાસ, એની બીસન્ટ વિગેરેએ અસહકારનો વિરોધ કર્યો. માત્ર પંડિત

મોતીલાલ નહેરૂએ જ એમને મજબુત ટેકો અપાવ્યો હતો. મોતીલાલજીમાં મહાન પરિવર્તનના બીજ નંખાયા. આ વિચાર-પરિવર્તન પાછળ ઉંડું આત્મમંથન હતું. ગાંધીજી અને દેશબંધુ સાથે એમણે લાંબી વાતો કરી હતી. મનોમંથન કર્યા પછી મોતીલાલજી ગાંધીજીના અસહકારને અજમાયશ આપવા તૈયાર થયા. ત્રણ મહિના પછી નાગપુરના મહાસભાના અધિવેશનમાં ગાંધીજી સાથે હાથ મીલાવી કામ કરવા લાગ્યા.

મોતીલાલજીએ આ પગલું બહુજ વિચાર પછી લીધું હતું. એ મોટા આત્મ ભોગ માંગતું હતુ. દર વરસે લાખોની કમાણી આપતી વકીલાત છોડી દેવાનું પગલું મોટો ભોગ માગી લેતું હતું. સાહ્યબીમાં પ્રવેશ કરીને એમણે મ્હાલેલું પૂર્વ અમીરી જીવન છોડી રૂવાનું હતું. પોતાની બાદશાહી મોજશોખી જીવનની ટેવોને ઉત્તરાવસ્થામાં છોડી દેવાની હતી. બાદશાહી જીવનમાંથી સાદાઇ અને કરકસરભર્યું ખર્ચ યુરોપિયન રહેણીકરણી

પિતાઃ મોતીલાલજી



અને ખોરાકમાંથી સાદા હિંદી ગૃહસ્થની રહેણીકરણી પ્રમાણેના જીવનમાં ઉતરી પડવું એ સર્વ જુના સંસ્કારોને ત્યજી નવાં સ્વાંગમાં રહેવું એ મહાન શૂર પુરૂષનું કામ હતું. મોતીલાલજી શૂર પુરૂષ હતા, એમણે જીવન-પલ્ટો કર્યો. એમનું ઉંડું સ્વદેશાભિમાન, તીવ્ર સમજશક્તિથી જ એમણે આ મહાન પગલું લીધું હતું.

ગાંધીજી અને મોતીલાલજીના સ્વભાવો ઉત્તર દક્ષિણ જેવા વિલક્ષણ અને ભિન્ન હતા. ગાંધીજીનો જીવનપ્રવાહ સાધુતા, સંયમ, ધર્મનિષ્ઠા, તપ અને વૈરાગ્યમય હતો. મોતીલાલજી વૈભવશાળી શોખીન અમીરી જીંદગી ગાળનાર, પરલોક સંબંધી વિચાર ન કરનાર હતા. એક તપસ્વી અને બીજો ભોગી હતો. છતા બંને સાદી સમજવાળા, દેશપ્રિતિથી છલોછલ ભરેલાં, દૃઢ નિશ્ચયબળવાળા, સ્વાર્થત્યાગી અને શક્તિશાળી પુરૂષરત્નો હતા. આથી એમનો પરસ્પરનો સદ્‌ભાવ વધીને રાજકીય ક્ષેત્રમાં ગાઢ બન્યો. પછી તો ગાંધીજી નહેરૂ કુટુંબના આત્મ-જન જેવાં બન્યા. મોતીલાલજી આચારવિચાર, રહેણીકરણી અને વર્તણુકમાં પાકાં ગાંધીવાદી બન્યા.

શ્રી. મોતીલાલ પુરૂષ સિંહ હતા, અને મનુષ્યોમાં રાજવી જેવા પ્રભાવશાળી હતા. દેખાવે, વાણીમાં અને વર્તનમાં ભવ્ય હતા, તેમનામાં સંકુચિતતા અને દુર્બળતાનું નામોનિશાન નહોતું. મહાત્માજીની સાથે તેઓ કેવા ભાવથી જોડાયા હતા તે એમણે એક પુસ્તકના આમુખમાં નીચે પ્રમાણે બતાવ્યું છે;

" સાધુસંતો અને અલૌકિક વ્યક્તિત્વવાળા પુરૂષો વિષે મેં સાભળ્યું છે. પરંતુ એવા કોઈને મળવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું નથી. અને મારે કબુલ કરવું જોઇએ કે તેમના અસ્તિત્વ વિષે પણ મને શંકા છે. હું તો મર્દોમાં અને મર્દાનગીનાં કામોમાં

માનનારો છું. આ પુસ્તકમાં જે પ્રવાહો એકઠા કરવામાં આવ્યા છે તે એક મર્દના છે. અને તેમાં મર્દાનગી ભરી છે. માનવસ્વભાવના એ મુખ્ય ગુણો—શ્રદ્ધા અને પુરૂષાર્થ—ના એ લેખો ઉદાહરણ છે."

" શ્રદ્ધા કે પુરૂષાર્થ વિનાનો માણસ પૂછે છે." આ બધાનું પરિણામ શું આવશે ? ' ' કાં તો. વિજય કાં તો. મૃત્યુ. એ જવાબ એને ગળે ઉતરતો નથી પણ અડગ શ્રદ્ધા અને અજેય પુરૂષાર્થના પાકા પાયા પર ટટાર ઉભેલ એ નમ્ર અને નિરાભિમાન મૂર્તિ ( ગાંધીજી ) માતૃભૂમિ માટે ત્યાગ અને તપશ્ચાર્યા કરવાના સંદેશ પોતાના દેશબંધુઓને આપ્યે જાય છે. એ સંદેશનો લાખો હૃદયમાં પ્રતિધ્વનિ પડે છે. "

આ ' આમુખ ' ના ઉપસંહારમાં એમણે લખ્યું છે,

" નથી શું આપણી વચ્ચે નરો કંઈ રાજવી જેવા

ન વશ થાતા જમાનાને, જમાનો વશ થતો જેને ?"

૧૯૨૫ ન' ઉનાળામાં મોતીલાલજી દમના વ્યાધીથી પીડાઈ હિમાલય સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવા ગયા ત્યાં એમને તાર મળ્યો તેમાં શ્રી. ચિત્તરંજન દાસના મરણના સમાચાર હતા. એમના અંગત અને પ્રિય સાથીના અવસાનથી એમને હૃદયમાં ભારે ઉદ્વેગ થયો હતો, તરતજ તેઓ હિમાલયમાંથી પાછા આવ્યા.

પંડિત જવાહરલાલને તે પછી ઘણો વખત જેલોમાં પસાર કરવો પડયો હતો. એમની તબિયત સારી રહેતી નહોતી. પુત્ર, પુત્રીઓ, પુત્રવધુ સહુ કેદખાનામાં પૂરાયાં હતાં, ડોસા એકલા થઈ ગયા હતા. ૧૯૩૧ માં મોતીલાલજીની તબિયત અત્યંત નબળી બની. પરંતુ તેમની સંકલ્પશકિત અને દઢ નિશ્ચય એવાં

ને એવાં હતાં. જાન્યુઆરીની આખરીમાં એમની માંદગી વધી પડી. શારિરીક શક્તિ લગભગ ઓસરી ગઈ. ગાંધીજીને એમણે જણાવ્યું કે, "મહાત્માજી! હું તો હવે તરતમાં ચાલ્યો. સ્વરાજ્ય જોવાનું હવે મ્હારા નસીબમાં નથી પણ તમે તો તે જીતી શક્યા છો અને થોડા સમયમાં તે તમારા હાથમાં આવશે." તા. ૪ થી ફેબ્રુઆરીના દિને તેમની તબિયત કાંઈ સુધરી હોય એવું લાગ્યું. પંડિત જવાહરલાલે એમને એક્ષ-રે. નો ઉપચારના કરાવવા લખનૌ લઇ ગયા. ત્યાં તા. ૬ ફેબ્રુઆરીના એમને શાશ્વત નિદ્રા આવી ગઇ. એમાંથી જાગવાનું નહોતું. આ રીતે એક મહાન આત્માએ હંમેશ માટે હિંદીઓની ભારે દિલગીરી વચ્ચે વિદાય લીધી.

## [ ૧૯ ]

ઈ. સ. ૧૯૧૬ ના વર્ષમાં જવાહરલાલનાં લગ્ન થયા. બહુ જ ધામધુમપૂર્વક આ લગ્ન ઉજવાયા હતા. શ્રીમતી કમળા નહેરુ પણ કાશ્મરી બ્રાહ્મણ કુટુંબનાં હતાં. અલ્હાબાદથી સ્પેશિયલ ટ્રેનમાં જાન દિલ્હી ગઈ. સેંકડો સ્નેહિજનો મીજબાન તરીકે આવ્યા હતા. એમને માટે સેંકડો તંબુઓની દિલ્હીમાં ગોઠવણ કરી હતી. કમળા નહેરુ કોમળ બાંધાના અને કોમળ સ્વભાવનાં સોંદર્યવાન મહિલા હતા. એમણે ૧૯૧૭ માં એક પુત્રીને જન્મ આપ્યો. એ પુત્રા તે શ્રી. ઈંદરા નહેરુ: પંડિતજીને ઘણો વખત કેદમાં રહેતું પડતું હતું, એટલે કમળા નહેરુનું જીવન વિરહમાં જ પસાર થતું હતું. શ્રા. કમળા નહેરુ ધનવાન માતપિતાનાં પુત્રી હતાં. ધનવાન અને અમીર સસરાનાં પુત્રવધુ હતાં. એમના વિષે પંડિતજી પોતાની આત્મકથામાં લખે છે કેઃ—

"૧૯૨૩ પછી કુટુંબ જીવનમાં મેં ઠીક ઠીક સુખ અને સંતોષ અનુભવ્યાં. જો કે હુ બહુ ઓછો વખત કુટુંબને આપી શકતો. સુભાગ્યે મારાં સ્વજનો મને એવાં મળ્યાં છે કે સંકટ અને મુંઝવણને અવસરે તેમની પાસેથી હંમેશા મને શાંત્વન અને હુંફ મળ્યા છે. ૧૯૨૦ પછી મારી પત્નિ જે અનુપમ ઉદારતાથી વર્તી તેથી મેં જેટલું મેળવ્યું છે એનો વિચાર કરું છું ત્યારે મને મારી પોતાની અયોગ્યતાને વિષે શરમ છૂટે છે. તે માની હતી અને આળી ચામડીની હતી તો પણ મારા બધા ઢોંગ સહન કરતી

એટલું જ નહિ પણ હું થાકતો, કંટાળતો ત્યારે મને તે સમજાવતી અને શાંત્વન આપતી. ”

કમળા સૌન્દર્ય-રાણી હતી. અત્યંત શાંત, સુશીલ અને તીવ્ર બુદ્ધિની બાળા હતી. પંડિત મોતીલાલજી પોતાની આ પૂત્રવધુને માટે ઘણાં મગરૂબ હતા. કમળાને ઘરની રાણી તરીકે માન મળતું. પાતળા શરીરની, સહેજ ઉંચી ગંભીર અને પ્રેમાળ કમળા સૌની માનીતી થઇ પડી. પતિના આદર્શને એણે ઝીલી લીધા. વડીલના તીવ્ર સ્વભાવને અનુકુળ થઇ ગઈ. સસરાજીને મિત્રો સ્નેહિઓ અને સંબંધીઓને વારંવાર મિજબાનીઓ આપવાનો ભારે શોખ હતો. સાસુ તો બિમાર રહેતા. કુળવધુજ મીજબાનરાણી થઇ સૌનો આદર સત્કાર કરતી હતી. તેમાં કમળા દીપી નીકળતી હતી.

કમળા અને જવાહરનું જોડું અતિશય પ્રેમાળ, આદર્શ અને સુખી હતું. પરસ્પરના પરમ સ્નેહથી સુખી અને ભાગ્યશાળી સંસ્કૃત કુટુંબમાં કમલા દુધમાં સાકરની પેઠે એકરૂપ થઇ ગઈ.

ઓચીંતા બધું પરિવર્તન થયું. સુખ, સગવડ, ભોગવિલાસ, શાંતિ અને કુટુંબના સુંદર સહકારી સંસ્કૃતિ ઉપર ઘેરાં ઘેરાં વાદળો આવી ગયાં. સુખી વિવાહના સાગરમાં તોફાની વાવાઝોડું આવ્યું. તથા વિરહ, રોગ અને હાડમારીઓ ઉતરી પડી. જવાહરે રાજકિય વાવાઝોડામાં ઝંપલાવ્યું. મોતીલાલજીએ પણ વકીલાતને તિલાંજલી આપી ગાંધીજીના આત્મભોગી સેનાની થયા. જોગી જેવા વિરાગી પાતળા ઝીણા માણસે આવીને આખા કુટુંબજીવનમાં મોટો ફેરફાર કરી નાંખ્યો. એના જાદુઇ પ્રભાવની અંદર કુટુંબની નાની મોટી દરેક વ્યક્તિ અંજાઇ ગઇ, સ્વદેશા-ભિમાનનું પૂર દરેકના હૃદયમાં અતિશય વેગથી ઉઠયું. સુંદર વસ્ત્રો, અલંકારો, મહેલ, બગીચા, નોકરોની ફોજ, મોટર અને

બીજા બધા સાધનોથી વિંટળાયેલ કુટુંબની ગૃહિણી કમળા નહેરુએ એ સર્વનો યુવાનીના ઉંબરમાં જ ત્યાગ કર્યો, પતિની આત્મભોગ અને દેશ માટે ઝુઝવાની હૃદયઊર્મિઓને પત્નિએ સબળ સક્રિય ટેકો આપ્યો.

કમળા માવિત્રે અને સાસરે ખૂબ ધનવૈભવની વચ્ચે ઉછરી હતી, કઠીનાઇ, તકલીફો, શોક, દુઃખ, બિમારીઓ સર્વે એણે કયારે પણ જાણ્યા નહોતા, કુળની કોમળતાથી એ મધુર વાતાવરણમાં ઉછરી હતી. આવતી કાલની એને ચિંતા નહોતી. બધું સહેજ સમયમાં બદલાઈ ગયું. કમળાએ આ સર્વ બહુ ધીરજ અને હિંમતથી સહન કર્યું. એણે મોઢામાંથી દુઃખ, શોક કે વિધિની સામે એક પણ ઉદ્ગાર કાઢયો નહિ, પતિની પાછળ પત્નિએ પણ પોતાનું જીવન દેશને ચરણે ધરી દીધું. દંપતિએ સ્વતંત્રનો વિચાર મુકી દેશની આઝાદીના જ વિચારોથી હૃદયોને ભરી દીધાં, પતિ અને પત્નિ બને ભૌતિક સુખો ત્યાગી પ્રકાશમય ઉન્નત જીવનગામી થયાં.

પત્નિ : કમલા નહેરૂ



કમળા મહા પ્રાણ સમર્થ શકિતશાળી સસરાજી અને પ્રતાપી બળવાન પતિની આભાથી ઘેરાયલી હતી. પરંતુ એનું પોતાનું વ્યકિતત્વ આ મહાતેજોમાં અંજાઇ ગયું નહિ. એની મેધાના ચમકારા વારંવાર ઉઠતા અને સૌને માર્ગદર્શન કરાવતા હતા. એ તરતજ નિશ્ચય ઉપર આવી આગળ પગલું માંડતી હતી, આનાકાની, પીછેહઠ એને ગમતાં નહિ, પતિનું હમેશાં એ શાંત્વન અને ઉત્સાહનું એ સ્થાન હતી, નાજુક, સુકલકડી, રોગગ્રસ્ત શરીરમાં બળવાન આત્મા વસતો હતો. એમાં કેટલાક સ્વભાવ દોષો પણ હતાં. એ પોતાના સ્વાસ્થ્યની સંભાળ રાખતી નહિ. તબીયત સંભાળવાનો કુટુંબીઓનો આગ્રહ બહેરાં કાનો ઉપર પડતો હતો. માંદગીઓ તો વારંવાર આવતી, પરંતુ એના સુકુમારતા અને સૌંદર્ય છેવટ સુધી જળવાઈ રહ્યા હતા. બિમારીએ એને આંતરિક રીતે ઘેરી, બાહ્ય દેખાવ છેવટ સુધી મનોહર રહ્યો. તેમજ બાહ્ય તાપો એના હૃદયના ગુણોને વધારે ઝળકાવી શકયા. કમળા નહેરુનું સ્વાસ્થ્ય વહેલુંજ બગડી ગયું. એને સ્વાસ્થ્ય માટે યુરોપ લઈ જવામાં આવી હતી. વાંચન. વિચાર, ચર્ચા અને મનન એ તેના મનને નિરંતર ઉદ્યોગી રાખતા હતા. યુરોપથી સ્વાસ્થ્ય પુનઃપ્રાપ્ત કરીને આવ્યા પછી કમળાએ હિંદના રાજકારણમાં સંપૂર્ણ ચિત્તથી ઝંપલાવ્યું, એ સાક્ષાત ઉદ્યોગની મૂર્તિ બની ગઈ, કડકડતા શિયાળામાં વહેલી સવારે પાંચવાગે એ ઉઠતી સ્ત્રીઓને ભેગી કરી એમને કવાયતની તાલિમ આપતી હતી. સવારના આઠ વાગતાં દારૂ અને પરદેશી કાપડની દુકાનો પર પિકેટીંગ થતું તે ઠેઠ સાંજ સુધી કમળા નહેરુના અધ્યક્ષપદે ચાલતું, સખ્ત ઠંડીના સુસવાટા વચ્ચે કમળા અવિરત પણે કામ કરતી હતી. સૂર્યના પ્રચંડ તાપમાં ઉનાળાના દિવસોમાં સોડાના ગ્લાસો પીતાં પીતાં પણ કમળા નહેરુએ પિકેટીંગની ચોકી ચાલુ રાખી હતી. એમનામાં અખૂટ શ્રદ્ધા અને ધીરજ ભર્યાં હતા.

૧૯૩૪થી કમળા નહેરુની તબિયત ખૂબ બગડવા માંડી હતી દેહની અંદર કાંઇ સડો પેઠો હતો. ભવાલીની સેનીટોરીઅમ (આરોગ્ય ગૃહ) માં એ જઇને રહ્યા. પરંતુ ત્યાં ઉલ્ટું એનું સ્વાસ્થ્ય બગડવા માંડયું. જવાહર આલ્મોરા જેલમાં હતા. પત્નીને વારંવાર મળી આવવાની સગવડ એમને અપાતી હતી. ડૉકટરોએ એમને સ્વીઝરલેન્ડની સુકી હવામાં લઇ જવા સૂચના કરી. આલ્મોરાથી જવાહરે આવી પત્નિને ભાંગેલા હૃદયે વિદાય આપી જવાહરનું પોલાદી હૃદય પણ પ્રિય પત્નિના પરદેશ પ્રયાણથી દ્રવી ઉઠયું. એના શરીરની ચાલ, દેખાવ અને આકૃતિ ઢીલા થઈ ગયા. થોડા માસ પછી કમળા નહેરુની તબિયત યુરોપમાં બગડી. જવાહરને છૂટા કરવામાં આવ્યા. તેઓ પત્નિના છેલ્લા દર્શન કરવા યુરોપ ઉપડયાં. જર્મનીના બેડનવેલર શહેરના આરોગ્ય ગૃહમાં પતિ અને પુત્રીનાં આંસુઓ વચ્ચે કમળા નહેરુનો આત્મા સ્વધામ સીધાવ્યો.

હિંદ ભરમાં શોક પ્રવર્તિ રહ્યો. એ ભવ્ય પતિની વિરાંગનાં પત્નિ માટે હિંદમાં ભારે સહાનુભુતી પ્રકટ થઇ. કમળા નહેરુ હિંદની આઝાદી માટે કારાગ્રહમાં ગયા હતા. પ્રજાએ એમની સ્મૃતિ માટે નાણા એકઠાં કર્યાં. અલ્હાબાદમા શ્રી કમળા નહેરુ હોસ્પીટલ સ્થપાઈ. એ માટે લાખોનું ફંડ થયું હતું, એ હોસ્પીટલ પ્રજાનાં હૃદયોની ઉદારતાથી નભે છે. એક સુંદર ઉપયોગી અને જનસેવાની સંસ્થા તરીકે સરસ સેવા બજાવે છે. કમલા નહેરૂના અવસાન પછી જવાહર નહેરુએ દેશને પોતાનો સર્વ સમય આપી દીધો છે હવે એના સમગ્ર પ્રેમનો કળશ હિંદની આઝાદી ઉપર ઢોળાયો છે.

જવાહરલાલની પહેલી નાની બહેન વિજ્યાલક્ષ્મી પંડિત છે, પિતા અને ભાઇની પેઠે એ પણ સમર્થ વ્યક્તિ છે. તીવ્ર બુદ્ધિ

તેજસ્વી વ્યકિતત્વ, વિચારવંત અને મનનશીલ સ્વભાવ, વિશાળવાંચન, હિંદી અને અંગ્રેજીમાં એકધારૂં મીઠું વકતૃત્વ, સામાને ઓળખી કાઢવાની શકિત અને અનુપમ સૌંદર્ય ધરાવતી વિજ્યાલક્ષ્મી પંડિત હિંદની એક મહાન નારી છે. એને કાર્ય પ્રિય છે. કામ લેવાની એનામાં શકિત છે, આથીજ હિંદમાં એણે સંયુકત પ્રાંતમાં પહેલી સ્ત્રી પ્રધાન તરીકે પ્રશંસા મેળવી છે. શ્રીમતી વિજ્યાલક્ષ્મી શાંતિ રાખી શકે છે, ઉશ્કેરાઈ જતા નથી. બહારના બનાવો એના ઉપર તરત અસર કરી એને ગભરાવી મૂકતા નથી. રૂપ સાથે બુદ્ધિ છે. બુદ્ધિ સાથે આત્મનિગ્રહ છે. આત્મનિગ્રહ સાથે ઊંડુ અને વ્યાપક સ્વદેશાભિમાન છે. સ્વદેશાભિમાન સાથે સરકારી અવકૃપા રૂપ કારાગ્રહમાં રહેવાની શકિત છે. બે વખત ત્યાં રહી પણ આવેલ છે. તેઓ ૧૯૩૬માં સંયુકત પ્રાન્તના પ્રધાન થયા હતાં અને પ્રધાન તરીકે ફરીથી કાબેલયત તેમણે પૂરવાર કરી હતી.

૧૯૪૨માં વિજ્યાલક્ષ્મી કારાગ્રહ નિવાસી થયા. ત્યાં કેટલોક સમય ગાળ્યા પછી તેમને છોડી મુકવામાં આવ્યા. તેઓ પોતાની પુત્રીઓને મળવા માટે અમેરિકા ચાલ્યા ગયા. ત્યાં હિંદ વિરૂદ્ધ ખૂબ રાજકિય પ્રચાર હિંદી સરકાર અને બ્રિટિશ સરકારના આડતીઆ ચલાવતા હતા. એ પ્રચારના જુઠણાઓને વિજ્યા લક્ષ્મીએ જમીનદોસ્ત કર્યા તેમની તેજસ્વી વાણીએ જાદુઇ પ્રભાવ ફેલાવ્યો. એમને ખૂબ લોકપ્રિયતા મળી. એમણે હિંદ વિષે સાચી હકિકત ફેલાવા માંડી. એમણે મહાસભાનું દ્રષ્ટિબિંદુ સરસ રીતે સમજાવવા માંડયું. અમેરિકાના થોડા માસના વસવાટ દરમ્યાન એ સમય સ્વદેશની સેવામાં ગાળ્યો હવે તેઓ હિંદમાં પાછા ફર્યા છે.

શ્રીમતી વિજ્યાલક્ષ્મી પણ મહાત્માજીના પાકા અનુયાયી છે. તેઓ રાજકોટના શ્રી. રણજીત પંડિત સાથે ૧૯૨૦માં

પરણ્યા. એમને ત્રણ કન્યાઓ છે. સ્વ. રણજીત પંડિત બેરીસ્ટર હતા. તેમણે પત્ની સાથે રાજકોટ મુકીને અલ્હાબાદને પોતાનું રહેઠાણ બનાવ્યું. પોતાની પુત્રીઓના શિક્ષણ માટે એમને ઘણી કાળજી છે. એમના પતિ રણજીત પંડિત પણ કારાગૃહ બરદાસ

ભગિની: વિજયાલક્ષ્મી પંડિત



કરી આવ્યા હતા. શ્રોમતિ વિજ્યાલક્ષ્મી હિંદમાં સંયુક્ત પ્રાંતની ધારાસભાના સભ્ય તરીકે ચૂંટાયા છે

પં. જવાહરલાલના બહેન શ્રીમતી કૃષ્ણા હઠિસિંગે પણ રાજકિય આંદોલનોમાં ઝૂકાવ્યું છે. તેમણે પણ અંગ્રેજી શિક્ષણ મેળવ્યું છે. કુટુંબની જાહોજલાલી, લડત અને કારાગ્રહવાસના સાક્ષી છે. મનોહર મધુર મુખાકૃતિ, આકર્ષક છટાદાર રીતભાત, સરસ શિક્ષણ અને સ્વદેશાભિમાન એમના ફાળે પણ આવ્યા છે. જવાહરની એ લાડકી બહેન છે. યુરોપ અમેરિકાનો પ્રવસ તેમણે ખેડયો છે ઑક્ટોબર ૧૯૩૩ના શ્રીમતી કૃષ્ણા નહેરૂના લગ્ન શ્રી. ગુણોત્તમ હઠિસિંગ સાથે થયા. તેઓ શ્રી. કસ્તુરભાઇ લાલભાઇના કુટુંબના છે. શ્રી કૃષ્ણા હઠિસિંગને બે પુત્રો છે : શ્રી ગુણોત્તમ પણ બેરીસ્ટર છે, શ્રી કૃષ્ણાએ With no regrets નામનુ આત્મકથાનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે.

શ્રીમતી ઇંદિરા ગાંધી પં. જવાહરલાલ અને કમળાના એક માત્ર પુત્રી છે. એને યુરોપ મોકલી ત્યાંજ ભણાવવામાં આવી છે, પુત્રીના શિક્ષણની દેખરેખ માટે જવાહરલાલ વારંવાર યુરોપની મુલાકાતે જતા હતા. શ્રી. ફીરોઝ ગાંધી નામના પારસી યુવકની સાથે ઇંદિરાના લગ્ન થયા છે. જવાહરલાલને પોતાની પૂત્રી ઉપર અપાર પ્રેમ છે. પરંતુ સ્વદેસ પ્રેમ બીજા ભૌતિક પ્રેમોને રવાદા કરી જાય છે. બે ફઇઓની પેઠે ઇંદિરા પણ ગુજરાતમાં જ પરણ્યા છે.

૧૧ વરસો સુધી જવાહર, કુટુંબના એકલા જ બાળક હતા, એને સ્કુલમાં મોકલવામાં આવ્યા, હતા, પણ ઘેર શિક્ષકો રાખી એને શિક્ષણ આપવામાં આવ્યું હતું. પિતાજી પ્રેમાળ પણ શિસ્તવાદી હોવાથી જવાહર લાડકોડમાં ઉછર્યાં હોવા છતાં અભિમાન કે મોઢે ચડાવ્યાના દુર્ગુણના ભોગ બન્યા નહિ. જવાહર નાનપણમાં ઓછું બોલનાર, શરમાળ અને લાગણીવાળા બાળક હતા.

૧૪ વરસની ઉંમરે તેઓ શિક્ષણ માટે વિલાયત ગયા. શ્રીમતિ કૃષ્ણા હઠિસિંગ પોતાના ભાઈ વિષે લખે છે કે મોટા ભાઈ તરીકે જવાહર સંપૂર્ણ છે. એ કદી પણ પોતાની વડીલ ભાઈશાહી અમારા ઉપર લાદતા નથી. એ અમારો વડીલ ભાઈ, મિત્ર અને સાથી છે. અમારા ઉપર પિતાજીના મરણ પછી એની છત્ર છાયા હતી. એ અમારી બે બહેનોનો વિશ્વાસ ધરાવે છે.

પિતાના મરણ પછી જવાહરે માતાજી અને મને જણાવ્યું હતું કે " હું તો માત્ર આ સર્વ મિલ્કતનો ટ્રસ્ટી છું આ સર્વ તમારૂં છે. જોઇએ તે વાપરો મારા કુટુંબની અને મારી જરૂરિઆતો અલ્પ છે. "

પિતાજીના જીવન દરમ્યાન જવાહરલાલે વકીલાત કરીને કમાઈ લેવા અને પિતા ઉપર ભાર ન પડે તે માટે ખૂબ મથામણ કરી હતી. "પરંતુ તું દેશની સેવામાંજ તમામ સમય આપ. તારે કમાવાની ચિંતા નથી. હું થોડા દિવસોમાંજ કદાચ તારા બાર

માસના ખર્ચ જેટલું કમાઇ શકું છું. તારે શા માટે ચિંતા રાખવી જોઇએ?" પિતાજીના એમ કહેવાથી જવાહરલાલનું સમાધાન થયું નહિ. છતાં એમણે નભાવી લીધું.

પિતાજીએ વકિલાતને તિલાંજલિ આપી, દેશ સેવામાં તન, મન, ધન સમર્પી દીધાં, બાદશાહી ખર્ચ ઘટાડવું પડયું. પોતાના પ્રિય ઘોડાઓ, ઊંચું ફરનીચર, નોકરોની ફોજ એ સૌ ઘટાડવા પડ્યા. માઠું તો ઘણું લાગ્યું પણ દૃઢ નિશ્ચયથી સહન કરી લીધું. વકિલાત મૂકયા પછી એક કેસ લડવા માટે એક અસીલે એક લાખ રૂપિયાની ઓફર કરી પણ મોતીલાલજીએ તેને ઠોકરે મારી.

પિતા અને પુત્રઃ બંનેને પૈસાનો મોહ નહોતો. પિતાજી લાખો કમાતા હતા. લાખો ખર્ચી નાખતા હતા. જમે રાખતા નહિ. એમની રહેણી કરણી બાદશાહી હતી. ઠાઠ અમીરી હતો.

પિતાજી અત્યંત તિવ્ર સ્વભાવના, ગરમ મિજાજના માણુસ હતા. પરંતુ વજ્ર જેવા દૃઢ મનોબળવાળા હતા. જવાહરમાં પણ એ ગુણો ઉતર્યા છે.

જવાહરલાલને હિંદની મૂકમ્મિલ આઝાદીની તમન્ના છે, છતાં તેઓ આજ્ઞાંકિત પ્રેમાળ પુત્ર, ખૂબ પ્રેમથી છલોછલ ભરેલ ભાઇ, પોતાના શરીર અને આત્મા સમર્પી ચાહનાર પતિ, વ્હાલસોયા પિતા અને સ્નેહાળ સંબંધી તરીકે જવાહરલાલે પોતાની ફરજ અને નિખાલસ હૃદય પારદર્શક રીતે બતાવી આપ્યું છે. દરેક વિષયમાં એમનો આદર્શ ઉચ્ચ છે.

જવાહરલાલ બાળકો સાથે ઘણાજ હળી જાય છે. એમની સાથે સમય પસાર કરવો એમને બહુ ગમે છે. બાળકો સાથે રમત અને ગેલ કરતા એમને આવડે છે. ગંભીરતા નાશી જાય છે.

જવાહરલાલના સમયનો મૂખ્ય ભાગ હૃદયમાં ધગધગતા વાકયોના પ્રવાહથી લોકોમાં જાગૃતિ લાવવા, રાજકિય કામો કરવા તેને લગતી મસલત કરવા પ્રવાસ કરવામાં જાય છે. છતાં એ ખૂબ વાંચે છે. કયારેક થોડું લખે છે. એમની સાહિત્ય-સેવા જેલમાં જ વધુ થાય છે. એમના આયુષ્યનો સારો ભાગ કારાગ્રહમાં પસાર થયો છે.

જવાહરલાલ ઘોડેસ્વારી કરવાના ભારે શોખીન છે. તરવાનો પણ એમને શોખ છે. પણ રાજકિય કામમાં પોતાના શોખો પુરા કરવાનો તેમને સમય મળતો જ નથી.

સગાં સંબંધી પ્રત્યેનો એનો ભાવ પ્રેમાળ છે. એમના જન્મદિવસો જવાહરલાલ હંમેશાં યાદ રાખે છે. જન્મદિવસે ભાવભીનો પત્ર અને કાંઈક ઉત્તમ ભેટ આપી જ ઉમે. જેલમાં હોય તો પણ પત્ર તો જરૂર લખે છે. સ્વાર્થ ત્યાગ, પ્રેમાળતા અને નિખાલસતા એના રોમે રોમ વ્યાપક છે.

ધનવાન, સંસ્કારી અને શોખીન પિતાનો એ પુત્ર હતો. યુવાન વયે એ ભણી ગણી યુરોપથી આવ્યો. સરસ ઘોડાઓ, મોટરો, ફેશનેબલ વસ્ત્રો, પૂત્રઘેલાં માતપિતા, પ્રેમાળ, સૌંદર્યશીલ પત્નિ, સન્મિત્રો, ઉચ્ચ પાશ્ચિમાત્ય શિક્ષણ, આરોગ્ય, શક્તિ, બળ, ઉત્સાહથી ભરેલું શરીર, ઉચ્ચ ખાનપાન, મહેલ જેવા ઘર, અનેક આજ્ઞાધારી નોકરો આ સર્વે એને મળ્યું. દેશ કાજે એણે સૌનો ત્યાગ કર્યો. ભગવાન બુદ્ધની પેઠે એણે દેશની આઝાદી માટે મહાભિનિષ્ક્રમણ કર્યું. અમીરીને બદલે ગરીબી, સ્વાર્થને બદલે આત્મભોગ, ખુલ્લી હવાને બદલે કારાગ્રહ, ગાજતા સુખી ઘરને બદલે સૂના દુઃખી ઘરને મેળવ્યા. શા માટે ? આઝાદી માટે. જવાહર આખા એશિયાની આઝાદી ચાહનાર મહાપ્રાણ છે. એ માત્ર હિંદનો નથી એ એશિયાનો છે.

દુઃખી, કચડાયલી, રાજકીય જુલમો નીચે દબાયેલી પરાધિન એશિયાની પ્રજા માટે જવાહરલાલના હૃદયમાં સખ્ત આઘાત થાય છે, કદી પણ એનો આત્મા પ્રજાઓના ઉપરના જુલ્મ, ચૂસણ, પરના તંત્ર સહન કરી શકતો નથી. જવાહર ઉશ્કેરાઈ જાય છે. એનું હૃદય દ્રવે છે. ચીનની પ્રજાની જાપાને કરેલી ખાનાખરાબી માટે એને ભારે આઘાત લાગ્યો હતો. સ્પેનના લોકો માટે પણ એણે દીલસોજી બતાવી ત્યાં દોડયો હતો. ઇન્ડોનેશીઆના લોકો માટે પણ એણે આંસુઓ ખેર્યાં છે. જવાહરલાલ સ્વતંત્રતાની દેવીનો પૂજક છે. જ્યાં પણ સ્વતંત્રતા ઘવાયછે ત્યાં એનો આત્મા પણ ઘવાય છે. એણે જગતની પ્રજાની પરતંત્રતાની બેડીઓ પોતાના પગોની બેડીઓ ગણી છે.

જવાહરલાલ પોલાદી હૃદયના સ્વાધીનતાના જંગના સૈનિક છે. એમણે પરતંત્રતાના સ્વાદ સંપૂર્ણ ચાખ્યા છે. યુવાનીના સરસમાં સરસ વરસો એમણે કેદખાનામાં ગાળ્યાં છે. ૭ ૭ વાર કારાગ્રહોમાં તે વસી આવ્યા છે. જીંદગીના બારેક વરસો એમણે કેદખાનામાં ગાળ્યા છે. કેદખાના—સરકાર જેલોમાં એકાંત, એકલવાયું, કેદી જીવન એમણે ગાળ્યું છે. જેલમાં સગવડો નથી, પોતાના સ્નેહિઓ નથી સગાં વહાલાં નથી. શારીરિક અગવડો અને તકલીફોનો પાર નથી. ત્યાં કોઈ પણ આશ્વાસન વગરની બિમારી ભોગવી છે. છતાં અગ્નિમાં તપેલું સોનું જેમ શુદ્ધ થાય, તેમ જવાહર જેલ જીવનથી શુદ્ધ, સરળ, નિરભિમાની, સાદો, પવિત્ર અને ઉન્નત આત્મા બન્યો છે. એણે હૃદયનું માધુર્ય ખોયું નથી. જેલ જીવને એનું ઘડતર કર્યું છે. લાંબા જેલજીવનથી ઘણાં ઉન્માદી બની ગાંડાં થઇ જાય છે. જવાહરે વાંચન, લેખન, મનન વિચારથી એ સ્થિતિ આવવા દીધી નહિ.

જવાહરલાલ એક સ્વપ્નસેવી છે. એમના સ્વપ્નો અને તરંગો દેશના, જગતના વિશાળ ક્ષેત્રમાં રચાય છે. બહુ થકાવટ

પછી એ આકાશમાં મીટ માંડી જોતો બેસે છે. ત્યારે એમની આંખો સ્વપ્નમય સ્વરૂપ ધારણ કરે છે.

છેલ્લાં ૨૫ વરસો થયાં એકધારા આત્મસમર્પણ કરેલા રાજક્રિય જીવનથી જવાહરલાલનું શરીર અકાલે વૃદ્ધ જેવું જણાય છે. જીંદગીના ૫૫ વર્ષ એમના મોઢા ઉપર વૃદ્ધત્વની છાયા લાવી શક્યા છે. ક્યારેક એમની આંખોમાં શોક અને કરૂણા ટપકી નીકળે છે. એનું જીવન ને આત્માભોગ સાંસારીક ફટકાઓ, દુઃખ અને કરૂણાથી જ હમેશાં નીતરતો રહ્યો છે.

ભય અને જોખમોનો સામનો એ ખૂબ હિંમતથી કરે છે. શારીરિક કે માનસિક દુઃખો એના આત્માને ક્યારે પણ કચરી શક્યા નથી. હાડમારીઓ વેઠતાં વેઠતાં પણ એ હસી શકે છે. રમતગમતનો અતિ શોખ છે. કુદરતના સૌંદર્ય પાછળ એની આંખો ઘેલી બને છે. એ પોતે પણ હિંદના સૌંદર્ય પ્રદેશનું સંતાન છે ને? રમતમાં એનો આત્મા ખૂબ ખીલી નીકળે છે. છતાં આ વસ્તુઓ એ ભોગવી શકતો નથી. જેલજીવન અને બહારનું અશાંત રાજકીય વાતાવરણ એને આનંદ કે ઉલ્લાસ માણવા દેતા નથી.

જવાહરલાલ ધાર્મિક વૃતિના માણસ નથી પાશ્ચિમાત્ય શિક્ષણ પામેલો શુદ્ધ હૃદયનો ઉદાર આત્મા છે. એણે શ્રી ભગવદ્‌ગીતાનો અનાશકિતયોગ જીવનમાં ઉતાર્યો છે. પારકાં દુઃખોથી એનું હૃદયદ્રવિત થાય છે. પરંતુ એણે પોતાના દુઃખોને પોતાનામાંજ સમાવ્યા છે. એનો અણસારો સરખો પણ કોઈ જાણે એ એને ગમતું નથી.

જવાહર પોતે દરેક કામ ખૂબ ચોકસાઇ અને સંભાળથી કરે છે. કામમાં એને ભૂલો ગમતી નથી કોઇ ભૂલો કરે તો તે વાત એનો સ્વભાવ સહન કરી શકતો જ નથી. સુસ્તી, આળસ અને કાર્યોમાં ભૂલો એ જવાહરને મને માફ ન કરી શકાય એવા પાપો છે. બીજાઓની મૂર્ખાઇ એનાથી સહન થતી નથી.

જવાહરલાલ એક આદર્શ પ્રજાસેવક છે, કોઇની બીમારી વચ્ચે એ વધારે ને વધારે નમ્ર અને સુવાંળો બને છે. સંજોગો પ્રસંગે એક અનુભવી નર્સની જેમ જ સેવા કરી શકે છે. કઠીન સંજોગો પ્રમાણે અનુકુળ બની શકે છે. થોડામાં પણ ઘણું મેળવવાની એની ટેવ છે.

પોતાના હૃદયની ઉર્મિઓને એ જીતી શકે છે. રાજકીય, સાંસારીક, આર્થિક કે સામાજીક ગમે તે કારણે હાડમારીઓ અને હૃદયમંથનો એને હસતાં હસતાં સહ્યા છે. જીવનમાં ગમે તેવા ઝંઝાવાતા એને હટાવી શકતા નથી. એ આગ છે. એક વૃક્ષની પેઠે રાજકીય જીવનના કાંટા એને સ્વભાવિક બની ગયા છે.

જવાહરનો આત્મા હિંદની આઝાદી માટે ઝંખે છે તેટલા જ વેગથી એશિયાની આઝાદી માટે પણ ઝંખે છે. એને માટે ભવિષ્ય હમેશાં પ્રકાશમય અને મહાન છે. એ કદી પોતાના સ્વાર્થનો વિચાર કરતોજ નથી, પોતાના પહેરવાના વસ્ત્રોથી ખાવા માટેની વસ્તુઓનો નાનપણમાં એ ભારે શોખીન હતો. દુનિઆમાં આરામથી રહી શકાય એ માટે સરસમાં સરસ સુખ-સગવડો એણે વસાવ્યા હતા. હવે, હજીપણ એવીજ વસ્તુઓ એને ગમે છે. છતાં જેલજીવનમાં એ બધાની ઉણપો એણે નભાવી લીધી છે. એને વસ્તુઓના મોહ નથી. હોય તો સરસ ઉપયોગમાં લાવે છે ન હોય તો એની એને પરવા નથી. જવાહરલાલ પ્રકૃતિએ વૈરાગ્ય પસંદ કરતા નથી. ભગવાંવસ્ત્રોવાળા જીવન ઉપર એમને જરાય મોહ નથી. એ તો સૈનિક તરીકે ફરજ અદા કરવામાં ગમે તેવી વીટંબણાઓ હસતે મોઢે સહી લે છે.

જવાહર વિચારક છે. પરંતુ ધાર્મિકવિધિઓ—ધાર્મિક દંભો જડવત્ ક્રિયાઓ તરફ એને ખૂબ નફરત છે. જવાહરને હિંદની ભવિષ્યની મહત્તા માટે એને જરાય શંકા નથી.



## [ ૨૧ ]

ગાંધીજી અને જવાહરલાલની પ્રથમ મુલાકાત ઇ.સ. ૧૯૧૫ ની નાતાલમાં થઇ. લખનૌ મહાસભામાં આ બન્ને મળ્યા. એ વેળા ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં પિડિત હિંદીઓને માટે ચલાવેલી વીરતાભરી લડતને લીધે હિંદના રાજ્યદ્વારી વાતાવરણમાં એમનું નામ ગાજતું થયું હતું. આ વખતે તેઓ હિંદના રાજકારણમાં ભાગ લેવાને બદલે દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓના પ્રશ્નને જ વધારે મહત્ત્વ આપતા હતા- ઘણા નવલોહિયા યુવકોને એ વખતે ગાંધીજી રાજ્યદ્વારી વાતાવરણથી ભિન્ન પ્રકૃતિના હોય એમ જણાયું હતું.

ગાંધીજીએ લગભગ ૧૯૧૯ના આરંભમાં 'રૉલેટ બીલ'નો વિરોધ કરવા સત્યાગ્રહ સભાની સ્થાપના કરી. કાયદાઓ તોડવા અને જેલમાં જવું એવી લડત લડવી એ આ સભાનો મુખ્ય હેતુ હતો. એ સભાએ નક્કી કરેલા 'સત્યાગ્રહના' ઠરાવ વિષે જ્યારે જવારલાલે વર્તમાનપત્રોમાં વાંચ્યું ત્યારે એમનું મન નાચી ઉઠયું. દેશના યુવાનો જે ઈચ્છતા હતા એ જ માર્ગ ગાંધીજીએ બતાવ્યો હતો. જવાહરલાલનું મન આ સભામાં જોડાવાને તલપાપડ થઇ રહ્યું, પરંતુ એમના પિતાશ્રી. મોતીલાલને આ નવી રીત પસંદ નહોતી. આથી થોડા દિવસો સુધી પિતા–પુત્ર બન્ને વચ્ચે ખૂબ ચર્ચા ચાલી. આખરે મોતીલાલજીએ ગાંધીજીને અલ્લાહાબાદ બોલાવ્યા. ગાંધીજીને વસ્તુસ્થિતિ સમજાવી. આથી ગાંધીજીએ

પિતાની ઇચ્છા વિરુદ્ધ અત્યારે કશુંય પગલું ન ભરવું એવી જવાહરલાલને સલાહ આપી. જવાહરલાલને આ સલાહ ગમી તો નહિ, પરંતુ થોડા જ સમયમાં આ સત્યાગ્રહસભાને પોતાની પ્રવૃત્તિ બંધ કરવી પડી.

૬ ઠ્ઠી એપ્રિલે સંપૂર્ણ સત્યાગ્રહ દિન સમગ્ર ભારત દેશમાં ઉજવાયો. આખા દેશમાં સખ્ત હડતાલ પડી. દિલ્હી, અમૃતસર, અમદાવાદ અને અન્ય શહેરોમાં જબરાં રમખાણો શરૂ થયાં. જલિયાંવાલા બાગની કતલ પણ આ અરસામાં જ થઈ. પરિણામે પંજાબમાં લશ્કરી કાયદો અમલમાં આવ્યો. પંજાબ બીજા પ્રાંતોથી લગભગ છુટું પડી ગયું એમ કહીએ તો ચાલે. પંજાબના સમાચાર કોઈ પણ પ્રાંતમાં જઈ શકતા નહોતા, એટલી આ લશ્કરી કાયદાની સખ્તાઈ હતી.

લશ્કરી કાયદો ખેંચી લેવાયા બાદ મહાસભા તરફથી એક તપાસસમિતિ ત્યાં મોકલવામાં આવી. આ સમિતિએ પંજાબમાં સરકારે વર્તાવેલા કાળા કેરની કરુણ કહાણીઓ સાંભળી અને પિડિતોને યોગ્ય મદદ આપવાનું પણ મહાસભાએ નક્કી કર્યું. આ તપાસસમિતિમાં જવાહરલાલ પણ હતા.

૧૯૨૦ના શિયાળામાં કલકત્તામાં મહાસભાનું અધિવેશન ભરાયું. આ મહાસભા પછી જ હિંદમાં ‘ ગાંધી યુગ ’ની શરૂઆત થઇ એમ કહી શકાય. ગાંધીજીના આગમન પછી હિંદના રાજકારણના રંગો પણ પલટાઇ ગયા. વિદેશી પહેરવામાં જરાય ક્ષોભ ન અનુભવતા મહાસભાવાદીઓએ, ખાદી જ ધારણ કરવી જોઇએ, એવા ગાંધીજીના આદેશને વધાવી લીધો. ગાંધીજીના સ્વદેશી વસ્તુ જ વાપરવી એવા પ્રચારથી મહાસભાના સભ્યોએ ‘પરદેશી વસ્તુઓને તિલાંજલી આપવા માંડી. ભાષા માટે પણ એવું જ થયું. મોટાભાગે અંગ્રેજીમાં ચાલતું મહાસભાનું કામકાજ હવે

હિંદુસ્તાનીમાં ચલાવવું એવું નક્કી થયું. આથી એક મોટો લાભ એ થયો કે થોડાક સુશિક્ષિતો મહાસભામાં રસ લેતા હતા, એને બદલે સામાન્ય લોકો પણ મહાસભામાં રસ લેતા થયા અને મહાસભા દેશની પોતાની પ્રિય સંસ્થા બની ગઇ. બધાઓને ગાંધીજીના દૈવી માનસનો પરિચય થયો. ગાંધીજીના આ આદેશો જવાહરલાલને પણ ખૂબ ગમી ગયા. તેઓ મહાત્માજી પ્રતિ વધારે ને વધારે આકર્ષાતા ગયા.

ગાંધીજીએ અસહકારની યોજના લોકોને સમજાવી. લોકોએ એને સહર્ષ અપનાવી. ગાંધીજી રાજકીય પ્રશ્નોને ધાર્મિક રીતે નિહાળતા, એ જવાહરને ગમતું નહિ. એમને થતું: રાજકારણના ક્ષેત્રમાં આવી ધાર્મિક બાબતો વચ્ચે લાવવાની શી જરૂર? આમ છતાં એમને લડતની નૈતિક બાજુ ખુબ ગમતી. ગાંધીજીએ દર્શાવેલો 'અહિંસા' નો માર્ગ હિંદ માટે સર્વોત્તમ માર્ગ હતો. એ તો ચોકકસ હતું.

બાદશાહી જીવન જીવેલા નહેરુ કુટુંબમાં એક સુકલકડી ફકીર જેવો માણસ એમના જીવનના માર્ગમાં આવ્યો. એ પોતાની સાથે દેશપ્રેમ, આત્મભોગ, મરી ઝૂઝવાનો સત્યાગ્રહનો અને અહિંસાનો મંત્ર લેતો આવ્યો, શાંત, વિચારવંત, વૈરાગ્યધારી એ શરીરમાં અખંડ ઉજજવળ તેજસ્વી અને સ્ફૂરણોતલ જયોત ઝગમગતી હતી. જયોતે જયોત ઝગમગાવી. અંગ્રેજી શિક્ષણ અને સંસ્કૃતિના ઉપાસક યુવકને એમણે પોતાના પ્રતિ આકર્ષ્યો. જવાહરલાલના હૃદયમાં રાખથી ઢંકાયેલા અગ્નિ પરથી એમણે રાખ ઉડાડી મૂકી. દિવ્ય તેજોમય અગ્નિ બહાર આવ્યો. મહાત્માજીએ અતિસુક્ષ્મ બુદ્ધિથી જવાહરલાલનું ઘડતર કર્યું. અનુભવી ગાંધીજી આ યુવકના હૃદયને સમજયા. એમણે એમના ઉપર કંઇ ઉપદેશ કે બળાત્કાર કર્યો નહિ.

જવાહરલાલના ઘડતરના પ્રવાહને એમણે પોતાના માર્ગે વહેવા દીધો. એમણે એમના સ્વયંસિદ્ધ માર્ગને માત્ર કયાંક કયાંક સહેજ સ્વદેશ પ્રેમને માર્ગે નૈસર્ગિક રીતે વાળ્યો.

મોતીલાલ નહેરુ જલ્દી કોઈની શેહમાં આવતા નહિ, તેઓ વૃદ્ધ, અનુભવી અને અત્યંત બુદ્ધિવાન પુરૂષ હતા, તેઓ બીજાઓને ખુબ આકર્ષતા. તેઓ સર્વના નૈસર્ગિક અધ્યક્ષ જેવા હતા. ગાંધીજી, એમનું તત્વજ્ઞાન, એમની રહેણી કરણી, એમના વિચારો અને એમના કર્મક્ષેત્રો મોતીલાલજીને પસંદ નહોતા. બન્નેના માર્ગો ઉત્તર દક્ષિણ જેટલા વિલિક્ષણ હતાં. છતાં આ દક્ષિણ આફ્રિકાથી આવેલા સાધુ પુરૂષે મોતીલાલજી ઉપર ધીમો પણ સચોટ પ્રભાવ પાડયો. મોતીલાલજી સાથે ગાંધીજીના અનેક વાર્તાલાપો થયા. એ દાણો તરત ગળ્યો નહિ. એમણે વિચાર માટે ખુબ સમય લીધો. પરંતુ મહાત્માજીએ પોતાનો પ્રભાવ આખા કુટુંબ ઉપર જમાવ્યો. નહેરુ કુટુંબના એ લગભગ કુટુંબી જેવા બની ગયા. ધીરજ અને ઉત્સાહથી એમણે આ કુટુંબના રાજકીય સામાજીક વિચારોમાં મોટું પરિવર્તન આણ્યું.

જવાહરલાલ નહેરુ ગાંધીજીના હાથમાં આવ્યા. એ પોતાને પાશ્ચિમાત્ય રાજકારણના મોટા અભ્યાસી માનતા હતા. કેમ્બ્રીજ અને હેરોના એ અભ્યાસી, સ્વતંત્રતાના ઉપાસક હતા. એ વૃત્તિઓને મહાત્માજીએ ઉત્તેજન આપી, મહાસભાદ્વારા પોતાના દેશનું સ્વાતંત્ર મેળવવાના આદર્શના બીજ રોપ્યાં. મહાત્માજી, પંડિત જવાહરલાલની હૃદયની ધગશને પ્રથમથી જ સમજી ગયા હતા. અને યોગ્ય માર્ગે વહાવડાવવાનું પ્રારબ્ધ એમને પ્રાપ્ત થયું, યુવકને ગાંધીજીના હાથમાં સોંપતાં મોતીલાલજીને જરાપણ થડકારો થયો નહિ. એ કાંટાનો તાજ પહેરવાને એમણે ગાંધીજી જેવા ફકીરને પુત્ર-દાન કર્યું; જેમ પાણીમાં માછલું નૈસર્ગિક જીવન ગુજારે છે

તેમ જવાહરલાલને રાજકીય જીવન નૈસર્ગિક થઇ પડયું. ગાંધીજીને એના ઘડતરમાં સફળતા પ્રાપ્ત થઈ, તેમણે પોતાને માટે યોગ્ય વારસદાર તૈયાર કર્યો.

ઝવેરીએ હીરાને ઓળખ્યો, એમાં સુયોગ્ય પાસા પાડયા. લાહોરના ૧૯૨૯ના મહાસભાના અધિવેશનમાં ગાંધીજી પ્રમુખ તરીકે ચૂંટાયા હતા. પણ પોતે એ જગ્યા ઉપર ન બેસતાં જવાહરલાલનો હાથ ઝાલી એને બેસાડી દીધા. આઝાદ હિંદના એક આદર્શ યુવાન સરદાર તરીકે એમણે જવાહરલાલને આગળ આણ્યા. જવાહરલાલે યુવાન અવસ્થામાં જ કીર્તિનું ઉચ્ચ ગિરી-શૃંગ નિહાળ્યા છતાં, એમને એનો જરાએ ગર્વ નહોતો. એમણે મહાત્માજીએ દર્શાવેલો માર્ગ પોતાના કુટુંબીજનોને પણ બતાવ્યો. જવાહરલાલ દરેક વસ્તુઓ અને વિચારોનો સામનો કરતા હતા પણ એ બંડખોર ઘોડાને મહાત્માજી જેવા સવારે કાબુમાં આણ્યા, છેવટે તેઓ એક સર્વશ્રેષ્ઠ દેશસેવક તરીકે ઝળકી ઉઠયા.

ગાંધીજી આ યુવકના વિચારો, વાણી અને આદર્શની આડે આવતા નહિ. એ એમની ભારે ભભૂકદાર જવાલાને જોસભેર પ્રજ-ળવા દેતા. પરંતુ જરા પણ મર્યાદા બહાર જાય તો એને નમ્ર સમજાવટ અને વિવેકથી કાબુમાં આણતા. જવાહરલાલના આંતરિક મંથનો પિતા પાસે રજુ થતાં નહિ. ગાંધીજી પાસે એ ઠલવાતાં ગાંધીજી એમની નબળી કડી શોધી કાઢી થોડા શબ્દોમાં એનું શાંત્વન કરી દેતા. પુત્રે ગાંધીજીના અગ્નિને ઝીલ્યો. પિતા ગાંધીજીનો માર્ગ ગ્રહણ કરતા કંઇક અચકાતા હતા. એમને ગાંધીજીના માર્ગમાં સંપૂર્ણ શ્રદ્ધા નહોતી જ, પુત્રે પિતાને સમજાવ્યા. પુત્રને માર્ગે આથી પિતા પણ ગાંધીજીના પ્રભાવમાં આવ્યા, આખા નહેરુ કુટુંબે ગાંધીજીનો માર્ગ પસંદ કર્યો. અઢળક સંપત્તિ, શ્રીમંત

જીવન, ઉચ્ચ પ્રકારની બાદશાહી રહેણી કરણી એ સર્વને આ કુટુંબે તિલાંજલી આપી પોતાના આગલા જીવન સાથે બંડ કરી સાદુસરળ જીવન એમણે અપનાવ્યું. આ તોફાની અને જોખમી જીવનનો તો મોતીલાલ નહેરુએ સહજ અનુભવ લીધો, પણ પુત્રે એનું સંપૂર્ણ રસપાન કર્યું.

જવાહરલાલને ૧૯૨૦ના સત્યાગ્રહે પ્રથમ રાજ્યક્ષેત્રમાં આણ્યા. હિંદની ગરીબ ચૂસાયેલી દીન, દારિદ્ર, અજ્ઞાન પ્રજાના દુઃખો જોઈ એમનું હ્રદય, દ્રવ્યું, રશિયાના પ્રવાસે એમને સમાજવાદી બનાવ્યા. મૂડીવાદ ઉપર એમને ધૃણા થઇ. એમણે સ્વતંત્ર્ય દેવીની ઉપાસનામાં પોતાના તન, મન, અને ધન ધર્યાં. શાહીવાદ, મુડીવાદ, ફેસીઝમ અને એકહથ્થુ સત્તાના એ પ્રખર વિરોધી બન્યા. ૧૯૨૯ ના લાહોરના અધિવેશન વેળા એમણે જણાવ્યું હતું કે, "હિંદની ચોટલી પોતાના હાથમાં રાખવાનો બ્રિટીશ પાર્લામેન્ટને કોઇ પણ હક્ક નથી' એમણે કહ્યું હતું કે, ' હિંસા ખરાબ છે, પણ ગુલામી એથીય વધારે ખરાબ છે. ' પંડિતજી અહિંસાના ભકત નહોતા. અહિંસા એમના સ્વભાવને અનુકૂળ નથી. બળ, વીર્ય અને શકિતના તેઓ ઉપાસક છે. પરંતુ મહાત્માજીની અહિંસા એમના વિચારોને અનુકૂળ આવી અને હિંદની સ્વતંત્રતાની લડાઈમાં એજ ઉપયોગી હથિયાર છે એવી એમને ખાત્રી થઇ, રાજબંધારણની વાતો કરનારાઓને એમણે કહ્યુ કે, ' બંધારણની વાત શું કરો છો ? પરદેશીઓએ ઘડેલું બંધારણ આપણું બંધારણ હોઇ શકે નહિ.'

મહાત્માજી અને પંડિતજીના વિચારોમાં બધી રીતે સામ્ય નથી. જવાહરલાલ મહાત્માજીના આંધળા ઉપાસક કે શિષ્ય નથી. તેઓ વારંવાર માથું ઉંચકી ગાંધીજીના કેટલાક વિચારોની ટીકા પણ કરી લે છે. પંડિતજીને અહિંસા પર હંમેશને માટે વિશ્વાસ નથી. જરૂર પડયે હિંસાના પ્રયોગની આવશ્યકતા હોય તો એ

પગલુ ભરતાં પણ તેઓ અચકાય નહિ. તેઓ મહાત્માજીની અહિંસા સમય પૂરતી અપનાવે છે. ચરખા ઉપર પણ એમને શ્રદ્ધા નથી. એટલે તેઓ કાંઈ ચરખો નિયમિત ચલાવતા નથી. મહાત્માજીને વૈરાગ્ય, વ્રત, ઉપવાસ, હૃદયની પ્રેરણા વગેરે ઉપર અત્યંત શ્રદ્ધા છે. જવાહરલાલ એ સૌમાં બિલકુલ માનતા નથી. સત્યાગ્રહનાં સન્માન પણ એમના હૃદયમાં સમય પૂરતાં જ છે. એ સત્યાગ્રહના અંધ ભકત નથી. ગાંધીજી સમાજવાદ તરફ ઢળેલા નથી. જવાહરલાલ ચુસ્ત સમાજવાદી છે. ગાંધીજી પ્રાચિન રામરાજ્ય જેવા આદર્શોને આગળ ધરે છે. જવાહરલાલ એ સર્વે પ્રત્યે આદર ધરાવતા નથી. ગાંધીજી પૌર્વાત્ય સંસ્કૃતિ દ્વારા હિંદની ઉન્નતિ ચાહે છે, પણ જવાહરલાલ પાશ્ચિમાત્ય આધુનિક સંસ્કૃતિ દ્વારા હિંદની ઉન્નતિ ચાહે છે. ગાંધીજી યંત્રો, કારખાનાં, વિદ્યુતશકિત એ સર્વેને તિરસ્કારે છે. જવાહરલાલ એ સર્વેને હિંદની ઉન્નતિ માટે આવશ્યક ગણે છે. બન્ને સમદર્શી છે, પણ બન્નેનાં સ્વપ્નો જુદાં જુદાં છે. ગાંધીજી અધ્યાત્મવાદી છે, પંડિતજી વિજ્ઞાનવાદી છે.

જવાહરલાલ સીધા વિષય પર નિષ્ઠા રાખી સમાધાન પસંદ કરતા નથી. ખોટી મુત્સદ્દગીરી અને વાણીવિલાસ એમને ગમતાં નથી. તેઓ સીધી, સાદી અને સરલ સત્ય વસ્તુને સમજે છે. એમણે એક ભાષણમાં જણાવ્યું હતું કે, આપણી પાસે બે ધ્વજ છે. એક સ્વતંત્રતાનો અને બીજો બ્રિટિશ આધિપત્યનો સ્વતંત્રતાના ઝંડા સાથે રહેશે તે આપણા છે. અને સામા ધ્વજ નીચે રહેનાર આપણા વિરોધીઓ છે. દેશમાં આ બે ધ્વજ સિવાય ત્રીજો ધ્વજ નથી. શાહસોદાગરો, ધનવાનો, અને મુડીવાદીઓને થાબડવાની મહાસભાની નીતિ અમને પસંદ નથી. એ સર્વમાંથી મહાસભાને મુકત કરવા તેઓ પ્રયત્નો કરે છે. જવાહરલાલે હિંદની સ્વતંત્રતા સાથે સમાજવાદનો ઝંડો પણ

મહાસભા પર ફરકાવ્યો છે. મહાત્માજીએ સમાજવાદ પ્રત્યે વિશેષ વલણ બતાવ્યું નથી, પણ નેહરુના સમાજવાદે મહાસભાના ક્ષેત્રમાં ઊંડા મૂળ નાંખ્યાં છે. જુના રાજદ્વારી યોદ્ધાઓના વિરોધ છતાં તેમણે સમાજવાદને મહાસભાનું શસ્ત્ર બનાવ્યું છે. પંડિતજીએ રશિયનોના સામ્યવાદને પણ હિંદમાં લોકપ્રિય બનાવ્યો છે. ૧૯૨૭ ના મહાસભાના અધિવેશને પંડિતજીના રશિયાના પ્રવાસ પછી સ્વતંત્રતાનો ઠરાવ પસાર કર્યો હતો.

પંડિતજી યુવકો અને વિદ્યાર્થીઓના લાડીલા નેતા છે. હિંદના યુવાનો જવાહરલાલને પોતાની આદર્શમૂર્તિ તરીકે વંદે છે. રાજા અને બડેખાંઓનાં સમૃદ્ધિ, જુના ઠાઠમાઠ અને એકહથ્થુ સત્તાને તેઓ હંમેશાં તિરસ્કારની દ્રષ્ટિથી જુએ છે. લખનૌ મહાસભાના અધિવેશનના પ્રમુખ તરીકે પંડિત નહેરુએ એક ખૂબજ મહત્વની વાત સમજાવી. તેમણે હિંદને જગતના એક અગત્યના અને સર્વત્ર વ્યાપક અસર કરનાર ભાગ તરીકે ઓળખાવ્યો. હિંદની સ્વતંત્રતા એ જગતનો પ્રશ્ન હોઇ જગતના નકશામાં એનું સમાધાન શક્ય હોવાનું જણાયું. ચીનથી પેરૂ સુધીની સ્થિતિનું ચિત્ર દોરતાં એમણે શાહી યુદ્ધનાં બળોના સંગઠન વિષે સમજાવ્યું. એ દેશો સંપૂર્ણ રીતે વિકસે એ પણ એમણે જણાવ્યું. આપણું નિર્ધન જીવન શાહિવાદ, મૂડીવાદ અને એકહથ્થુ સત્તાનું પરિણામ છે. એમના અંતરમાં જગતના પછાત લોકગણ પ્રત્યે ખુબ દિલસોજી ભરી છે. લોકોની નિર્ધન અને નિર્બળ સ્થિતિ જોઇ એઓ દ્રવી ઉઠે છે. તેઓ કહે છે કે શાહીવાદે આપણને ચાબખાનો માર મારી કુતરા બનાવ્યા છે, પોતાના શિકાર માટે આપણો એના પાળેલા કુતરાઓ તરીકે ઉપયોગ કરે છે. જગતને શાહીવાદ સામે બળવો કરવા પોકારે છે, એ કહે છેઃ (૧૯૪૨ ઓગસ્ટની A. I. C. C. ની મીટીંગમાં)

" તમે ગુલામીની વાતો કરશો નહિ કારણ કે આપણે દોઢસો વર્ષથી ગુલામી સહન કરતા આવ્યા છીએ. અંગ્રેજો, તમે સ્વતંત્રતાની વાતો કરો છો. યુરોપના દેશોને આઝાદી અપાવવાનો પરોપકાર કરવા નિકળ્યા છો પણ અમને તો એ સ્વતંત્રતાની ઝાંખી પણ થવા દેતા નથી. "

સન્માન ઝીલતાં



ગાંધીજી અને પંડિતજી બન્નેનો આદર્શ એકજ છે; હિંદની આઝાદી. પરંતુ ગાંધીજીએ હંમેશ માટે સત્ય, અહિંસા, ખાદી, ચરખો વગેરેને એના સાધનરૂપ માન્યા છે. પંડિતજી એ સર્વમાં સમય પૂરતાં સાધનો તરીકેજ વિશ્વાસ રાખે છે. અમેરિકામાં મહાત્મા ગાંધી, ટાગોર, ચાંગ કે સેક દંપતિ પછી લોકપ્રિયતામાં પૌર્વાત્યોમાં જવાહરલાલનો નંબર આવે છે.

પંડિત નેહરુએ પ્રવાસ, વિશાળ વાંચન, મનન, ગાંધીજીના માર્ગદર્શન અને તિક્ષ્ણ બુદ્ધિથી રાજકાજમાં પહેલા નંબરની સ્થિતિ મેળવી છે. મહાસભાના એમના કેટલાક સાથીઓ એમના વિચારો સાથે સામ્ય ધરાવતા નથી, છતાં મહાસભાના પરદેશ ખાતા માટેના મુખ્ય સલાહકાર જવાહરલાલ જ છે, એમ તો તેઓ પણ કબુલ કરે છે. જવાહરલાલને જ્યારે કારાગ્રહમાં ૧૯૪૨ માં પુરવામાં આવ્યા ત્યારે વાઈસરૉયને પત્ર લખતાં ગાંધીજીએ જણાવ્યું હતું કેઃ—

‘ જવાહરલાલ મારા કરતાં પણ ફેસીઝમ અને નાઝીઝમનો મોટો શત્રુ છે. મેં એની સાથે દિવસો સુધી ચર્ચા કરી છે. એણે મારા વિચારોની સાથે એટલા બળથી યુદ્ધ કર્યું કે હું એની શક્તિ જોઈ આશ્ચર્ય પામ્યો. પરંતુ છેવટે વસ્તુની ખરી સ્થિતિએ એને ઠેકાણે આણ્યો અને હિંદની સ્વતંત્રતા વિના બીજી વાતો ગૌણ ગણવાનું તે સમજી શકયો. ખરેખર પંડિતજી જેવા શકિત-શાળી મિત્ર અને સહકારીને કેદમાં પૂરવામાં તમે ભૂલ કરી છે. ”

જવાહરલાલ જન્મથી જ બંડખોર છે. મહાત્મા પાસે એના બંડને સમાવવાની અદ્‌ભૂત શકિત છે, છતાં કયારેક કયારેક એ છટકી જાય તો ગાંધીજી એ સહન કરી લે છે, અને ઘણી વખતે મહાત્માજીને પણ તેઓ પોતાના ધોરણે લાવી શકે છે. જ્યારે એમના પિતાના બંધારણના સુધારાના રિપોર્ટ પર મહાસભાના સેક્રેટરી તરીકે જવાહરલાલે સહી કરી ત્યારે તેમને પૂછવામાં આવ્યું કે આ સંસ્થાનિક દરજ્જાને માંગતા રિપોર્ટ પર

સ્વતંત્રતાના ધ્યેય ધરાવનાર તમે કેમ સહી કરી ? ત્યારે એમણે કહ્યું કે એ ભૂલ છે અને તરત સુધારી લેવામાં આવશે. એમણે પાછળથી એ ભૂલ સુધારી લીધી. મહાત્માજીએ વાઇસરોય લોર્ડ ઇરવીન સાથે ૧૯૩૧ માં સહી કરી. પંડિત નહેરૂને એ જરાય પસંદ ન પડી. એમણે વિરોધ કર્યો પણ આ સંધી આવતી લડાઇની તૈયારી રૂપ છે એમ સમજાવવાથી જ એ સમજ્યા હતા. પછી તો એમણે સંયુક્ત પ્રાંતની નાકરની લડતમાં હોમાઈ આ સંધીથી સ્થપાએલી શાંતિ ઉડાવી દીધી હતી.

મહાત્માજી અને પંડિતજી બન્નેના દૃષ્ટિકોણ જુદા છતાં બંને હિંદની આઝાદી માટે એક બીજાના પૂરક બળો છે, અને એક બીજાની વિચારસરણીઓ જુદે જુદે માર્ગે વહી છેવટે આઝાદીના આદર્શ પાસે ભેગી મળી જાય છે. જવાહરલાલ બંડખોર છે, પણ મહાત્માજી એ બંડખોરીનો સારો ઉપયોગ કરી શકે છે. જવાહરલાલના પાંચ છ પાનાના પત્રને મહાત્માજીની દશ લીટી ચૂપ કરાવી દે છે. મહાત્માજીનો પ્રભાવ પોતાને ઢાંકી ન દે એ માટે પંડિતજી જાગૃત રહે છે. છતાં ઘણીખરી બાબતોમાં મહાત્માજી એમને પોતાને માર્ગે વાળે છે. હિંદની આઝાદીના રથના એ બંને ચક્રો છે, જવાહરલાલનું સરસ મુલ્યાંકન ડૉ. પટ્ટાભી સીતારામૈયાએ નીચે મુજબ કર્યું છે.

'આ બધાં કાર્યક્ષેત્રો અને વચનોને અંતે એક વાત ચોકખી રહે છે કે જવાહરલાલ એક રાજ્યદ્વારી પુરૂષ છે. એ મહાત્મા પણ નથી, અને તત્ત્વજ્ઞાની પણ નથી. જવાહરલાલ આ જગતની સુંદર અને શ્રેષ્ઠ વસ્તુઓના ભોક્તા છે છતાં પોતાના આનંદને ફરજ આગળ નમાવી દે છે અને પોતાને દેશ આગળ ધરી દે છે. આથી જીંદગીની સખ્ત કસોટીઓ એ પસાર કરી શકે છે. અમીરી જીવનના માણસે પોતાના જીવનને એટલું સાદુ બનાવી દીધું છે કે જીવનની કઠીનાઇઓ એ હસીને સહન કરી લે છે. ત્રીજા વર્ગમાં એ મુસાફરી કરી શકે છે. પાથરણાં

વગરની જમીન પર એ સૂઈ શકે છે, માઇલોના માઇલો પગપાળા પ્રવાસ પણ કરી શકે છે. જેવો તેવો ખોરાક પણ તે ખાઈ શકે છે. ગાંધીજી અને જવાહરલાલ સ્વભાવ, ધર્મ, શ્રદ્ધા, તત્ત્વજ્ઞાન અને વિચારસરણીમાં ઉત્તર અને દક્ષિણ જેટલા જુદા છે છતાં ૨૧ વર્ષ થયાં તેઓ સ્વતંત્રતાના એક ગાડાના બે ચક્રો બનીને રહ્યા છે. વારંવાર એક બીજાની સંમતિ, અસંમતિનું રૂપ લે છે અને અસંમતિ, સંમતિનું રૂપ લે છે. બંને પાસે સામાન્ય સમબુદ્ધિની સમાનતા હોવાથી જ આ શક્ય બન્યું છે, અને એક બીજાની સાથેના સંબંધમાં જે ઉદારતા અને સન્માન તેઓ વાપરે છે તેને લીધે જ રાજકારણને ન્યાય આપી શકાય છે.

ગાંધીજી અને જવાહરલાલ બંને હિંદના રાજકારણમાં અત્યંત જુના યોદ્ધાઓ છે. બન્ને પોતાપણું વિસરી ગયા છે. બંને બ્રિટિશ સરકારની નીતિના સખ્ત વિરોધી છે. બંને સ્વતંત્રતાના પૂજક છે. બંને બુદ્ધિવાન, શક્તીશાળી, તેજસ્વી ગ્રહો છે. હિંદની જનતાના બંને ખૂબ લોકપ્રિય મુખ્ય નેતાઓ છે. બંને ગરીબોની મોટી દાઝ ધરાવે છે. બંનેએ શ્રમજીવીઓ અને ખેડૂતો માટે અંતરની ઉંડી લાગણી ક્રીયા–સ્વરૂપમાં વહેતી મૂકી છે. બંને બ્રીટીશ સામ્રાજ્યવાદના મોટામાં મોટા શત્રુઓ છે. બંનેએ દેશ માટે ફકીરી સ્વીકારી છે. બ્રીટન ગમે તે ધારતું હોય પણ બંને જગતના મહાન પુરૂષો છે. બંને હિંદને આઝાદી અપાવવામાં મુખ્ય સાધનરૂપ થશે. ગાંધીજીના વારસ તરીકે જવાહરલાલ ગાંધીજીની કીર્તી વધારે તેમ છે. દુઃખી, દીન, અજ્ઞાન, કચડાયેલા હિંદના બંને ઉદ્ધારકો છે. બંનેનો કીર્તીધ્વજ વધારે ને વધારે ઉંચે ફરકો...

ગાંધીજી તો ૧૨૫ વર્ષ જીવવા માંગે છે. જવાહરલાલ પણ ખડતલ બાંધાના છે. એમની બંનેની હિંદની આઝાદી મેળવવા અને આઝાદીનું રક્ષણ કરવા માટે જરૂર છે. બંનેનો જયજયકાર થાઓ.



# [ ૨૨ ]

જવાહરલાલ અનેક વખત કારાગ્રહવાસી થઈ આવ્યા છે. એમના જેલના અનુભવો એમણે પોતાની આત્મકથામાં લખ્યા છે. તે સુંદર અને રસિક છે. એક મહાપ્રાણ પુરૂષ સિંહે પોતાના જીવનનો સરસમાં સરસ ભાગ જેલમાં કેવી રીતે ગાળ્યો તે જાણવા જેવું છે.

પંડિત નહેરુને પહેલી જેલ ૧૯૨૧માં મળી. પ્રિન્સ ઓફ વેલ્સ ( ડયુક ઑફ વિન્ડસર ) હિંદની મુલાકાતે આવ્યા હતા. એમની હિંદની મુલાકાતનો બહિષ્કાર કરવાનું મહાસભાએ ફરમાન કર્યું. અસહકારની પ્રથમ ચળવળ શરૂ થઈ. મહાસભાના સર્વે નેતાઓની કારાગ્રહમાં પધરામણી થઈ. પંડિત જવાહરલાલ પણ સરકારના મેમાન થયા. તેઓ પ્રથમ જેલની મોજ માત્ર ત્રણ માસ જ માણી શકયા.

લખનૌની જેલમાં એક ૨૦ ફીટ લાંબા અને ૧૬ ફીટ પહોળા ખંડમાં પંડિત મોતીલાલ, જવાહરલાલ અને એમના બે પિત્રાઈઓને રાખવામાં આવ્યા. સવારના વખતમાં પંડિત જવાહરલાલ આખા ખંડને ધોઈ સાફ કરતા, પછી પિતાના અને પોતાના વસ્ત્રો ધોઈ સાફ કરતા હતા. કેદી સ્વયંસેવકોનો કલાસ ખોલી બીજાઓની મદદથી તેમને અંગ્રેજી અને ઉર્દુ ભણાવતા હતા, બપોર પછી વોલીબોલ અને બીજી રમતો રમતા હતા.

ધીમે ધીમે સખ્તાઈ થતી ગઈ. વાડામાંથી બહાર નીકળવાની બંધી થઈ. વર્ગો પણ બંધ થયા. પંડિતજી છૂટયા. ૭ સાત અઠવાડિયા પછી ફરી કારાગ્રહમાં પૂરાયા. પંડિત મોતીલાલજીને લખનૌ ડિસ્ટ્રીકટ જેલમાંથી નૈનિતાલની જેલમાં લઈ ગયા હતા. આ વખતે જવાહરલાલને બીજા પચાસ જણાની સાથે એક મોટી બૅરેકમાં રાખ્યા. મુલાકાત અને કાગળ મહિનામાં એક વખત મળે એવો નિયમ થયો. નાહવાનું, કપડા ધોવાનું ખુલ્લામાં થયું. એકાંતનો અભાવ હતો. વ્યાયામનું સાધન મળતું નો'તું. ધીમે ધીમે નિયમો આકરા બનતા ગયા. પંડિતજી અને તેમના સાથીઓએ વિરોધ તરીકે મુલાકાતો આપવી બંધ કરી. આથી સરકારે પૂરષોત્તમદાસ ટંડન, મહાદેવ દેસાઈ, જ્યોર્જ જોસફ, બાલકૃષ્ણ શર્મા, દેવદાસ ગાંધી અને પંડિતજીને એક નાનકડા વાડામાં અલગ ખસેડયા. ત્યાં ભીડ નો'તી એટલે પંડિતજીને ગમી ગયું. બ્હારના જગત સાથેનો સંબંધ બંધ થઈ ગયો. સમાચારપત્રો પણ બંધ કરવામાં આવ્યા હતા. એ સાતેએ કામ અને કસરતનો નીયમીત સમય બાંધ્યો. દોડવું, કુવાનો કોસ ખેંચવો શાકભાજીની વાડીને પાણી આપવું અને થોડુક કાંતવું બાકીના સમયમાં ખૂબ વાંચન. આ દિવસનો કાર્યક્રમ, અને રાતે નભમંડળમાં ગ્રહો અને નક્ષત્રો ઓળખવાનું શિક્ષણ ચાલુ રાખ્યું. દિવસ, અઠવાડિઆ અને મહિના પસાર થતા ગયા. સામાન્ય કેદીઓથી તેઓ અલગ હતા. ખોરાક પણ ખૂબ ખરાબ. જીભે મૂકવો ગમે પણ નહિ. કેદી ઉપર ત્રાસ વર્તાવવા કામનો ઢગલો કરવામાં આવતો. રાજકીય કેદીઓના મોટા ભાગને સામાન્ય કેદીઓ માફકજ રાખવામાં આવતા. અમલદારોને રૂશ્વતો આપવાની એમની પાસે વાત નો'તી, આથી અમલદારો તરફથી એમને સહેવું પણ પડતું. આઝાદ નામના પંદર સોળ વરસના છોકરાને કોઇ નિયમભંગ માટે નગ્ન શરીર ઉપર ફટકા મારવાની સજા કરવામાં આવી હતી. ચામડીમાંથી લોહી ટપકયું.

ફટકે ફટકે ગાંધીજીની જય ઘોષણાઓ ઉગ્ર બનતી જતી. આખરે એ બેભાન બન્યો. પાછળથી એ છોકરો ઉત્તર હિંદની ત્રાસવાદી ટોળીનો એક નાયક થયો હતો.

જેલમાં સ્ત્રીઓનો કોમળ કંઠ કે બાળકોનો કિલ્લોલ તો કયાંથી સંભળાય ? વોર્ડરોની ધમકીવાળી વાણી ગાળોથી ભરેલી સંભળાતી.

૧૯૨૩ ની જાન્યુઆરી માસને છેલ્લે દિવસે સૌ રાજદ્વારી કેદીઓને છોડી મુક્વામાં આવ્યા. બ્હારની તાજી હવા, લોકોની દોડધામ, જુના મિત્રો સાથે મેળાપ, કુટુંબીઓનું સ્નેહમિલન એ બધામાં પંડીતજી ગુંચાઈ ગયા.

પણ એ થોડાજ વખત માટે હતું. એમણે જોયું કે મહાસભાની કાર્યવાહી બંધ પડી હતી. કાવાદાવા શરૂ થયા હતા. સ્વાર્થ ખાતર અનેક ટોળીઓ એનો કબજો લેવા માગતી હતી. ફેરવાદી અને નાફેરવાદી વચ્ચેની તકરાર ખૂબ જલદ બની હતી. આ હતો પંડીતજીની પહેલી જેલનો અનુભવ.

તે પછી બીજી વખત જેલ મળી નાભા ખાતે. તે વખતે નાભા અને પતિઆલા વચ્ચે કંઈક અંગત તીખો ઝઘડો ચાલતો હતો. પરિણામે બ્રિટિશ સરકારે નાભાના મહારાજાને પદભ્રષ્ટ કર્યા. આથી નાભામાં અને આજુ બાજુના વિસ્તારોમાં એની વિરૂદ્ધ ચળવળ શરૂ થઈ. આ ચળવળ દરમ્યાન અખંડપાઠ માટે જતા શિખોના જથ્થાને નવા એડમિનિસ્ટ્રેટરે અટકાવ્યા. જૈતો પાસે તેમને માર મારવામાં આવતો અને છેવટે જંગલમાં છોડી દેવામાં આવતા. આ વાતની પંડિતજીને દિલ્હીમાં ખબર પડતા 'ગીદવાણી' અને 'કે.સંતાનમ' નામના બે સાથીદારો સાથે શું બને છે તે જોવા જૈતો ઉપડયા. જ્યારે જથ્થાને ઉપાડવામાં આવ્યો ત્યારે થોડે થોડે દૂર પંડીતજીની ટુકડી પણ પાછળ પાછળ નીકળી પણ

જૈતો પહોંચતાજ અંગ્રેજ એડમિનિસ્ટ્રેટરે જથ્થાને અટકાવ્યો અને એમને પણ નાભા સરહદમાં દાખલ થવાની મનાઈ કરવામાં આવી.

પંડિતજીએ અમલદારને જણાવ્યું કે તેઓ ફક્ત પ્રેક્ષક તરીકે જ આવ્યા છે. અને ગાડી મળતાંજ પાછા જઈ શકે એમ છે. પણ અમલદારે કંઈ ન ગણકારતા એમને થાણામાં રાખ્યા. છેક રાત્રે હાથમાં હાથકડીઓ પહેરાવી ખીચોખીચ ભરેલી રેલ્વે-ગાડીમાં એમને બેસાડયા. બીજે દિવસે બપોરે પંડિતજી નાભા જેલમાં પહોંચ્યા ત્યાં સુધી એ ત્રણેના હાથો હાથકડીના બંધનમાં જ હતાં.

નાભાની જેલકોટડી ખૂબજ ગંદી હતી. છાપરૂ ખૂબ નીચું અને ઉંદરોની વસ્તી ત્યાં સારા પ્રમાણમાં હતી. ત્યાં સાવ અભણ કહી શકાય એવા જજ પાસે તેમનો કેસ ચાલ્યો. કોર્ટમાં શું થતું ને કેવી રીતે કામ ચાલતું તે કોઈ સમજી શકે તેમજ નો'તું. પોલીસને મનફાવે તેમ કરવાની ત્યાં છૂટ હતી. પંડિતજી આત્માકથામાં લખે છે કેઃ—

પછી એકાએક રમૂજી પ્રસંગ ઉત્પન્ન થયો. એક સાંજે કોર્ટ ઉઠયા પછી અમને બીજા મકાનમાં રોકી રાખવામાં આવ્યા. રાત્રે સાત વાગ્યે એક બીજા ઓરડામાં લઈ જવામાં આવ્યા. અહિં એક માણસ ટેબલ પાસે બેઠો હતો અને એની આસપાસ બીજા માણસો બેઠા હતા. આમાં એક તો જૈતોમાં અમને પકડનાર જૂનો અમલદાર મિત્ર હતો. તેણે ઉઠીને બ્યાન કર્યું.

મેં પૂછયું અમને કયાં લાવવામાં આવ્યા છે અને આ શું ચાલી રહ્યુ છે? મને જવાબ મળ્યો આ કોર્ટ છે અને તમારા ઉપર કાવત્રાનો કેસ ચાલી રહ્યો છે.

હવે કાવત્રા માટે ત્રણ માણસો પૂરતાં ન ગણાય એટલે અમારી સાથે કશો સંબંધ નો'તો એવા એક ચોથાને પકડીને મૂકદમામાં અમારી સાથે જોડવામાં આવ્યો. બાપડા શીખને અમે ઓળખતાં ન હતા. પણ જતાં આવતાં અમે એને ખેતરોમાં જોયો હતો.

કાવતરાનો આ કેસ જે અજબ અને ઉપલકીયા રીતે ઉભો કરવામાં આવ્યો હતો તે જોઇને વકીલ તરીકે તો હું આભોજ બની ગયો.

આમ એમના ઉપર એકી સાથે બે કેસ ચાલ્યા. લાણુંલચ્ચ ફેંસલાનામુ એમને પૂરૂ સંભળાવ્યું નહિ અને છ મહીના સરહદ નહિ છોડી જવા માટેના અને બે વર્ષ કાવતરા કેસ માટે સજા તરીકે ભેટ મળ્યા. અઢી વર્ષની સજા થઇ હતી. માટે ફેસલાની નકલ માગવામાં હતી, પણ પંડીતજીને કોઇએ ગણકાર્યાં નહિ.

તેજ સાંજે જેલમાં સુપ્રી. તરફથી ખબર મળ્યા કે પંડિતજી અને તેમના સાથીની સજા મોકુફ રાખવામાં આવી છે આમ રમૂજી માફક નાભાનો આખો પ્રસંગ પતી ગયો ને પંડીતજીના શબ્દોમાં તે સમયપૂરતી તેમને 'લટકતી' મૂકિત મળી.

અને લાઠીનો પહેલો અનુભવ એમને લખનૌમાં થયેલો. લાલા લજપતરાયના અવસાન પછી લોકલાગણી 'સાયમન કમિશન' તરફ ખૂબ કરડી બની હતી. જ્યાં ત્યાં વિરોધિ દેખાવો શરૂ થયા લખનૌમાં જ્યારે એ કમિશને પધરામણી કરી ત્યારે વિરોધી સરઘસમાં પંડીતજી પણ હતા. ગોવિંદવલ્લભ પંત એ સરઘસમાં આગેવાન હતા. થોડા અંતરે વીસ વીસ ઘોડેસ્વારની ટુકડી એમનું સ્વાગત કરવા દોડી આવી અને પછી લાઠીઓ ઝુડવાનું શરૂ થયું. કેટલાક બચાવ માટે રસ્તાની બાજુએ દોડી પણ ગયેલા. વિચારોના હિલોરા ખાતા પંડિતજી સમક્ષ એક લાઠીધારી આવી પહોચ્યો સડાક કરતાં પૂંઠ ઉપર બે ફટકા એણે ધમધમાવ્યા. લોકોના ટોળાં ભેગા થઇ એમને ઠરેલ ઠેકાણે જવા દેવામાં આવ્યા.

અને એનેજ બીજે દિવસે લાઠીમાર-સંપૂર્ણ લાઠીમારનો એમને સરસ અનુભવ થયો. સાયમન કમિશન સ્ટેશને તે દિવસે ઉતરવાનું હતું. જુદા જુદા સરઘસોના પ્રવાહ સ્ટેશનના મેદાનમાં ભળી જતા. ધીરે ધીરે માનવમેદની જામી ગઈ. અને એ સ્થળને શોભાવવા માટે પોલીસની ઘોડેસ્વાર ટુકડીપણ હાજર થઇ. આંખો મીચીને એમણે ઘોડા દોડાવ્યા, પંડિતજીની હરોલ હજુ અતુટ હતી પંડિતજી એ હારોલ છોડી દેશે, સાથીઓ ત્યાંથી હટી જશે એ બાજુએ દોડી પણ ગએલા વિચારોના હિલોળાખાતા પંડિતજી સમક્ષ પણ એક આશાએ દોડી આવતાં. ઘોડેસ્વાર છેક છેલ્લી ક્ષણે રોકાઇ ગયો. ઘોડો બે પગ ઉપર ઉભો થઇ ગયો. લાઠીઓ અને લાંબા દંડા એમના શરીર ઉપર ઉછળી આવ્યા. અને એમને અતિશય માર પડયો. સાથીઓ એમને અદ્ધરજ ઉપાડી ગયા. આપણા નસીબે એમને એવો કોઈ રોગ કે અપગાંઇ વળગી નહિ જેથી એ અશક્ત બને.

આ પછી ઘણા વર્ષે એમને નૈનીની જેલમાં લઈ જવામાં આવ્યા. મીઠાના કાયદા ભંગની ચળવળ શરૂ થઇ ગઇ હતી. રાયપુર ભરનારી પરિષદમાં જતાંજ રસ્તાવચ્ચે પંડિતજીને પકડવામાં આવેલ. નૈનીમાં તદન એકાંતવાસ એમને આપવામાં આવ્યો હતો. સાંકળોથી ઝકડાએલી ચારપાઈ અને ગોળ ફરતી દિવાલ એમના સાથી હતા નાનકડો આકાશનો ટુકડો એમને રાત્રી કાઢવા માટે આનંદનો વિષય બનતો. નહિ, સાથી કે મિત્ર. સેંકડોથી વીંટળાયેલા રહેતા પંડિતજીને થોડા દિવસ ત્યાંની શૂન્ય એકાંત વસમી લાગી, રાત્રિદિવસ કચ્ચા, પક્ષના અવાજો. હોંકાગ, ચકકીના અવાજો અને દબાયેલા શુરો ગુંજ્યાં કરતા. આ બધું નિવારવા એમણે પોતાને કામમાં જોડી દેવાનો વિચાર કર્યો. કાંતવુ, પાટી વણવી, વાંચવું અને કપડાં ધોવા વગેરે કામમાં એમણે એમની કલાકો વ્હેંચી નાંખી. આમ તો કેદી રસોયો, કેદી ઝાડુવાળો, જેલનો મુકાદમ અને ચોકીદાર સિપાઇ પણ એમના સાથીદાર હતા. જેલની રહેણી

કરણી, કેદીઓ તરફનો વર્તાવ અને એમની જીંદગી જોઇ પંડિ-તજી વીચારમાં પડતાં. રહ્યુ સહ્યું માનવત્વ પણ અમલદારોની રીતભાતને કારણે ઝુંટવી લેવાતુ હતું. માનવીજ ન હોય તેમ એમનો ઉપહાસ થતો. આનંદ કે રમતગમત માટે અવકાશ નહોતો. બ્હારનું જગત કયાં જઇ રહ્યું છે તેમની તેમને ખબર નો'તી. યુવાનીથી બુઢાપો આવતાં સુધી એજ જીવનમાંથી નીકળી શકે તેમ નોતા એવા લાંબી ટીપ વાળા કેદીઓ પણ ત્યાં હતા.

ખાસ કરીને કાચી વયના કુમારો પણ ત્યાં હતા. પંડિતજી માને છે કે આ જેલો, માનવીઓથી ભરેલી જેલોમાં અર્ધા પણ સાચા ગુનેગાર નથી. છતાં કંઈક ને કંઈક કારણે એ સજા ભોગવી રહ્યા છે. જેલજ એમને ગુન્હેગાર બનાવે છે. એના પ્રમાણમાં યુરોપમાં જેલો, અને કેદીઓને ઘણીજ છુટ મળે છે.

આખા એક મહિના પછી એમને સાથી મળ્યા તે નર્મ-દાપ્રસાદ સિંહ અને ત્યાર પછી અઢી મહીને આનંદભવનમાં પરો-ઢિયેજ પોલીસ પહોંચી. મોતીલાલ નહેરુ અને દાકતર સૈયદ મહ-મૂદને પકડી જ્યાં પંડિતજીને, પુત્રને, રાખવામાં આવેલ ત્યાંજ પિતાને લાવવામાં આવ્યા.

પિતાને પહેલાં, અને છમહિને પંડીતજીને નૈનીમાંથીછોડ-વામાં આવ્યા, તેજ વખતે મહાત્માજી પણ યેરવડાની જેલમાં હતા. ખાસ સ્પેશીયલ ટ્રેનોમાં પંડિત મોતીલાલ નહેરૂ અને ડા સૈયદ મહમદને ગાંધીજી સાથે અગત્યની મંત્રણાઓ માટે મોકલવામાં આવ્યા હતા. ઓકટોબરમાં એ જેલમાંથી છૂટયા.

છૂટયા પછી પણ એમણે તરત અલ્હાબાદ પરિષદમાં હાજરી આપી. ત્યાંથી પાછા ફરતા શ્રી. કમલાદેવી સાથે આનંદભવન તરફ આવતાં હતાં ત્યાં રસ્તામાંજ પંડીતજીને અટકાવવામાં આવ્યા.

અને ફરી થોડા જ વખતમાં નૈની જેલના તોતીંગ દરવાજા પાછળ પંડીતજી પહોંચી ગયા. આ એમની પાંચમી વખતની જેલ હતી.

આ વખતે એમની સાથે તેમના બનેવી શ્રી રણજીત પંડિત આવ્યા હતા. પાછળથી પંડીત મદનમોહન માલવીઆ પણ જોડાયા. ૧૯૩૧માં બેસતા વર્ષને દિવસેજ કમલાદેવીને ગીરફતાર કરવામાં આવ્યા તે વખતે એમના પિતાશ્રી એમને મળવા આવેલ. થોડાજ વખત પછી એક દિવસ બપોરે તેમને તથા રણજીત પંડિતને એકી સાથે તેમના પિતાની સખત માંદગીને કારણે છોડી મૂકવામાં આવ્યા. બરાબર તેજ રાત્રે હિંદભરની જેલોમાંથી મહાસભાની કારોબારીના અસલ તેમજ અવેજી સભ્યોને પણ બીજાઓ સાથે છોડી મૂકવામાં આવ્યા. કમલાદેવી પણ હતા.

મોતીલાલ નહેરૂની આ માંદગી જીવલેણ નીકળી. પંડિતજી અને હિંદને છોડી એ લોકપ્રિય આત્મા સ્વર્ગે સંચરી ગયો. પંડિતજીથી પિતાનું મૃત્યુ મનાતુંજ નો'તું. ગાંધીજીના આશ્વાસને એમને એ સામે ટકી રહેવાની નવી શકિત આપી.

૧૯૩૨ની જાન્યુઆરીની ચોથી તારીખે ગાંધીજી અને સરદાર વલ્લભભાઇ પટેલને પકડી લીધા અને વગર કેસે એમને જેલમાં મોકલી દેવામાં આવ્યા. પંડિતજીને તો તે પહેલાંજ ફરી નૈનીના તોતીંગ દરવાજાઓએ પોતાનામાં સમાવી લીધા હતા. પંડિતજીને પણ તેજ દિવસે બે વર્ષની સખત કેદની સજા થઇ. આખા હિંદમાં ફરી લાઠીચાર્જ અને સરઘસ અટકાવવાના બનાવો બનતા ગયા. સવિનય ભંગના કારણે કેદીઓથી જેલો ઉભરાવા માંડી. રણજીત પંડિત, મોહનલાલ નહેરૂ અને નર્મદાપ્રસાદ સિંહ ફરી એમના સાથી બન્યા.

નૈની જેલમાં ૭ અઠવાડીઆ રાખ્યા પછી એમને બરેલી જીલ્લાની જેલમાં લઇ જવામાં આવ્યા. બરેલીમાં ચાર મહિના

રહ્યા કે તરતજ દહેરાદૂન જેલમાં એમને ખસેડયા. ત્યાં તેમને અમુક વર્તમાન પત્રો મળતાં પણ આથી બહાર શું ચાલી રહ્યું છે, તેનો તેમને સંપૂર્ણ ખ્યાલ મળતો નહિ.

પાંચ છ મહિના છૂટા રહ્યા ન રહ્યા, કે ફરી દહેરાદૂનની જેલે એમને બોલાવી લીધા. પંડિતજીને મુલાકતો માટે રજા આપી હતી. છતાં મુલાકાત વખતે છૂપી પોલીસનો માણસ એ મુલાકાતમાં થયેલી વાતચીતો લખી લેતો. આથી ખાસ કરીને પંડિતજી મુલાકાતો લેવા માંગતાજ નહિ.

પોણા બે વર્ષનો એ કારાવાસ પછી એમને એમની માતાની માંદગીને કારણે તેર દિવસ વહેલા છોડવામાં આવ્યા.

તેઓ જેલમાંથી છૂટયા તે પહેલાંજ શ્રી સેનગુપ્તા ( જ્યોતિન્દ્રમોહન સેનગુપ્તા ) ના અવસાનના સમાચાર મળ્યા હતા.

ફરી પણ પાંચજ મહિના છૂટા રહ્યા. અને કલકત્તાથી પાછા ફર્યા કે અલ્લાબાદમાં એમને પકડવામાં આવ્યા. અને અલીપૂર જેલમાં એમને રાખ્યા. પણ અલીપૂરજેલમાં એમની તબીયત બગડી. કલકત્તાની હવા અને વધતી જતી ગરમી એમની તબીયતને જરાય અનુકુળ નહોતા. આથી ફરી એમને દહેરાદૂન જેલ મળી. પણ આ વખતે જગ્યા બદલાઇ ગઈ હતી. તદ્દન એકાંતમાં કહી શકાય એવું જીવન એમને સહેવું પડયું.

દેહરાદુન જેલમાંથી એક રાત્રે ઓચીંતા પોલીસ દેખરેખ નીચે અલ્હાબાદમાં લાવવામાં આવ્યા. અને ખબર આપવામાં આવી કે કમલાદેવીની માંદગીના કારણે તેમને છોડવામાં આવ્યા છે. આ છૂટ સાવ અચોક્કસ હતી. કઇ ઘડીએ ફરી જેલ, એમની જુની સાથીદાર, એમને સત્કારી લેશે તે એ જાણતા નહોતા.

કમલાદેવી માંદા હતા. યમદૂત સાથે તેઓ જીવન માટે લડી રહ્યા હતા. પંડિતજીના આગમને એમની તબીયતમાં કંઈ ફેરફાર થયો હતો. પરંતુ ૧૧ મે દિવસે જ ફરી પાછા એમને નૈની જેલમાં લઈ જવામાં આવ્યા. ત્યાં પહેલાં તો એકાદવાર એ કમલાદેવીને મળી શકયા પણ પછી તો ખબર મળવાનું પણ મુશ્કેલ થતું ગયું.

કમલાદેવીને તબીયતના કારણે ભવાલી લઈ ગયા. પંડિતજી પણ પાસે હોય તો મળી શકે એ જ કારણે કદાચ એમની નૈની-માંથી બદલી થઈ. ત્યાંથી આલ્મોડા લઇ જવામાં આવ્યા. આલ્મોડામાં તેમને ગમ્યું હતું. વળી તેમની પત્નીને પણ મહિનામાં બે વાર મળી શકતા.

પણ પછી કમલાદેવી સારવાર માટે યુરોપ ઉપડયા. જવાહરના કાર્યક્રમમાં ફેરફાર પડયો.

અને ફરી એક દિવસ એમને છોડી મૂકવામાં આવ્યા. બાડનવાઇલરમાં એમના પત્ની સખ્ત બિમાર હતા, એ કારણે એમને સરકારે છોડયા, અને બાડનવાઇલર તરફ ત્વરાથી પહોંચવા વિમાન મારફતે ઉપડ્યા.

પંડિત નહેરૂ તપ અને વૈરાગ્યની વાતો પસંદ કરતા નથી કવિવર રવિન્દ્રનાથ ટાગોરની પેઠે આ જૂના તપ વૈરાગ્યના જોડકા પ્રત્યે તિરસ્કાર ધરાવે છે. પરંતુ આત્મભોગના વિશાળ યજ્ઞની આહૂતિ તરીકે તપ અને વૈરાગ્યનું જીવન એમને સહેજે ભોગવવું પડયું છે. સમય કારાવાસ, વ્હાલાઓને લાંબો વિયોગ પોતાની સ્થાવર જંગમ મિલ્કતો યશસ્વી કારકિર્દી અને યુવાનો એમણે વૈરાગ્યથી દેશને ચરણે ધરી અમર કિર્તી પ્રાપ્ત કરી છે.



૧૯૩૦ થી આરંભાયેલી ૧૯૩૪ ની ૭ મી એપ્રિલે મહાત્મા ગાંધીજીએ અસહકારની ચળવળ પાછી ખેંચી. સાડા ત્રણ વરસ સુધી એ ચળવળ ચાલી હતી. બાદ હિંદના રાજ્યદ્વારી વાતાવરણમાં શિથીલતા આવી હતી. તા. ૧૫ મી જુને મહાસભાએ પાર્લામેન્ટરી બોર્ડની સ્થાપના કરી. તા. ૬ ઠ્ઠી જુનના દિને સરકારે મહાસભાને પાછી કાયદેસર જાહેર કરી. ૧૯૩૪ ની આખરમાં મહાત્માજીએ ગ્રામોદ્યોગ મંડળ ઉભું કર્યું. એ જ વર્ષમાં મી. જીન્ના વિલાયતના બે વર્ષના ચાલુ વસવાટ પછી હિંદમાં પાછા ફર્યા. ૧૯૩૫ માં હિંદી નવા કાયદા ઉપર નામદાર સમ્રાટે સહી કરી. ૧૯૩૫ ના ડીસેમ્બરમાં મહાસભાની જયુબીલી ખુબ ધામધૂમથી ઉજવાઈ. ઑગસ્ટ ૧૯૩૬ માં મહાસભાએ ઢંઢેરો બહાર પાડી બ્રિટિશ શાહીવાદીઓ કોઇ યુદ્ધ જાહેર કરે તો એમાં હિંદે વાંધો લેવો એમ જાહેર કર્યું. હિંદના હિતને માટે સ્વતંત્રતા મેળવવી અને ધારાસભાનો કબ્જો લઇ ફેડરેશન સામે વાંધો લેવો. રાજ્યદ્વારી કેદીઓને મુક્તિ અપાવવી અને દમનના કાયદાઓ રદ કરાવવા. પાછળથી ના. છઠ્ઠા જ્યોર્જના રાજ્યાભિષેકમાં ભાગ ન લેવાનો ઠરાવ કર્યો.

૧૯૩૭ માં પ્રાંતિય ધારાસભાઓની ચૂંટણીઓ સંપૂર્ણ થઇ. આઠ મુખ્ય પ્રાંતોમાં મહાસભાને બહુમતિ મળી. તા. ૩ જી જુલાઈ ૧૯૩૭ ના રોજ આઠ પ્રાંતોમાં મહાસભાના સભ્યોએ

પ્રધાન મંડળ રચ્યાં. દારૂના દૈત્યનો નાશ કરવા જબ્બર ચળવળ ઉપાડી, ખેડૂતો ઉપરનો કરજનો ભાર ઉતારવા કાયદાઓ કર્યાં, શિક્ષણના વિકાસ માટે હજારો નવી શાળાઓ ખોલાઇ. પરંતુ બંધારણ એમનાથી તોડી શકાયું નહિ. ૧૯૩૬–૩૭ માં પંડિત જવાહરલાલ નહેરુ મહાસભાના પ્રમુખપદે હતા. ૧૯૩૮ થી શ્રી. સુભાષચંદ્ર બોઝની પ્રવૃતિઓ વિકાસ પામી. તેઓ અનોખી શક્તિ ધરાવતા હતા. તેઓએ દેશને ખાતર ખુબ જ સહન કર્યું હતું. તેઓ સનંદી નોકરીની પરિક્ષામાં બેઠા હતા પછી કલકત્તા કોરપોરેશનના મુખ્ય કારોબારી અધિકારી હતા. ૧૯૩૨ માં તેઓ કારાગૃહમાં સરકારી મહેમાન બન્યા. ૧૯૩૭ માં તેમને યુરોપ તરફ જવાની છૂટ મળી. ત્યાંની તેમની પ્રવૃત્તિઓ બ્રિટિશ સરકારને જોખમકારક લાગી. ૧૯૩૬ માં સુભાષબાબુ હિંદ આવ્યા, એમને ફરી કારાગૃહમાં મોકલ્યા. ૧૯૩૬ માં ફરી તેમને છોડવામાં આવ્યા: ૧૯૩૯ માં તેમણે રાષ્ટ્રિય મહાસભાના પ્રમુખ તરીકે ગાંધીજીની વિરૂદ્ધ થઈ ઉમેદવારી કરી. ૨૦૦ મતની બહુમતિએ તેઓ સફળ થયા. ૧૯૩૯ માં તેઓ ત્રિપુરીની બેઠકમાં પ્રમુખ થયા પરંતુ એ વેળા તેમનું સ્વાસ્થ્ય સારૂં નહોતું.

તા. ૨૯ મે ૧૯૩૯ ના શ્રી. સુભાષબાબુએ મહાસભાના પ્રમુખ તરીકે રાજીનામું આપી, ફોરવર્ડ બ્લોકની સ્થાપના કરી પરંતુ તેમને વિકાસનું વાતાવરણ સાંપડયું નહિ. મહાત્મા ગાંધીજીએ એ સમયે ' રાજકોટ 'માં ઉપવાસ આદર્યાં. દેશી રાજ્યો પોતાની પ્રજાને કંઇ બંધારણિય સુધારા આપે તો વિરોધ નહિ કરવાની નીતિ સરકારે જાહેર કરી.

૧૯૩૮ થી મુસ્લિમ લીગની પ્રવૃત્તિઓ વેગવાન બની. મહાસભાને થોડા જ આઝાદ મુસ્લિમ નેતાઓ મળ્યા. આથી રાષ્ટ્રિય-પ્રધાનમંડળોમાં ૩૦ હિંદુ પ્રધાનો અને ૬ મુસ્લિમ

પ્રધાનો નીમી શકાયા. મહાસભાની વ્યવસ્થાપક સભાના સભ્યો પ્રધાનો બન્યા નહિ. બ્રિટિશ સરકારની નીતિ કોમી ભેદભાવને આડકતરી રીતે ઉત્તેજન આપવાની હતી. મી. ઝીણા અને પંડિત જવાહરલાલ વચ્ચે કેટલોક પત્રવ્યવહાર ચાલ્યો. પરિણામ શૂન્યમાં આવ્યું. મુસ્લિમ હિતોનો સરકારી મીઠી નજર નીચે મિ. ઝીણાએ વિકાસ સાધ્યો. મહાસભાનો ખુબ વિરોધ કર્યો.

૧૯૩૯ ના સપ્ટેમ્બરની ૩ જી તારીખે મહાયુદ્ધ શરૂ થયું. જર્મનીએ મોટી તૈયારીઓ કરી હતી એટલે યુરોપમાં મોટા વિજયો મેળવ્યા. બ્રિટન લાચાર બન્યું. તા. ૨૨ મી જુન ૧૯૪૧ ના રોજ જર્મનોએ યુરોપના ઘણાં ખરાં રાજ્યો જીતી લઇ, રશિયા ઉપર આક્રમણ કર્યું. રશિયનોને મોટા પરાજયો આપ્યા તે પહેલાં ૧૯૩૭ માં જાપાને ચીન સાથે લડાઇ શરૂ કરી હતી. ૧૯૪૧ ની ૭ મી ડીસેમ્બરે જાપાને, અમેરિકા–બ્રિટન સામે યુદ્ધ જાહેર કર્યું અને મોટા વિશાળ પ્રદેશો જીતી લીધા. ૧૯૪૪ થી જર્મનો અને જાપાનીઓની પીછેહઠ શરૂ થઇ. હિંદને બ્રિટિશ સરકારે યુદ્ધમાં ભાગીદાર બનાવ્યું. મહાસભાના પ્રધાન-મંડળોએ યુદ્ધ–કાર્યમાં સહકાર ન આપવાની નીતિ અનુસાર રાજીનામા આપી દીધાં. મહાત્મા ગાંધીજીએ પોતાના રાજ્યદ્વારી વારસ તરીકે પંડિત જવાહરલાલ નેહરુને જાહેર કર્યાં. મહા-સભાની નીતિ અહિંસાની હોવાથી યુદ્ધમાં ભાગ લેવાની ના પાડી, પરંતુ એ નીતિ જર્મની–જાપાન જેવાં ફેસીસ્ટ રાજ્યોને સહકાર આપવાની તદ્દન વિરુદ્ધ હતી. માર્શલ ચાંગ–કાઇ–શેક તેમનાં પત્ની સાથે હિંદમાં આવ્યા. પંડિતજી સાથે એમણે ખુબ મૈત્રી દેખાડી, હિંદની આઝાદી તરફ શ્રદ્ધા બતાવી.

મુસ્લિમ લીગ તરફથી મિ. ઝીણાએ પાકીસ્તાનનો ફતવો બહાર પાડયો. પંજાબ, સિંધ, સરહદ પ્રાંત, બંગાળ અને

આસામમાં મુસ્લિમોની બહુમતિ છે એટલે એમને માટે અલગ મુસ્લિમ રાજ્ય સ્થાપવું જોઇએ એવું જાહેર કર્યું. દેશમાં આથી ખુબ ઉહાપોહ થઇ. હિંદમાં કુલ ૨૫ લાખ માણસોની સૈન્યો માટે ભરતી થઇ. બ્રહ્મદેશ અને મલાયાથી લાખો હિંદીઓ અનેક મુશીબતો સહન કરી હિંદમાં પાછા આવ્યા.

માર્ચ ૧૯૪૨ માં સર સ્ટેફર્ડ ક્રીપ્સ બ્રિટિશ પ્રધાન-મંડળ તરફથી યુદ્ધમાં હિંદનો સહકાર મેળવવા કેટલીક નવી દરખાસ્તો લાવ્યા. તેઓ પંડિત જવાહરલાલના મિત્ર હતા. એમની દરખાસ્તોમાં યુદ્ધ પછી હિંદને સંસ્થાનિક દરજ્જો આપવાની વાત હતી. હિન્દે પોતાને અનુકૂળ આવે એવી શાસનપદ્ધતિ ઘડી કાઢવી તેમાં લઘુમતિઓને અને બ્રિટિશ હિતોને રક્ષણ આપવાની શરત હતી. હિંદના સંયુક્ત શાસનમાં દેશી રાજવીઓ પણ જોડાય એ માટે એમની સાથે નવી સંધીઓ કરવાની ઇચ્છા પણ દેખાડાઇ હતી. નવું બંધારણ હિંદીઓએ જ ઘડવાનું હતું. એ અમલમાં આવે ત્યાં સુધી હિંદના શાસનની વ્યવસ્થા અંગ્રેજોના હાથમાં જ રહે. માત્ર વાયસરોયની કારોબારીમાં હિંદીત્વ વધારવામાં આવે. પરદેશ યુદ્ધનાં ખાતાં બ્રિટિશ પ્રતિનિધિઓના હાથમાં રહે. તેમાં પણ યુદ્ધખાતું સંપૂર્ણ રીતે યુદ્ધ સેનાપતિના હાથમાં રહે. આના બદલામાં આ યુદ્ધમાં હિંદીઓએ સંપૂર્ણ સહકાર આપવો.

મહાસભા તરફથી એ વખતના રાષ્ટ્રપતિ મૌલાના અબુલ કલામ આઝાદ અને પંડિત નહેરુએ આ દરખાસ્તોમાં સુધારો માગ્યો. ખાસ કરીને સૈન્ય ઉપર કાબુ માગ્યો. સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સે તે આપવા ના પાડી. મુસ્લિમ લીગે પણ આ દરખાસ્તો સ્વીકારી નહિ. કારણ કે એમાં પાકિસ્તાનનો ઉલ્લેખજ નહોતો. માત્ર જે પ્રાંત ફેડરેશનથી અલગ રહેવા માગે તેને રહેવા દેવાની તેમાં જોગવાઇ હતી. ઉદ્દામવાદી લીબરલો, અને બીજા કોઈપણ

પક્ષે ક્રિપ્સ દરખાસ્તો પસંદ કરી નહિ. સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સ વિલાયત પાછા ફર્યા. ત્યાં એમણે વિમાની ખાતાનો અધિકાર સ્વીકાર્યો.

સરકારે દમનનીતિ ગ્રહણ કરવાની શરૂઆત કરી. ૨૮ એપ્રિલનો ઠરાવ ગેરકાયદેસર થયો. તા. ૮ ઓગસ્ટના દિને મહાસભાએ Quit India "હિંદ છોડો"નો ઠરાવ પસાર કર્યો. આથી મહાસભા અને ફોરવર્ડબ્લોક બન્ને સંસ્થાઓ ગેર-કાયદેસર જાહેર કરાઇ. સરકારી દમનનીતિ જોસબંધ ચાલુ થઇ. જુલાઇ ૧૯૪૨ ના શ્રી. ભૂલાભાઇ દેસાઇ અને રાજગોપાલાચારીએ કારોબારી સમિતિમાંથી રાજીનામાં આપ્યાં. સત્યાગ્રહ શરૂ થયો. જુલાઇ ૧૯૪૨ માં વાયસરોયે પોતાની કારોબારી સભાનો વિકાસ કરી નવા હિંદી સભ્યો નીમ્યા. ગૃહખાતું, નાણાંખાતું અને સૈનિક-ખાતું એ ત્રણ અંગ્રેજોના હાથમાં રાખ્યાં. ૧૯૪૨ ના ઑગસ્ટમાં મહાત્મા ગાંધીજી, મૌલાના આઝાદ, સરદાર પટેલ, પં. જવાહરલાલ



બે સાથીદારો

નહેરુ, સરોજીની નાયડુ અને રાષ્ટ્ર સભાની વ્યવસ્થાપક સમિતિનાં બીજા સભ્યોને કારાગ્રહમાં પૂરવામાં આવ્યા. હજારો મહાસભાવાદીઓની ધરપકડ થઇ. પ્રજાના તોફાની તત્વે ખુબ ભાંગફોડ અને સરકારી મિલકતોને નુકશાન કરવાના પ્રયત્નો કર્યા. સરકારે તે માટે મહાસભાને ગુન્હેગાર ઠરાવી.

યુદ્ધ લાંબું ચાલ્યું. હિંદનો વેપાર બંધ થઈ ગયો. વેપાર ઉપર સરકારી નિયંત્રણ થયું. રેલ્વેઓ પણ યુદ્ધકાર્યમાં વપરાઈ. ચોપાસ સરકારી નિયંત્રણો, ભાવબંધી અને માપબંધીઓની શરૂઆત થઈ. આયાત અને નિકાશની વસ્તુઓના ભાવો ગગનમાં ચઢયા, આસામ પર જાપાનીઓએ ચઢાઇ કરી. આથી હિંદને એ મોરચે મોટું લશ્કર મોકલવું પડયુ. અમેરિકન અને બ્રિટિશ લશ્કરો મોટા પ્રમાણમાં હિંદમાં લડવા આવ્યાં. યુદ્ધને લીધે હિંદમાં ખુબ અવ્યવસ્થા ફેલાઇ અને વસ્તુઓના ભાવ ત્રણથી પંદર ગણા વધી ગયા; બંગાલમાં અનાજનો પાક ઓછો થયો. સરકારી ગેરવ્યવસ્થાને લીધે ખોરાકની સરખી વહેંચણી થઇ નહિ. વેપારીઓએ કાળાં બજારો ઉભાં કર્યાં. સૈનિકો માટે અનાજની મોટી નિકાશ કરવામાં આવી. આ સર્વે કારણોને લીધે બંગાળની જનતાને દુકાળના દૈત્યે ઘેરી લીધી. દરરોજ હજારો લોકો મૃત્યુના મુખમાં જવા માંડયાં. કુલ ૩૫ લાખ માણસો આ કારમા ભુખમરામાં માર્યા ગયા હોવાનું જણાયું છે. એક કરોડ માણસો મેલેરીયા અને એવા અન્ય રોગોને લીધે અશક્ત અને દુર્બળ બન્યા. ત્રાવણકોરમાં પણ એવી સ્થિતિ ઉભી થઈ

હિંદનું અર્થશાસ્ત્ર ગુંચવાયું. હિંદના સૈન્યનો વાર્ષિક ખર્ચ ૫૦ કરોડ જેટલો હતો તે ચાર અબજ સુધી પહોંચ્યો. નવા કરવેરાનો ભયંકર બોજો હિન્દની પ્રજા પર લદાયો. વેપારીઓ, દુકાનદારો અને ઉદ્યોગપતિઓએ ખુબ કમાણી કરી પરંતુ મધ્યમવર્ગમાં અને નિર્ધનવર્ગમાં વધારે ગરિબાઇ આવી. સરકારે યુદ્ધ

ચલાવવા મોટા પ્રમાણમાં નાણાં વ્યાજે મેળવ્યાં. નાણાંના ચલણનો જબરો ફુગાવો થયો. પોણા બે અબજ રૂપિયાની કિંમતની ચલણની નોટો ૧૯૩૯ના સપ્ટેંબરમાં ચલણમાં હતી, તે વધીને બાર અબજ જેટલી થઇ ગઈ. બ્રિટિશ સરકાર માટે હિંદી સરકારે હિંદમાંથી યુદ્ધને માટે વસ્તુઓ નોટો આપી ખરીદ કરી. બ્રિટિશ સરકાર એ નાણું સોનામાં કે બીજી રીતે આપી શકી નહિ. આથી બ્રિટિશ સરકાર ઉપર લગભગ ૧૬ અબજ રૂપિયા હિંદી સરકારના નીકળે છે. બ્રિટિશ સરકાર આર્થિક ભીડમાં છે આથી હિંદનાં લેણાં નાણાં પાછાં આપતી નથી. વાટાઘાટો માટે હિંદીઓની એક સમિતિ વિલાયત જશે. ઘણાં વર્ષો (લગભગ ૫૦) એ હિંદને નાણાં મળે એવી વ્યવસ્થા કરાશે. હિંદમાં ચલણનાં ફુગાવાને લીધે નાણાંની કિંમત ઘટી છે અને વસ્તુઓની કિંમત ખુબ વધી છે. એક રૂપિયાની કિંમત અત્યારે પાંચ છ આના જેટલી જ છે.

૧૯૪૩-૪૪ ના ભયંકર દુકાળ પછી હિંદમાં ખોરાકીની અછત રહી છે. રાજદ્વારી ચળવળો યુદ્ધ દરમિયાન શીથીલતા પામી હતી. મહાસભાવાદીઓ કારાગૃહમાં પુરાયા હતા. પ્રાંતોમાં પ્રજાકીય શાસનને દૂર કરી તેને બદલે ગવર્નર રાજ્યો શરૂ થયાં હતાં. બંગાળમાં જાપાનીઓએ (ખાસ કરીને કલકત્તામાં) બોમ્બમારો કરી કેટલુંક નુકશાન કર્યું. આસામનો કેટલોક પ્રદેશ કબ્જે કર્યો; પણ ૧૯૪૪ ના અંતમાં પીછેહઠ કરી. સાથી સૈન્યોએ એમને હિંદમાંથી હાંકી કાઢયા. જર્મનોને, રશિયનોએ રશિયામાંથી હરાવી હઠાવ્યા. અંગ્રેજો અને અમેરિકનોએ આફ્રિકામાંથી જર્મનોને પીછેહઠ કરાવી, ઇટલીમાંથી જર્મનોને પોતાનાં ગાંસડા પોટલાં ઉપાડવાં પડયાં. અંગ્રેજ-અમેરિકનોએ ફ્રાન્સ ઉપર આક્રમણ કરી ત્યાંથી જર્મનોને જર્મનીમાં ધકેલ્યા. રશિયનોએ પૂર્વ પ્રશિયા, પોલાંડ, ઑસ્ટ્રીયા, ઝેકોસ્લોવેકીઆમાં જર્મનોનો પરાજય કરી

જર્મનોને પીછેહઠ કરાવી. છેવટે ૧૯૪૫ ના મે માસમાં હિટલરે આત્મહત્યા કરી એમ કહેવાય છે. જર્મની એ સમયમાં જ શરણે આવ્યું.

જર્મનીનો પ્રદેશ સાથી રાજ્યોએ કબ્જે કર્યો, રશિયા, અમેરિકા, ફ્રાંસ અને બ્રિટન એ ચાર રાજ્યોએ ચાર ભાગલા કરી જર્મનીનો કબ્જો લીધો છે. એમનામાં કુસંપ હોવાથી જર્મનીનું શાસન જુદુ જુદુ થઇ રહ્યું છે. યુરોપનો રાજકીય મામલો અસ્થિર છે. જર્મની અને બીજા દેશોમાં ખેતી થઈ શકી નથી તેથી ખોરાકની ખુબ અછત છે. યુરોપમાં બેકારી મોટા પ્રમાણમાં છે. મોટું યુદ્ધ પુરૂં થયું પણ મહારાજ્યોમાં એકમતી અને એકદીલી નહિ હોવાથી યુરોપમાં સુલેહના કરારો થઇ શકયા નથી. ત્યાં ખુબ અશાંતિ, ઝેરવેર, બેકારી, રાજકીય પક્ષોની સાઠમારી, ભૂખમરો, ચિંતા, લૂંટફાટ, લાખો માણસોનું બીજા દેશોમાં રખડવું વગેરે સંકટો અને હાડમારીઓની પરંપરા ત્યાં ચાલુ છે. ભયંકર મોંઘવારી પણ ચાલુ છે. ત્રીજા વિશ્વયુદ્ધના ભણકારા વાગે છે. આ વિશ્વયુદ્ધથી લોકોનાં અને રાજ્યદ્વારીઓનાં હૃદયો શાંત પણ પડયા નથી અને પરસ્પર અવિશ્વાસના વાદળ ઘેરાય છે.

જાપાન પણ થાકયું હતું. અમેરીકનોએ એટમ-બોમ્બની શોધ કરી. એક મુઠી જેવડા બોંબમાં સૂર્યની અખંડ શક્તિ વિજ્ઞાન દ્વારા ઉત્પન્ન કરી. આ બોંબ જાપાનના હીરોશીમા અને નાગાસાકી બંદરો અને શહેરો ઉપર છોડયા. એ ત્રણ બોંબોએ મોટો ઉલ્કાપાત મચાવી લાખો લોકોનો ભોગ લીધો. શહેરોને ખંડેર બનાવ્યા. જાપાનને શરણે આવવાની ફરજ પડી. અમેરિકનોએ જાપાનનો કબજો લીધો છે. તેમાં અંગ્રેજો, રશિયા અને ચીનાઓએ સહેજ અવકાશ આપ્યો છે. ફેસીસ્ટ સર્વે રાજ્યોનો વિનાશ અને પતન થયું છે, પરંતુ શાંતિ અને વિશ્વાસનો સદંતર

અભાવ છે. જાપાન અને જર્મની બન્ને પડી ભાંગ્યાં. ફેસીઝમનો સંપૂર્ણ પરાભવ થયો. રશિયા હજારો ઘાવોથી ઘવાઇ ગયું છતાં આજે વધારે બળવાન બન્યું છે. એના સામ્યવાદ અને બ્રિટનના શાહીવાદ વચ્ચે ભારે રાગદ્વેષ ચાલે છે. જગતમાં અશાંતિ, ઇર્ષા અને અદેખાઇનું સામ્રાજ્ય જામ્યું છે. જગતમાં સમાધાન માટે જુના પ્રજાસંઘની નવી આવૃત્તિ રૂપે પર રાજ્યોનું મહા સંમેલન બે ત્રણ વખત મળી ગયું છે. પરંતુ હૃદયનો મેળ નહિ હોવાથી એનાં મીઠાં ફળો સાંપડયાં નથી.

હિંદમાં દુષ્કાળની સૌથી મોટી આફત ઝઝુમી રહી છે. મદ્રાસ, બંગાળ, બિહાર અને મુંબઇમાં ચોમાસું નિષ્ફળ નિવડયું છે. વાવાઝોડાં અને રેલોએ પણ હિંદના કેટલાક ભાગોમાં અનાજની નુકશાની કરી છે. હિંદમાં ૪૦ લાખ ટન બહારના અનાજની જરૂર પડશે. તે નહિ મળે તો હિંદમાં કારમો દુષ્કાળ લાખો માણસોનો ભોગ લેશે. વૉશીંગ્ટન ખાતેના જગતની શંકા નિવારણ સમિતી પાસેથી અનાજની મદદ મેળવવા હિંદથી એક પ્રતિનિધિ મંડળ ગયું છે. હિંદના લોકો માટે અત્યારે કટોકટીનો વખત છે. સરકારે ખોરાકીની વહેંચણી અને સંગ્રહની સઘળી વ્યવસ્થા પોતાના હાથમાં લીધી છે.

હિંદમાં ઔદ્યોગીક, ખેતીવાડી, રસ્તાઓ, આરોગ્ય, શિક્ષણ, રેલ્વે વગેરેના વિકાસ માટે અબજો રૂપિયાની યોજનાઓ ઘડાઇ છે. પરંતુ એ યોજનાઓ માટે જરૂરનાં યંત્રો બ્રિટન પાસેથી મળતાં નથી. કારણ કે બ્રિટન પાસે ઔદ્યોગિક વિકાસ માટે પૂરતાં નાણાં અને સાધનો નથી. અમેરિકા પાસે એ યંત્રો છે, પરંતુ હિંદ પાસે એ મંગાવવા ડોલરનું હુંડીયામણ નથી.

અમેરિકામાં હડતાલો ભારે જોસથી ચાલી રહી છે એ પણ એક વિઘ્ન છે.

હિંદમાં દુકાળના પડછાયા ચાલુ છે. રાજકીય અશાંતિ પણ પુરતા જોસમાં ચાલુ છે. કેવી જાતનું અને કઈ રીતનું 'પાકીસ્તાન' મુસ્લિમ લીગને જોઈએ છે તે મુસ્લિમ લીગે જણાવ્યું નથી. એની ચોખવટ મુસ્લિમ લીગ કરી શકે તેમ નથી છતાં મુસ્લિમ લીગ એ ઢોલ વધારેને વધારે જોસથી વગાડયે જાય છે. મહાસભાએ એનો ખુલ્લો વિરોધ કર્યો છે. ૧૯૪૫ની આખરમાં મહાસભાના ઘણા ખરા સભ્યોને કેદ-મૂકત કરવામાં આવ્યા છે. દુકાળને લીધે મહાસભાનું અધિવેશન ૧૯૪૬ની આખરમાં મળ્યું. ચોપાસ અશાંતિ અને દેશ ભકિતના પ્રવાહો વહે છે. મહાસભા હિંદુઓની મુખ્ય રાજકીય સંસ્થા બની છે. મુસ્લિમ લીગને પણ મુસ્લિમોએ ટેકો આપ્યો છે. આઝાદ મુસ્લિમો, ખાકસારોનું બળ ઘટયું છે. શિયા મુસ્લિમો પણ પાણી દેખાડી શકતા નથી.

આ વિશ્વયુદ્ધ પછી બ્રિટન ખુબ નબળું પડ્યું છે. ચોપાસ એની તકલીફો વધી છે. એ મોટું કરજવાન બની ગયું છે. દેશમાં હડતાલો પુર જોસમાં ચાલુ છે. ૧૯૪૫ની આખરમાં અને ૧૯૪૬ની શરૂઆતમાં ત્યાં મજુર પ્રધાનમંડળ સત્તામાં આવ્યું છે. દેશમાં લાખો ઘરો બાંધવા, લાખો માણસોને કામ આપવાં, ૫૦ લાખ સૈનિકોને વિખેરી એમના કામ ધંધા માટે યોગ્ય યોજના ઘડવી, દેશને માટે ખોરાકીનો બંદોબસ્ત કરવો, રેલ્વે, ખાણો વગેરેને પ્રજાકીય સંસ્થાઓ બનાવવી, બેકારી નિવારવી, શિક્ષણનો વિકાસ કરવો, કારખાનાંઓને યુદ્ધના શસ્ત્રો

બનાવતાં અટકાવી પાકી વસ્તુઓ બનાવવાના કામે લગાડવાં, દેશના લોકોને માટે પરદેશોથી ખોરાકી મંગાવી સરખી વહેંચણી કરવી, એવા એવા દેશના અનેક આંતરિક પ્રશ્નોનું નિવારણ કરવાનું કાર્ય મજુર સરકાર સામે પડયું છે. એમાં એમની શક્તિ મોટા પ્રમાણમાં રોકાઇ ગઇ છે. આ સિવાય બ્રિટનને પરદેશો સાથેના સંબંધોના મોટા કઠીન સવાલો,ભારે મૂંઝવણમાં નાંખી રહ્યા છે. બ્રિટનની આવી દુર્દશા ભૂતકાળમાં કયારે પણ થઈ નહોતી. યુદ્ધમાં વિજય તો મળ્યો છે પણ તે બહુ મોંઘો પડી ગયો છે.

હિંદમાં એવડી મડાગાંઠ છે. બ્રિટન પાસે એક અવાજે હિંદ સ્વતંત્રતા માગી રહ્યું છે. બ્રિટને પણ જાહેર કર્યું છે કે તમારી સાથે સંધિ કરી તમને સ્વતંત્રતા આપશું. હિંદે પોતાને અનુકુળ આવે એવું બંધારણ ઘડી લેવાનું છે. એક મડાગાંઠને માટે મહાસભા પ્રયત્નો છેલ્લા ૬૦ વરસો થયાં કરે છે તે કદાચ છુટશે. એમાં પણ હજી કેટલીક તકલીફો છે. કારણ કે બ્રિટન, વચ્ચે અનેક ફાંસલાઓ ઉભાં કરવાની શક્તિ અને મુત્સદ્દીગીરી ધરાવે છે. એનો ઉપયોગ ક્યારેક થયા કરે છે.

હિંદની બીજી મડાગાંઠ મુસ્લિમોની પાકિસ્તાનની માંગણી છે. મી. જીન્નાએ મુસ્લિમ લીગનું સમગ્ર બળ બહુજ યુક્તિપૂર્વક આ પાકિસ્તાનની માંગણી પાછળ મૂક્યું છે. પાકિસ્તાન એ શું છે તેની વ્યાખ્યા મી. જીન્ના કરતા નથી. પાકિસ્તાનના પાંચે પ્રાંતોમાં કેટલાક જીલ્લાઓમાં હિંદુઓની બહુમતિ છે. મુસ્લિમ બહુમતિ પંજાબ અને બંગાળમાં ચારપાંચ ટકા જ છે. આથી પાકિસ્તાનનો પ્રશ્ન ભારે ગુંચવાડા ભરેલો છે. નવ કરોડ મુસ્લિમોમાંથી શીઆ મુસ્લિમો લગભગ ૧।। કરોડ છે તે સર્વે પાકિસ્તાનથી વિરૂદ્ધ છે. યુદ્ધ સમયના હિંદી વજીરની નીતિથી હિંદમાં મડાગાંઠે જોસ પકડ્યું છે. હિંદની અંદર ભેદનીતિથી



જવાહર, પત્ની કમળા અને પુત્રી ઇંદિરા સાથે



મહાસભાવાદી જવાહર (૧૯૨૧)

સ્વતંત્રતાને આવતી અટકાવવાની એ રાજ્યનીતિ સૌને માટે નુકસાનકારક છે.

રાષ્ટ્રીય મહાસભાના મોવડીઓ છુટયા પછી હિંદનું રાજકીય વાતાવરણ પાછું ઉગ્ર બન્યું છે. હવે યુદ્ધ પણ પુરૂં થવાથી હિંદની સ્વતંત્રતા મેળવવાના પ્રયત્નો ફરી પ્રગતિશીલ થયા છે. નવા વાઈસિરોય લોર્ડ વેવલે એક વખત વિલાયત જઈ પ્રધાનમંડળ સાથે વાટાઘાટ કરીને જાહેરાતો કરી હતી. ક્રિપ્સ દરખાસ્તોથી એ જાહેરાતો આગળ વધી નથી. હિંદે એને સન્માન આપ્યું નથી. એનો એકજ સ્વર નીકળતો હતો કે હિંદુ-મુસ્લિમો અંદર અંદર સમજી આવો એટલે સ્વતંત્રતા મળશે. હિંદુ-મુસ્લિમો વચ્ચે પાકિસ્તાનની મડાગાંઠ કોઈ રીતે છુટે તેમ નહોતી. એ તરત છુટે તેમાં ટોરી હિતોને ફાયદો પણ નહોતો એટલે આખો સવાલ અદ્ધર લટકતો હતો. હિંદુ-મુસ્લિમ મડાગાંઠ છોડવા મહાસભા પક્ષના મધ્યસ્થ ધારાસભા પક્ષના મોવડી શ્રી. ભુલાભાઈ દેશાઈએ મુસ્લિમ લીગના ધારાસભાના નેતા નવાબજાદા લીયાકતઅલીખાન સાથે ખાનગી કરારો કર્યા. તેમાં મધ્યસ્થ ધારાસભામાં હિંદુ-મુસ્લિમોને સમાન સભ્યો ૫૦-૫૦ ટકા ચૂંટવાનો હક્ક મળે એવી વાત સ્વીકારાઈ હતી, પણ મી. જીન્નાએ એ સ્વીકાર્યાં નહિ.

વિલાયતમાં વિશ્વયુદ્ધને અંતે નવી ચુંટણી થઈ. બ્રિટિશ પ્રજાએ ખૂબ મોટી બહુમતિથી મજુર પક્ષને વિજય આપ્યો. ટોરી પક્ષનું બળ તુટી પડયું. મજુર પક્ષનું પ્રધાનમંડળ રચાયું. તેમાં લોર્ડ પેથિક લોરેન્સ હિંદી વજીર નિમાયા. તેઓ હિંદની સ્વતંત્રતાના મિત્ર છે. એમણે લોર્ડ વેવલને મંત્રણા માટે ફરી વિલાયત બોલાવ્યા. વિલાયતથી પાછા ફરી આવ્યા બાદ લોર્ડ વેવલે ફરી હિંદી આગેવાનો સાથે

મસલતો કરી. સિમલા ખાતે નેતાઓની પરિષદ બોલાવી. હિંદીઓને મધ્યસ્થ સરકારની કારોબારી સભાના સર્વે ખાતાઓ સોંપી દેવા વાઈસરોયે તૈયારી બતાવી. ધારાસભાના હિંદુ–મુસ્લીમોના સભ્યો સરખા પ્રમાણમાં ચુંટાય, બ્રિટીશ સરકાર હિંદમાં પોતાનો અલગ પ્રતિનિધિ નીમે, હિંદ સાથે સંધિના કરારો બ્રિટન કરે. હિંદના પ્રતિનિધિઓ પોતે ભેગા થઈ પોતાનું રાજ્યબંધારણ ઘડી કાઢે વગેરે જાહેરાતો કરી એ પ્રમાણે સ્વીકાર કરવા જણાવ્યું.

મહાત્મા ગાંધીજીએ મહાસભાના સલાહકાર તરીકે જણાવ્યું કે મહાસભાના અધ્યક્ષપદે મૌલાના આઝાદ છે. પોતે માત્ર સલાહકાર છે. એમ કહીને મહાસભાની વતી મૌલાનાને આગળ ધર્યાં. વાઇસરોયે આગેવાનોને બોલાવી પોતાની યોજના સમજાવી. સીમલામાં પરિષદ મેળવી સમાધાન કરવા ઇચ્છા બતાવી. મી. જીન્નાએ પોતાની માંગણીઓ વિસ્તૃત કરી. માત્ર હિંદુ સભ્યો સરખું મુસ્લિમોને પ્રતિનિધિત્વ મળે એટલું પૂરતું નથી પણ હિંદુઓ અને બીજી સર્વે લઘુમતિઓ મળીને જેટલા સભ્યો હોય તેટલાજ મુસ્લિમ સભ્યો હોય તોજ સમાધાન કરવા જણાવ્યું. લઘુમતિઓ સર્વે હિંદુઓની મહાસભા સાથે મળી ગઇ છે. એટલે એ સર્વે જેટલુંજ મુસ્લિમોને પ્રતિનિધિત્વ મળે તોજ મુસ્લિમોના હક્કો સચવાય એવી દલીલ કરી. વોઇસરોયે મી. જીન્નાને બે ત્રણ વખત વાતચીત માટે બોલાવ્યા પણ સમાધાન થયું નહિ. સિમલા પરિષદ નિષ્ફળ ગઇ. તે પહેલા મહાત્મા ગાંધીજીએ પણ મી. જીન્નાને ત્યાં જઇ ઘણા લાંબા સમય સુધી વાતચીતો કરી. પરંતુ કોઇ ચોખવટ થઇ નહોતી. મડાગાંઠ મજબુત બની ગઈ.

સર તેજબહાદુર સપ્રુએ હિંદના મોટા નેતાઓની પરિષદ ભરીને હિંદનું બંધારણ ઘડવાના મનોરથ સેવ્યા. સર્વે પક્ષોએ

સહકાર આપ્યો પરંતુ મી. ઝીન્હાએ ભાગ લેવા ના પાડી. સર તેજબહાદુર અને તેના મિત્રોએ પરિષદ ભરી સપ્રુ રિપોર્ટ ઘડી કાઢયો. તેમાં મુસ્લિમોને હિંદુઓ જેટલું પ્રતિનિધિત્વ આપવું. હિંદના ભાગલા પાડવા નહિં. વિગેરે ભલામણો કરી.

એક પક્ષની જીદથી હિંદનું બંધારણ અને સ્વતંત્રતાનો પ્રશ્ન મુલતવી રહે એ વાત વિલાયતમાં સમજુ વર્ગને યોગ્ય લાગી નહિ. આ મડાગાંઠનો કોઈપણ રીતે છૂટકો થાવાની જરૂર જણાઇ. મહાસભા પક્ષનું કહેવું હતું કે અંગ્રેજો ચાલી જાય. અમે અમારૂં ફુટી લેશું. પરસ્પર સમજી લેશું આ સર્વે વિચારો પ્રધાન મંડળે કર્યાં. એમણે જાહેરાત કરાવી કે નવી ચૂંટણી કરાવવી. ધારાસભાઓની યુદ્ધને લીધે ૧૦ વરસો સુધી થઈ શકી નથી. મધ્યસ્થ ધારાસભાના સભ્યોને બંધારણ કમિટિમાં સ્થાન આપવું નહિ પરંતુ પ્રાંતોની ધારાસભામાં નવા ચૂંટાયલા સભ્યોની પરિષદને હિંદના નવા બંધારણનું કામ સોંપવું. રાજા સાહેબોને પણ બોલાવીને અખિલ હિંદના ફેડરેશનનું બંધારણ બાંધવાની જાહેરાત કરી તરત નવી ચૂંટણી માટે ગોઠવણો કરવા જણાવ્યું. બ્રિટિસ સરકાર સમય લંબાવવા માંગતી નથી એમ પણ જણાવ્યું.

૧૯૪૬માં વળી રાજકીય લડતમાં એક નવો ફણગો ફૂટયો. ૧૯૪૨ની સાલમાં વીર સુભાષ બાબુ હિંદમાંથી અદ્રશ્ય થઇ ગયા હતા. સરકારની મજબુત ચોકીઓમાંથી છટકીને સુભાષ બાબુ અફઘાનીસ્તાન ગયા. એવી ચતુરાઈથી છૂપા વેશમાં નાસી છુટયા કે સરકાર એમને પકડી શકી નહી. કાબુલથી તેઓ વિમાનમાં જર્મની ગયા. હિટલરનાં નાઝીઓએ એમને માન આપ્યું. જર્મનીમાં હિંદીઓની સ્વતંત્રતા મેળવવાની આકાંક્ષાને વધારે પુષ્ટિ મળે તેવાં સાધનો નહોતા. આથી એઓ જાપાન આવ્યા. ત્યાંની સૈનિક સરકારની સૂચનાથી શ્રી સુભાષબાબુ સીંગાપુર આવ્યાં. સીંગાપુરના અંગ્રેજ

જનરલ પરાજીત થઈ પોતાના સૈન્યને જાપાનીઓને શરણે આપ્યું પોતાનું ફોડી ખાવા કહ્યું ૭૦૦૦૦ હિંદી સૌનિકો જાપાનીઓને શરણે ગયા. જાપાનીઝો આ સૈનિકોનો ઉપયોગ કરવા ચાહતા હતા. એ માટે એમણે સુભાષબાબુને તેડાવ્યા હતા.

આ સૌનિકોને શ્રી. સુભાષે આઝાદ હિંદની સેનામાં જોડાવા વિનંતી કરી. તમે જાપાન માટે કે એના શાહીવાદ માટે લડો નહિ પણ હિંદની આઝાદી માટે લડો. હું તમને હિંદની આઝાદી આપાવીશ. એ રીતે ૨૦૦૦૦ સૌનિકો એમની આઝાદ સેનામાં જોડાયાં. પછી બ્રહ્મદેશમાં પણ જાપાનીઝનાં હાથમાં સપડાયલા ઘણા હિંદી સૈનિકો આઝાદ ફોજમાં ભરતી થયા. સુભાષ બાબુ શ્રેષ્ઠ વ્યવસ્થાકાર હતા. એમણે જાપાનીઝનાં આદર્શને પકડયો હતો, હિંદની સ્વતંત્રતા મેળવવા "ચલો દિલ્હી" એ એમનું સૂત્ર હતું. જાપાનીઝ સેનાધ્યક્ષ કે સેનાની આજ્ઞાઓ કે નિયમન સુભાઝબાબુ માનતા નહોતા. હિંદની આઝાદ સેનાને તેઓ એક સ્વતંત્ર સૈન્ય ગણતા હતા. અંગ્રેજોના સૈન્યની સામે એમની લડત હિંદની આઝાદી મેળવવા માટેની હતી. પોતાની સેનાને લઇ સુભાષબાબુ બ્રહ્મદેશમાં આવ્યા. હિંદી-લોકોએ સંપત્તિ અને સાધનોનો એમની સામે ઢગલો કર્યો. બ્રહ્મ-દેશમાં આ આઝાદ સેનાએ પોતાનું સ્વતંત્ર વર્ચસ્વ સ્થાપ્યું. હજારો હિંદીઓને બ્રહ્મદેશવાસીઓના જુલ્મોમાંથી બચાવ્યા.

આઝાદ સેનાને લઈને હિંદ ઉપર આક્રમણ કરવા માટે જાપાનીઝ સેનાઓ સાથે આઝાદ સેના આસામમા આવી. અહીં એમણે ભારે પરાક્રમ બતાવ્યું. ઘણી મુશીબતો અને હાડમારીઓ સહન કરી. અને સારી જેવી લડાઇઓ પણ કરી કર્નલ લક્ષ્મીના હાથ નીચે એક સ્ત્રી સેના પણ તૈયાર થઇ હતી. જાપાનીઓને અંગ્રેજ અમેરિકન શસ્ત્રસાધન ચીજ સેનાઓના આક્રમથથી પાછા

હઠવું પડયું. અમેરિકાએ ઍટમબૉમ્બ નામનું નવું ભયાનક શસ્ત્ર લડાઇમાં મૂકયું. જાપાનના લાખો લોકોના આ ઍટમબૉમ્બે ભોગ લીધો, આથી જાપાનને હારીને શરણે આવવું પડયું. ફોર્મોસાથી વિમાનમાં બેસીને જાપાન જતાં સુભાષબાબુ જેને હિંદ નેતાજીના પ્રિય નામથી ઓળખે છે. જેઓ વિમાની અકસ્માતને લીધે માર્યા ગયાનું કહેવાય છે. પરંતુ ઘણાને એ વિષે શંકા છે. મહાત્મા ગાંધીજીએ અનેક વખત વિશ્વાસપૂર્વક જણાવ્યું છે કે શ્રી. સુભાષચંદ્ર બોઝ હજી જીવે છે.



સીમલા મંત્રણા સમયે ઘોડેસ્વાર જવાહર

આઝાદ સેનાના અધિકારીઓને હિંદમાં લાવવામાં આવ્યા. તેઓની બહાદુરી, સુનિશ્ચયતથી મન અને તકલીફો વચ્ચે પણ સંકટ સહન કરવારી શક્તિ જોઇ હિંદી પ્રજાએ સાનંદાશ્ચર્ય એમને વધાવી લીધા. મહાસભા અને બીજી સંસ્થાઓએ સરકારને એમના ઉપર કેસ ન ચલાવવાની સૂચના આપી, પરંતુ હિંદી સરકારે એ માન્યુ નહિ. કેટલાક મોટા અધિકારીઓ સામે દિલ્હીનાં લાલ કિલ્લામાં કામ ચાલ્યું. મહાસભાએ એમના બચાવ માટે મોટું ફંડ એકઠું કર્યુ. લોકોએ આનંદપૂર્વક નાણા ભર્યાં. એમના બચાવ માટે મહાસભા તરફથી શ્રી. ભૂલાભાઇ દેસાઇ, પંડિત જવાહરલાલ નહેરૂ, અને મોટા મહાસભાવાદી વકીલોએ મફત કામ કર્યું. પહેલાં ત્રણ કહેવાતા ગુન્હેગાર શ્રી શાહનવાઝ, શ્રી સહગલ અને શ્રી ધીલોનને છોડી મુકવાની સરકારને ફરજ પડી. એ પછી સરકારે પોતાની રાજનીતિ ચોકખી કરી છે. આઝાદ સેનામાં જોડાનારને કઇ સજા નહિ થાય પણ એમાં રહી જુલમ કરનાર અને અન્યાય કરનારને ન્યાયની રીતે સજા કરવામાં આવશે એ પ્રમાણે કેટલાકને સજા થઇ છે.

હિંદી પ્રજાનો પ્રેમ નેતાજી અને આઝાદ સેના પ્રત્યે ખુબ મોટા પ્રમાણમાં વધ્યો છે. તેઓ પ્રત્યે ખુબ પ્રેમની લાગણી હિંદી પ્રજા દર્શાવે છે. અને હિંદની એ આઝાદ સેનાના એકે એક સૈનિકને છોડી મુકવાની ભલામણ વારંવાર હિંદી જનતા સરકારને કરે છે. પણ હિંદી સરકારે કોર્ટોનું કામ ચાલુ રાખ્યું છે. મહાસભા હિંદની આઝાદ સેના પ્રત્યે સારી લાગણી ધરાવે છે. આથી મહાસભાની લોક પ્રિયતા પણ મોટા પ્રમાણમાં વધી ગઇ છે. આઝાદ હિંદ સેનાના કેટલાક અધિકારીઓને દેશ નિકાલની સજા થઇ પરંતુ પ્રજાની લાગણીને ધ્યાનમાં રાખી તે સાત અને ચૌદ વર્ષની જેલની સજામાં ફેરવી નાખવામાં આવી છે. સજાને કારણે જુદાં જુદાં હિંદના શહેરોમાં વિરોધ થયો છે. પોલીસને લાઠી ચાર્જ,

અશ્રુગેસ અને છેવટે ગોળીબારનો ઉપયોગ પણ કરવો પડયો છે. કેટલેક ઠેકાણે લશ્કરોની મદદ પણ લેવી પડી છે. જનતામાં રહેલા ગુંડાશાહી તત્વોએ આનો લાભ લઇ કેટલેક સ્થળે સરકારી સ્થાવર મિલ્કતોનો વિનાશ કર્યો છે. કલકત્તામાં નેતાજીના માનમાં નીકળેલા સરઘસને પોલીસે અંગ્રેજી લત્તા તરફ જતાં અટકાવતાં સત્યાગ્રહ થયો અને ગોળીબારમાં ઘણા ઘવાયા અને મરાયા, ત્રણ ચાર દિવસ સુધી ત્યાં આવું ચાલ્યું મુંબઇ, કલકત્તા અને બીજા સ્થળોએ પણ આ રીતે પુષ્કળ ગોળીબારો થયા.

નાવિકો અને વિમાનીઓને તાલીમ આપવા માટે જુદાં જુદાં સ્થળોમા સગવડો રાખવામાં આવી છે. પહેલાં સુભાષ બાબુએ સ્થાપેલી આઝાદ સેના માટે હડતાલો અને ઝપાઝપીઓ થઇ. એ પછી નાવિકોએ અંગ્રેજો પાસે પગાર, ખોરાકી અને રહેઠાણો તથા ભથ્થાં માગ્યાં. એમને બીજી પણ કેટલીક ફરિયાદો હતી. ગોરા નાવિકો કરતાં એમને ખુબ ઓછું વળતર મળતું હતું. પરિણામે એમણે ફરિયાદ કરી. પરંતુ એમની ફરિયાદ કાઇએ સાંભળી નહિ. પરિણામે આ નાવિકો વિફર્યાં. એમણે હડતાલો પાડી. અને તાલીમની સ્ટીમરોનો કબજો લઈ લીધો. સ્થિતિ ગંભીર બની ગઇ. છેવટે જોરાવરીથી લશ્કરે એમની પાસેથી કબ્જો લીધો. એમની તરફ દીલસોજી દેખાડવા કલકતા, મુંબઇ, કાનપુર, કરાંચી, મદ્રાસ અને બીજાં શહેરોમાં સંપૂર્ણ હડતાલ પડાઇ. પોલીસે જ્યાં ત્યાં લાઠી ચાર્જ ગોળીબાર અને અશ્રુગેસનો ઉપયોગ કર્યો આથી કેટલાંય મરાયાં અને સેંકડો ઘાયલ થયાં. મહાસભાના આદેશથી આ લોકો શરણે ગયા, દેશમાં શાંતિ સ્થાપવાની મહાસભાના નેતાઓએ હાકલ કરી.

મહાસભાએ દરેક હિંદીઓના હકકો પ્રત્યે સહાનુભૂતિ વ્યકત કરી છે, પરંતુ મારામારી અને હિંસક ભાંગ–ફોડને ઉત્તેજન

આપ્યું નથી. શહેરોમાં થયેલા ભયંકર ભાંગ ફોડના કૃત્યો પ્રત્યે મહાસભાએ ધૃણા બતાવી છે. શાંતિ–સમાધાનની સ્થાપના અર્થે મહાસભાએ પ્રયત્નો કર્યાં. જવાહરલાલ, સરદાર પટેલ વગેરે નેતાઓએ હિંસાનો વિરોધ કરી તોફાન કરનારાઓને સખત ઠપકો આપ્યો છે. હિંદી સૈન્ય, વિમાની સૈન્ય અને નાવિક સૈન્ય એમ ત્રણે સૈન્યોમાં નેતાજી, અને આઝાદ સેના પ્રત્યે ખુબ લાગણી છે; તેમ યુરોપિયનો ને પગાર ભથ્થાં, ખોરાકી જુદાં ઉંચા ધોરણે અપાય છે. અને હિંદીઓને ઉતરતા ધોરણે અપાય છે તે બાબતનો અસંતોષ મોટા પ્રમાણમાં વ્યાપક બનેલો જણાય છે. આ વિષયમાં ભવિષ્યમાં સમિતિ નીમાઈ તપાસ થવાની છે. હિંદી મધ્યસ્થ ધારાસભાએ પણ પ્રજા મતને સહકાર આપી સરકારી નીતિને વખોડી છે.

પહેલી ચૂંટણી મધ્યસ્થ ધારાસભાની થઇ. એમાં મહાસભા પક્ષને મોટી સફળતા પ્રાપ્ત થઈ છે. લગભગ ૬૦ જેટલા મહાસભાના સભ્યો મધ્યસ્થ ધારાસભામાં ચૂંટાયા. મુસ્લીમ લીગના પણ સારી સંખ્યાના સભ્યો ચૂંટાયા. મહાસભાની બહુ મતી હોવાથી પ્રમુખ તરીકે પણ મહાસભાના સભ્ય શ્રી. માવલંકર ચૂંટાયા છે, કોમીબાબતો સિવાય સરકાર વિરૂદ્ધના વિષયો સંબંધી દરખાસ્તોમાં મુસ્લીમ લીગ પણ સહકાર આપે છે. સરકાર સામેની ફરિયાદો અને ઠપકાની દરખાસ્તો થોકબંધ પસાર થઇ છે. સામો પક્ષ બળવાન હોય અને એની ઠપકાની દરખાસ્ત સરકાર સામે પસાર થાય તો સૌ પ્રજાસત્તાક દેશોમાં સરકાર રાજીનામું આપે છે અને વિરૂદ્ધ પક્ષ સરકાર બને છે. પણ હિંદમાં એવી પ્રજાકીય બંધારણને જરાય અવકાશ મળ્યો નથી. ધારાસભામાં અધિકારીઓની સ્થિતિ મુંઝવણ ભરેલી થઇ પડી છે. અંગ્રેજી વેપારીઓને આપેલા ખાસ હક્કો, અંગ્રેજી અધિકારીઓને મોટાં સ્થાનો પર રાખવાની નીતિ આ બન્ને સરકારની સ્વાર્થનીતિ સામે ધારાસભાએ વિરોધનો ઠરાવ પસાર કર્યો છે છતાં ખાસ ફેરફાર થયો નથી.

પ્રાંતોની ચુંટણીઓમાં પણ મહાસભા પક્ષનો ડંકો વાગ્યો છે અને આઠ પ્રાંતોમાં સંપૂર્ણપણે મહાસભાના પ્રધાનમંડળો હોદ્દા પર આવ્યા છે.

સીમલા પરિષદ નિષ્ફળ ગયા પછી વાઇસરોય લોર્ડ વેવલે મડાગાંઠનો ઉકેલ લાવવાના પ્રયાસો ચાલુ રાખ્યા હતા અને તેના પરિણામે બ્રિટીશ વડા પ્રધાન મી. એટલીએ હિંદીવજીર લોર્ડ પેથીકલોરેન્સની સરદારી નીચે, સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સ અને મી. એલેકઝાંડરના બનેલા મંત્રી મીશનને હિંદમાં મોકલવાનો, અને જ્યાં સુધી હિંદી પ્રશ્નનો ઉકેલ ન થાય ત્યાં સુધી ત્યાં રોકાવાના સ્પષ્ટ નિર્ણયની જાહેરાત કરી, મી. એટલીના આ પગલાંને મહાસભાએ આવકાર આપ્યો અને પોતાના સંપૂર્ણ સહકારની ખાત્રી આપી.

મંત્રી મીશને હિંદમાં આવીને જુદા જુદા પક્ષોના નેતાઓ સાથે, રાજાઓ સાથે, ચર્ચાઓ કરી અને તમામ પક્ષોને એકત્ર કરવાનો પ્રયાસ કર્યો, આ પ્રયાસ પણ નિષ્ફળ ગયો. મુસ્લીમ લીગના નેતા મી. જીન્નાની હઠાગ્રહભરી વલણથી મંત્રી મીશનના સભ્યો પણ અકળાયા. મંત્રી મીશનના સભ્યો સાથેની મંત્રણાનો એક તબક્કો પૂરો થયો અને સભ્યો સીમલા આરામ કરવા ગયા. ત્યાંથી તેમણે મંત્રી મીશની યોજનાની જાહેરાત કરી અને ફરીને એ યોજના અંગે ચર્ચાઓ ચાલી.

આ ચર્ચાઓ દરમ્યાન મંત્રી મીશનના સભ્યો સમક્ષ મહાત્માજીનું દૃષ્ટિ બિન્દુ રજુ કરવામાં રાષ્ટ્રપતિ મૌલાના આઝાદ સામે પં. જવાહરે ભારે પરિશ્રમ ઉઠાવ્યો હતો.

[ ૨૫ ]

૧૯૪૨ ના ઓગસ્ટ ઠરાવને પરિણામે પંડિત જવાહરલાલ ને કારાગૃહવાસ સાંપડયો હતો. કારાગૃહ નિવાસ દરમિયાન જવાહરલાલ ખુબજ પ્રવૃતિમાન રહે છે. જાહેર રાજકીય પ્રવૃતિઓ તો કારાગ્રહને પરિણામે બંધ પડે છે પણ સાહિત્ય સંબંધી પ્રવૃત્તિઓ કારાગ્રહમાં શરૂ થાય છે. પંડિતજી અંગ્રેજી સાહિત્યના પ્રખર અભ્યાસી છે. તેઓ જગતના સરસ અંગ્રેજી લેખકોમાંના એક ગણાય છે. એમની અંગ્રેજી શૈલી ખૂબ લોકપ્રિય અને સરળ છે. પંડિત જવાહરલાલ વાંચનના ખાસ શોખીન છે. હજ્જારો પુસ્તકો એમણે મનનપૂર્વક વાંચ્યાં છે. એમની તીવ્રબુદ્ધીને લીધે તેઓ વિશાળ દ્દષ્ટિ કેળવી શકયા છે તેથી જેલામાંના નિવાસોનો સમય એમણે મુખ્યત્વે સાહિત્યસેવા પાછળ ગાળ્યો છે. વાંચન, લેખન મનન અને વિચારોમાં એમણે જેલના જીવનને પોતાને અનુકૂળ બનાવી દીધું હતું. એમણે કેટલાંક પુસ્તકો જેલમાં લખ્યાં છે તે આજે જગત આખામાં ખુબ પ્રશંસા મેળવી રહ્યા છે. એની અનેક આવૃત્તિઓ થઇ રહી છે. સુંદર સાહિત્ય, નિષ્કલંક પવિત્ર જીવન, આઝાદીની પાછળ આપેલા આત્મભોગ અને વકત્વને લીધે જવાહરલાલે આજે જગતભરમાં મોટી પ્રસિદ્ધ અને પ્રશંસા મેળવ્યાં છે.

પંડિત જવાહરલાલે પોતાની પુત્રી ઇંદિરા નહેરુને કેટલાક પત્રો લખ્યા હતા. તેમાં એમણે જગતનો ઈતિહાસ આલેખ્યો

હતો. પ્રજાઓના સામ્રાજ્યોની ઉત્પતિ, સ્થિતિ અને વિકાસ અને છેવટે લય વગેરે એમણે પોતાની અજોડ અવલોકન શક્તિથી અવલોકયાં છે. બહુજ સમદૃષ્ટિ અને શોધન બુદ્ધિથી એમણે જગતમાં જુદે જુદે સમયે ઉત્પન્ન થયેલાં બળો, તેમની શક્તિઓ અને નબળાઇઓ આલેખી છે. એચ. જી. વેલ્સે પણ જગતનો આવો ઇતિહાસ લખ્યો છે. પણ પંડિતજીનો ઇતિહાસ ઘણી બાબતોમાં વધારે સારો લાગે છે. એ ઇતિહાસમાં પંડિતજીએ ખુબ તટસ્થભાવ કેળવ્યો છે. અને પ્રજાનાં સંઘર્ષણો, ત્રુટીઓ, મહત્તાઓ અને મહત્વાકાંક્ષાઓ કંઇપણ પક્ષપાત વિના શુદ્ધ સ્વરૂપમાં દર્શાવ્યાં છે. આ ઈતિહાસ-ગ્રંથ એક અપૂર્ણ વિહંગાવલોકન છે, એનો અભ્યાસ દરેક યુવકે અવશ્ય કરવો જોઈએ. નવજીવન પ્રેસ તરફથી એનો અનુવાદ પ્રગટ થયો છે.

પંડિત જવાહરલાલે જેલમાં બીજું પણ એક પુસ્તક લખ્યું છે. એ છે એમની પોતાની આત્મકથા. હિંદના છેલ્લાં ત્રીસ વર્ષનો રાજકીય ઇતિહાસ એમાં આલેખાયો છે. હિંદી સરકારે મહાસભાના પરાભવ માટે કેવાં બળો વાપર્યાં, હિંદીઓમાં પક્ષાપક્ષીઓથી કેવી નબળાઈ આવી, જુદા જુદા પક્ષો અને મંડળોની પ્રવૃત્તિઓ કેવી વિઘાતક બની, કેવી રીતે સરકારે મહાસભાને દબાવવા અને કચડવા પ્રયત્નો કર્યાં. એ સર્વે બાબતો જવાહરલાલે એમાં આલેખી છે સાથે જવાહરલાલે કેવી રીતે પોતાની ઘડતર થઈ પોતાની ઘડતરમાં કયાં બળોએ મુખ્ય ભાગ ભજવ્યો તે સર્વે દર્શાવ્યું છે. પોતાના જેલના અનુભવો કુટુંબના અનુભવો, અધિકારીઓના અનુભવો અને પ્રજાના અનુભવો એમણે આ પુસ્તકમાં લખ્યા છે. પુસ્તક એક ઉચ્ચ કોટિના પાઠય પુસ્તક જેવું અને મનનીય થઈ પડયું છે. અને હિંદની રાજકીય ગીતા જેટલું સ્થાન એને સાંપડયું છે. ગુજરાતીમાં સ્વ. મહાદેવભાઇ દેસાઇએ એનો અનુવાદ કર્યો છે. દરેકે દરેક હિંદીએ પોતાના દેશનું

રાજકીય જ્ઞાન મેળવવા એનુ વાંચન અને મનન કરવાં જોઈએ. એમનાં ભાષણોનાં પુસ્તકો પણ પ્રસિદ્ધ થયાં છે. ૧૯૪૨ માં તેઓ જેલમાં ગયા, ત્યાં પણ એકાદ પુસ્તક એમણે લખ્યું હોવાનું જણાય છે. તે ટુંકસમયમાં પ્રસિદ્ધ થશે, જવાહરલાલ માત્ર સ્વપ્નસેવી નથી પણ સાહિત્ય-સેવક પણ છે. સાથે સરસ રચનાત્મક કાર્ય પણ કરી શકે છે. અલ્લાહાબાદની મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે એમણે સુંદર કાર્ય કર્યું હતું, એમને પદવી કે અધિકારનો મોહ નથી.

પંડિત જવાહરલાલમાં યુવાનીનો આવેશ અને ઉત્સાહ ખૂબ છે. રસ્તામાં એમની મોટર જતી હોય અને ભીડ હોય તો જાતે નીચે ઉતરી ભીડ દૂર કરાવીને માર્ગ સ્વચ્છ કરાવે. સભામાં ઘોંઘાટ ચાલતો હોય તો સહન ન કરી શકે, પરંતુ તરતજ ઘોંઘાટવાળા સ્થળે દોડી જઈને પોતાના પ્રભાવથી ઘોંઘાટ શાંત કરાવે છે. પંડિતજીની આંખોનું જ્વાજ્વલ્યમાન તેજ ઘણા સહન કરી શકતા નથી.

પંડિતજીને હિંદની આઝાદી વિષેના જ વિચારો રાત્રિદિવસ આવ્યા કરે છે. ખાતાં, પીતાં, સૂતાં, ફરતા, મુસાફરી કરતાં અને વાતચીતમાં એજ એમનો પ્રિય વિષય છે. શાંતિથી તેઓ પોતાનો મુદ્દો સમજાવે છે પરંતુ કોઈ વિતંડાવાદ કરે તો પંડિતજી ભભૂકી ઉઠે છે. પંડિત નહેરુ પિતાની પેઠે ઉશ્કેરાઈ જાય છે. પિતા પાસે મજબુત મનોબળ હતું. પૂત્ર પાસે પણ સરસ અંકુશ છે. એ પોતાને સમય પ્રમાણે વાળી લે છે. એમની નિખાલશતા તો બાળક જેવી સરળ છે કાંઈ છુપાવવું કે મુત્સદીગિરી એમને પસંદ જ નથી. ખૂબ વિનયશીલ છે, ભાષા ઉપર અસાધારણ સરસ કાબુ છે એટલે પોતાના સ્વભાવને ખૂબ ખૂબ સંભાળી લે છે. નિખાલશતાને લીધે ભૂલ પણ કબુલ કરી લેતાં વાર લાગતી નથી.

મહાત્મા ગાંધીજી એમના આવેશને યુક્તિ, ધીરજ સમજાવટથી શાંત પાડે છે. ગાંધીજીએ અનેક સમયે એમને માર્ગદર્શન કર્યા છે.

પંડિત નહેરૂ વર્તમાનપત્રોમાં ખૂબ લખે છે ' નેશનલ હેરાલ્ડ ' એમનું પોતાનું પત્ર છે. એમાં લેખ માળાઓ આવે છે. અમેરિકાના પત્રોમાં લેખ માળાઓ છપાય છે. હિંદ કયે રસ્તે ! એ લેખમાળા વર્તમાનપત્રોમાં પ્રકટ થઇ. દેશ પરદેશો ખાતે ફેલાઇ હતી. પુસ્તક રૂપે પણ પ્રકટ થઇ. તહેરાન અને કાબુલમાં પણ ફારસીમાં મુદ્રિત થઈ હતી. જવાહરલાલ આંતરરાષ્ટ્રિય પ્રખ્યાત પુરૂષ છે. સ્વતંત્રતાના મોટા પુજારીરી તરીકે એ જગજાહેર કિર્તિને વર્યા છે. એમનું દષ્ટિબિન્દુ ખૂબ વિશાળ છે. આખા જગતનો નકશો એમના મગજમાં રહે છે.

પંડિત નહેરૂ ખૂબ સુધારક વિચારના છે. નાત જાત વર્ણ આશ્રમને પરલોકને માનતા નથી. ધર્મગુરૂઓ, મહંતો, રાજાઓ, મહારાજાઓ, શાહસોદાગરોમાં એમને શ્રદ્ધા નથી. કયારે કે દેવદર્શને ડોકીઉં કરતા નથી. ધર્મપુસ્તકો બાયબલગીતા વગેરે ખૂબ સાહિત્ય વાંચ્યું છે પણ એમાંથી ઉદાત્ત ચારિત્ર વિકાસ પસંદ કરે છે. મહાત્મા બુદ્ધની સૌમ્ય, શાંત અને પ્રફુલ્લ મુર્તિ એમને પસંદ પડે છે તેથી ટેબલ ઉપર રાખે છે પોતાની એ બહેનો અને પુત્રીના આંતરજ્ઞાતીય લગ્નોમાં એમણે સંમતિ આપી હતી. તેઓ હિંદ માટે હિંદુસ્તાની ભાષા પણ રોમન લિપિ પસંદ કરે છે. પોતાની બહેનના વિવાહની આમંત્રણપત્રિકા એ પ્રમાણે કાઢી હતી. પરંતુ પોતે હિંદુસ્તાનીમાં બહુ જ થોડુ લખે છે, વિચાર, લેખ, ભાષણ, આ સૌના માટે એઓ અંગ્રેજી ભાષા જ વાપરે છે. એ ભાષા ઉપર એમણે અસાધારણ પ્રભુત્વ મેળવ્યું છે.

પંડિત જવાહરલાલ સ્વભાવે, કેળવણી, સંસ્કૃતિ. રહેણી કરણી અને આચારમાં અમીર છે. પરંતુ તેમને ગરીબી તરફ

અજબ શ્રદ્ધા છે, તેમની માન્યતા છે કે હિંદના ખેડુતોને અપનાવવા સિવાય આપણા દેશનો અભ્યુદય થશે નહિ, ખેડુતો વચ્ચે પંડિતજી ખૂબ ઘૂમે છે. ખેડુતો પણ એમનું ભારે સન્માન કરે છે. આસપાસના પ્રદેશમાંથી લાખોની સંખ્યામાં સાંભળવા માટે આવે છે. આ સમય પંડિતજી ભાષણો અને વાતચીતમાં શુદ્ધ હિંદી વાપરે છે. એમણે પાછળથી હિંદી ભાષા પર સારો કાબુ જમાવી લીધો છે. અઘરાં સંસ્કૃત શબ્દોથી એઓ પોતાની ભાષાને દૂર રાખે છે. કઠણ અને ચાલુ વપરાશમાં નહિ એવા શબ્દો પોતાની ભાષામાં આણવાને એમને મોટી નફરત છે. સંયુક્ત પ્રાંતની નાકર લડત એમણે જ ખેડુતો વચ્ચે ઉભી કરી હતી. ખેડુતો એમના પગલાં પૂજે છે. બિહારમાં મોટા ભૂકંપ વખતે પણ એમણે સારી સેવા કરી હતી. હમણાં પણ ગામડાઓમાં ઘૂમવું એમને બહુ ગમે છે.

અહિંસા સંબંધી પંડિતજીના વિચારો ગાંધીજીથી જુદાં છે. અહિંસામાં રહેલી અગમ્ય શક્તિ તેઓ જાણે છે. પણ તેઓ આદર્શવાદી નથી, એટલે બધા સંજોગોમાં અહિંસા ન પળાય તો પણ તેઓ એ વિષે ઝાઝી ચિંતા કરતા નથી.

નાભામાં એમને દેશી રાજ્યપદ્ધતિનો કડવો અનુભવ થયો હતો, આથી જ એમાં સુધારા કરવા તે ઘણા ઉત્સુક છે. પંડિતજી એકહથ્થુ સત્તાના હિમાયતી નથી. દેશી રાજ્યોને એમની પછાત સ્થિતિમાંથી બહાર લાવવાના કરાતા પ્રયત્નોમાં બ્રિટિશ સરકાર વચ્ચે આવે છે, એમ જવાહરલાલની માન્યતા છે. અને એ તદ્દન સત્ય પણ છે. દેશી રાજ્યોની પ્રજાનું એમણે પ્રમુખપદ્દ પણ સ્વીકાર્યું છે. દેશી રાજ્યોની પછાત જનતાને આગળ વધવાના પ્રયત્નો પંડિતજીએ અનેક કર્યાં છે. કોમીવાદના તેઓ કટ્ટર દુશ્મન છે. કોમીવાદથી ઉત્પન્ન થતી ધર્માન્ધતાને લીધે

હિંદના સર્વ પક્ષોના સંગઠનનું બળ ઘટે છે અને બધી કોમો વચ્ચે સ્થપાવી જોઇતી સંપૂર્ણ એકતા સ્થાપવામાં એ આડખીલી રુપ નિવડે છે. એ તરફ જવાહરલાલે અનેક વખત અંગુલિનિર્દેપ કર્યો છે.

મ્યુનિસિપાલિટીઓ વિષે એમનો મત એવો છે કે એ સંસ્થાઓનો વહીવટ રેઢિયાળ હોય છે. એમાં દાખલ થતા લાગવગવાળાઓ પોતાની સ્વાર્થાંધતાને લીધે જનતાનું કશું ય ભલુ કરી શકતા નથી.

યુરોપમાં પંડિતજીને શ્યામજી કૃષ્ણવર્મા, રાજા મહેન્દ્રપ્રતાપ, મેડમ કામા, મૌલવી અબદુલ્લા, મોલવી બરહતુલ્લા, વગેરે અંગ્રેજોએ દેશપાર કરેલા અથવા નાશી છૂટેલા દેશભક્તોનો મિલાપ થયો.

પંડિત નહેરૂ રશિયાના સામ્યવાદના વિકાસમાં ખૂબ પ્રેમથી શ્રદ્ધા ધરાવતા હતા. રશિયાની મુલાકાત એમણે લીધી હતી. ત્યાં એમણે બારીકાઈથી અવલોકન કર્યું હતું. પરંતુ પાછળથી સ્ટેલિનની નીતિમાં એમની શ્રદ્ધા ડગમગી જતી હતી. તેઓને સામ્યવાદના નેતાઓની હિંસકવૃત્તિ, મુત્સિદ્દીગીરી અને મહત્વાકાંક્ષા પસંદ આવ્યાં નથી.

મજૂર સંઘોમાં પણ પંડિતજીએ રસ લીધો છે. મજૂર સંઘમાં એમને અજબ શ્રદ્ધા હતી. પરંતુ કુસંપ, ખેંચાખેંચી, રાગ દ્વેષ, ભાગલા, મતભેદો વિગેરે તેમના માનસને અનુકુળ નથી. મજૂર સંઘો તરફ એઓ સહાનુભુતિ ધરાવે છે. પણ મજૂર સંઘો બધા એક થઇ સંપ કરી પોતાનાં હકકો માટે લડે એ એમને વધારે સારૂં લાગે છે. મજૂર સંઘોમાં પણ લડાયક ઉદ્દામ પક્ષ અને વધારે શ્રી. ના. ર. જોષીની દોરવણી નીચેનો સંઘ એમ બે મોટા ભેદો છે. ઉદ્દામ સંઘમાં પણ મુંબઇનો ગિરણી કામગાર સંઘ અને જી, આઇ. પી રેલ્વે સંઘ સમર્થ હતા.

આગેવાનોના ફાફડાં ફાટયાં છે. સત્તા માટે સંપ થવા દેતા નથી. મજૂર સંઘો દિનપ્રતિદિન વિકાસ પામે છે.

ખાદીની ચળવળ પ્રત્યે પંડિતજીને અશ્રદ્ધા નથી. તેમ સંપૂર્ણ રાજકીય આ યુદ્ધ તરીકેનો ઉપયોગ એમને ઇષ્ટ નથી. પોતે ખાદી પહેરે છે. આર્થિક લાભમાં માને છે. ખાદીથી સાદાઇ વધી, મિથ્યા ડોળ અને દંભ ઘટયા ગ્રામ વર્ગ સાથે એકતાની ભાવના કેળવાઇ વિગેરે અનેક લાભોમાં એઓ માને છે. પણ એનાથી વિશાળ રાજકીય પરિવર્તનની અસર થઇ હોય એમ પંડિતજી માનતા નથી.

ગ્રામઉદ્યોગોના પુનરોદ્ધાર કરવાના ગાંધીજીનાં પ્રયત્નો એમના ખાદીના કાર્યક્રમનો ભાગ છે. એ તાત્કાલિક ફાયદો કરશે. એનો ઓછો વત્તો ભાગ સ્થાયી પણ થશે. પણ ઘણો ખરો કામ ચલાઉજ ઉપયોગી થશે. પણ મોટા યંત્રો અને મોટા ઉદ્યોગોની સામે આ ગ્રામ ઉદ્યોગો ટકી શકશે નહિ એમ પંડિતજી માને છે.

રેંટિયા અને તકલીને સુદર્શન ચક્ર જેવાં અમોઘ શક્તિવાળા પંડિતજી માનતા નથી. અહિંસા આપણને અંતિમ ધ્યેય ઉપર પહોચાડશે કે કેમ તે માટે તેમને શક છે.

દેશી રાજ્યોની આંતરિક પ્રવૃત્તિઓ અને રાજ્યકારણમાં મહાસભાએ માથું મારવું નહિં એવી મહાત્મા ગાંધીજીએ ઠરવેલી નીતિ પંડિત નહેરૂને પસંદ પડી નથી.

હિંદુસ્તાનના મૂડીવાળા અને જમીનદારોએ પોતાના પાશ્ચાત્ય જાત ભાઇઓ કરતાં મજુરો અને રૈયતના હિતોની અવગણના કરી છે રૈયતના હિત માટે કોઇ પણ જાતની સમાજ સેવાના કાર્યમાં રસ જમીનદારોએ લીધો નથી. પંડિતજી હિંદી જમીનદારો અને

હિંદી નાણાં ધીરનારાઓ પ્રત્યે દિલસોજી કે શ્રદ્ધા દેખાડતા નથી. એમને શોષક ગણે છે, એ બંને પદ્ધતિઓનો વિનાશ ઇચ્છે છે.

હિંદની બેકારીનો ઉલ્લેખ કરતા પંડિતજી કહે છે કે– હિંદમાં અણુનોંધાયલી ભારે બેકારી છે. તેથીય ઘણી વધારે ગામડાઓમાં અર્ધ ભાગ બેકારી છે. આ બેકારીનો અંત આણવા કે બેકારોને રોજી આપવાને રાજ્ય તરફથી કાંઈ પ્રબંધ થયો નથી.

દેશી રાજ્યો માટે પંડિતજી કહે છે કે આપણે આખી જગતની પરિસ્થિતિના સમગ્ર નકશાને દષ્ટિ સમીપ રાખી વિચાર કરવો જોઇએ. આ દષ્ટિએ નાનાં નાનાં સ્વયંપૂર્ણ રાજ્યો યોગ્યતા ધરાવી શકે નહિ. થોડાં લોકોને (મુડીવાદી, જમીનદારો, રાજાઓ) વર્તમાન સ્થિતિથી લાભ મળતો હોય તેથી રાષ્ટ્ર કે માનવ સમાજના અખિલ હિતને નુકશાન કરાય નહિ. ખાનગી મિલ્કત ઉપરના માલિકી હકક માનવ સમાજના હિત વિરૂદ્ધનો છે.

ઔદ્યોગિક યુગે ઘણાં અનિષ્ટો અને ગુંચવાડા ભરેલાં કોયડાંઓ આણ્યાં છે. પરંતુ હાલની બીજી બાજુ તપાસતાં જગતના ઔદ્યોગિક દેશોના રાજકિય, આર્થિક, સામાજીક, ભૌતિક, આરોગ્ય, વિજ્ઞાનમાં વિશાળ વિકાસ થયા છે. લોકોને સુખ સગવડો પુષ્કળ મળી છે. હિંદનો ઔદ્યોગિક વિકાસ સાધારણ હોવા છતાં પરતંત્રતાને લીધે ચૂસાયું છે. ઔદ્યોગિક વિકાસનો દોષ નથી, પણ વિદેશી સત્તાનો છે. એણે આપણાં કોયડાં વધાર્યાં છે.,

શ્રીમંતોને દાન આપવાનો અને ગરીબોને દૈવાધિન આજ્ઞાંકિત, કરકસરીઆ અને સંતોષી બનવાનો ઉપદેશ એ હમણાંના હિંદી ધર્મગુરૂઓનું કામ છે. એ હવે નિષ્પ્રયોજન બન્યો છે.

ઘણાખરાં શ્રીમંતો માંકણો જેવાં લોહી ચૂસનારા બન્યા છે. તેઓ બીજાઓનાં શ્રમ ઉપર જીવનારાં છે. તેઓ અર્થોત્પાદનમાં ઉલટાં વિઘ્નરૂપ છે. પારકી મહેનતથી પરમાનંદ કરનારા છે. પ્રજાના બહુ મોટા ભાગને ભૂતકાળમાં માલિકી હકકો નહોતા. હજી પણ નથી. દરેક સ્ત્રી–પુરૂષને પોતાની મહેનતનો, જીવવાનો અને સ્વતંત્ર રહેવાનો હકક મળવોજ જોઇએ. બીજાઓ ઉપર સત્તા ભોગવવાનો હકક થોડાઓમાંજ સ્થાપાવો જોઇએ નહિ. હમણાંની સમાજ રચના શોષણવૃત્તિને ઉત્તેજન આપે છે.

હમણાની સંકુચિત સમાજ વ્યવસ્થા એ ભયંકર ઝગડાઓ, લાભ, સંગ્રહ, વ્યકિતઓના સ્વાર્થો, કલહો, દમન, જુલમ, શોષણ વિગેરે ઉત્પન્ન કર્યાં છે.

ગાંધીજીની આર્થિક અને સામાજીક નીતિ તથા જૂની ધાર્મિક માન્યતા ધરાવનારાઓની ભાવના ભૂતકાળ ઉપર બંધાયલી છે. ભવિષ્યકાળ ઉપર એમની દષ્ટિ નથી. શું છે કે શું થશે તેનાં કરતાં શું હતું તેનો વિચાર તેઓ વધારે કરે છે.



જવાહરલાલ ૧૯૪૨ની આખરમાં મહાસભાના અન્ય આગેવાનોની સાથે ગિરફતાર થયા. ૧૯૪૩ અને ૧૯૪૪ના વર્ષો અને ૧૯૪૫નું લગભગ આખું વર્ષ એમ ત્રણેક વર્ષો સુધી એમણે કારાગ્રહવાસ સેવ્યો, વચ્ચે એમની પુત્રી ઈંદિરા નહેરૂના લગ્ન પ્રસંગે થોડાક દિવસો માટે તેઓ બહાર આવ્યા હતા પરંતુ પાછા જેલમાં ચાલ્યા ગયા. કારાગ્રહમાં એમણે Discovery of India નામનુ પુસ્તક લખ્યું. જે અત્યંત લોકાદર પામ્યું. હિંદના જાગૃત આત્માની એ તેજસ્વી તસ્વીર છે.

કારાગૃહમાંથી છૂટયા પછી જવાહરલાલે સમગ્ર હિંદમાં ઝડપી પ્રવાસો કર્યા હતા, આજે કલકત્તા તો કાલે દિલ્હી, પરમ-દિવસે વળી મુંબઇ તો એના બીજા જ દિવસે લાહોર. એમ એમણે ઝડપભેર પ્રવાસો કરી અથાગ થાક અને મુસીબતો છતાં દેશની અજ્ઞાન જનતાને જાગૃતિમાં આણવાના પ્રયત્નો આદર્યા. આ મુસાફરી દરમ્યાન એમને એકેય મીનીટ આરામ મળતો નહિ. જ્યાં જ્યાં તેઓ જાય ત્યાં ત્યાં લાખો પ્રજાજનો એમને સત્કારવા અને એમના પ્રેરક પ્રવચનો સાંભળવા ઉત્સુક બને. એમની લોકપ્રિયતા ખુબ વધી ગઇ. વિજળીક ત્વરાએ થતા એમના આ પ્રવાસ દરમ્યાન જ્યાં ત્યાં કરાતાં પ્રવચનોમાં લાખો લોકો એમને સાંભળવા ઉમટી પડે. લાખો રૂપિયાની થેલીઓ દેશોદ્ધારના કાર્ય માટે તેમને અર્પણ કરાય. પંડિતજી એનો મોટો

ભાગ સ્થાનિક સેવાનાકાર્યો માટે આપી દે અને થોડોક ભાગ કમલા નહેરૂ હોસ્પીટલ માટે રાખે. એમની આઝાદી માટેની ઉલટ ખુબ ખુબ વધી. મહાસભાનો આદર્શ હૈયામાં સ્થાપી તેઓ આઝાદીના પંથે આગળ વધ્યા.

બ્રિટિશ પ્રજાના પંડિતજી મિત્ર છે, પરંતુ હિંદ ઉપરની બ્રિટનની હકુમતના તેઓ સખ્ત વિરોધી છે. Quit India નો અર્થ સમજાવતાં એમણે કહેલું, હાલ દરેક અંગ્રેજને હિંદ છોડી જવા ફરજ પાડતો નથી, પરંતુ અંગ્રેજી શાસન હવે હિંદ ઉપર રહેવું જોઇએ નહિ, ૧૯૪૨માં થયેલા અંગ્રેજો સાથેના મહાસભાના વિગ્રહ વેળા પ્રજાએ જે સહાનુભૂતિ અને ઉત્સાહ બતાવ્યાં હતાં તે માટે પંડિતજીએ ખુબ ખુબ પ્રશંસા કરેલી. લોકોએ જે હિંમત, ધીરજ અને શકિત બતાવ્યા હતાં તે માટે એમને ઉમળકો આવેલો પંડિતજીએ આઝાદ સૈન્યના બચાવ માટે બેરિસ્ટર તરીકેનો પોતાનો ઝભ્ભો ૨૫ વર્ષ પછી પહેર્યો હતો.

આ સમય પછીનાં પંડિતજીના બધાં ભાષણોમાં પંડિતજી મુખ્યત્વે આઝાદીની વાત જ જણાવે છે. મુંબઇખાતે એમણે ૨૭મી ફેબ્રુઆરીના વર્તમાનપત્રકારો સમક્ષ પોતાના વિચારો દર્શાવ્યા હતા. એમાં થયેલા સવાલ જવાબો હિંદની તત્કાલીન સ્થિતિ પર સારૂં અજવાળું નાખે છે.

બ્રિટનથી પાર્લામેન્ટરી સભ્યોએ હિંદમાં આવી પોતાના અનુભવોનો રિપોર્ટ પ્રધાન મંડળને આપ્યો હતો. એમનો રિપોર્ટ સાંભળી ત્રણ બ્રિટીશ પ્રધાનો હિંદ આવવા તૈયાર થયેલા. આ બાબતમાં એમણે જણાવેલું કે એમની સાથે આપણે હિંદની સ્વતંત્રતાની ભૂમિકા સંબંધી વાતચીતો કરીશું. આપણે આશા રાખીએ કે એ વિષયમાં સંતોષકારક પરીણામ આવે. આમાં વ્યક્તિગત વિષયનો પ્રશ્ન નથી પણ રાજનીતિનો સવાલ છે. રશિયન

ક્રાન્તીમાં લેનીન એ અગ્રગણ્ય જરૂર કહેવાય પરંતુ એની આસપાસ જેઓ કાર્ય કરતા હતા એમને પણ કેમ ભૂલી શકાય ? એકલો લેનીન કશુંય ન કરી શકત. આપણે હિંદ અને બ્રિટન તરફ સમદૃષ્ટિ રાખી તટસ્થતાથી હિંદની આઝાદીનો વિચાર કરવો જોઇએ. જગતના સહુ દેશો પોતપોતાનો લાભ દૃષ્ટિ સમક્ષ રાખી કાર્ય કરે છે. બ્રિટનના પ્રતિનિધીઓ બ્રિટનના ભલા માટે કાર્ય કરશે અને હિંદના પ્રતિનિધીઓ હિંદનું ધ્યેય વિચારશે. આમાં બ્રિટન માટે બે મુદ્દાઓ વિચારણીય છે. બ્રિટન તો આપણી સ્વતંત્રતા માટે વાંધો લેશે તો પણ થોડા વખતમાં હિંદની સ્વતંત્રતા તો આવવાની જ છે. બ્રિટનનાં ખુબ બહાનાં અને સામના છતાં આપણને આઝાદી તો જરૂર મળશે જ. પરંતુ હિંદ ત્યારે બ્રિટનની વિરૂદ્ધ લાગણી ધરાવનારૂં બની જશે અને જગતમાં બ્રિટન વિરોધી તરીકે એની વલણ રહે પરંતુ બ્રિટનના સહકારથી આપણને આઝાદી સાંપડે તો આપણી શુભેચ્છાઓ બ્રિટન જરૂર મેળવી શકે એટલે બ્રિટનના ભલા માટે પણ હિંદને આઝાદી બનતી ત્વરાએ મળે એ આવશ્યક છે"

"હિંદ પણ બ્રિટન સાથે સમાધાનથી કામ લેવાનું ઇચ્છે છે. બન્ને તરફની સમાધાની માટે બ્રિટિશ સત્તાધારીઓ હિંદની માગણી સંતોષે એ ઇચ્છનીય છે. આમ હિંદને જો સ્વતંત્રતા મળી જાય તો હિંદને આર્થિક ક્ષેત્રમાં પણ ફાયદાકારક થઈ પડશે. યુદ્ધ કે લડાઇને લીધે બન્ને પક્ષોને નુકશાન થાય છે. અને પાછળથી બન્ને વચ્ચે ઝેરવેર ઉપસ્થિતિ થાય છે, તે બન્ને માટે ખતરનાક નિવડે છે. એટલે આઝાદીના પ્રશ્નમાં સમાધાનીભર્યું વલણ બ્રિટન દાખવે એમ આપણે ઇચ્છીએ અને સમાધાનીભર્યું વાતાવરણ ઉત્પન્ન કરવા માટે આપણે દરેક પ્રયત્નો કરીશું. પણ સમાધાનીનો મૂળભૂત પાયો તો હિંદની આઝાદી જ છે. એના સિવાય બીજી કોઇ પણ રીતે બ્રિટન હિંદને સંતોષી શકશે નહિ. આમાં સફળતા મળે એવું અત્યારના વાતાવરણ પરથી જણાય છે"

"સમાધાનના માર્ગમાં અંતરાયો પણ છે. દોઢસો વર્ષનુ આ દેશ ઉપરનુ બ્રિટનનું પ્રભુત્વ બ્રિટિશરોના મનમાં રમી રહ્યુ છે. બ્રિટિશ પ્રથમ, એ એના પ્રધાનમંડળ અને મોટા પ્રધાન સર્વેના મનમાં આ સંસ્કાર વસી રહ્યો છે. તે હજી પણ હિંદની જનતા પ્રત્યે એક ગુલામ પ્રજા જેવું વર્તન દાખવે છે. એ તો ચોકખુ છે કે હિંદ—ચાલીશ કરોડ મન્યુષ્યોના જવાળામુખીરૂપે લાવા રસથી ખદખદે છે. હમણાં એવું વાતાવરણ જણાય છે કે સ્વતંત્રતા ઉપર રચાયેલી કોઈ જાતની સંધી થઈ શકે, અને જો તે કદાચ ન બને તોપણ આવા પ્રકારની સમજુતી કરવાને આપણે પ્રયત્નો આદરવાં જોઇએ પરંતુ આપણે આપણું મૂખ્ય ધ્યેય જે સ્વતંત્રતા તેને ભૂલવી જોઇએ નહિ.વાટાઘાટ નિષ્ફળ જશે એવી માન્યતા જાહેર કર્યા પછી શાંન્તી અને મીઠાશની વાતો આગળ વધારી શકતી નથી"

એક પત્રકારે પૂછ્યુ કે, 'વિપ્લવ એટલે શું?'

પંડિત નેહરૂએ જવાબ આપ્યો કે, 'હીંદના સરકારી ખાતાઓમાં થતી હડતાળો ને પણ એક જાતનો વીપ્લવ જ કહી શકાય વીરૂદ્ધ મન દર્શાવતાં એક કાગળમાં એકીસાથે બે ચાર જણા સહી કરે તો તેને પણ વિપ્લવ કહેવાય. આપણે એક શબ્દના અર્થને માટે શા માટે મગજ કસવું જોઇએ. પરંતુ કાયદા એવા બનાવ્યા છે કે સાધારણ વાતને મહાન સ્વરૂપ અપાય છે.

'હું જાણું છું,' પંડિતજીએ આગળ બોલતાં જણાવ્યું, 'સેનાપતિના જાહેરનામાની ઉપરવટ થઇને પણ એવી સૂચનાઓ નિકળી છે કે વ્યકિતગત હક્કોને નુકશાન કરાશે અને માત્ર વ્યક્તિગત હક્કો નહિ પણ ભયંકર દમન જેવું પણ થવાનો સંભવ છે. એનો અર્થ એવો છે કે કેટલાક હડતાળિયા નાવિકોને બધા નાવિકોથી છૂટા પાડી તેમની સામે ન્યાયનાં પગલા લેવામાં આવશે. જ્યાં પુરી વિગતો ન મળે ત્યાં પણ એમને દબાવવા અને

નાવિકોને સંપૂર્ણ કબ્જે રાખવાના પ્રયત્નો કરવામાં આવશે. મધ્યસ્થ ધારાસભામાં જે કંઈ ખાત્રી આપવામાં આવી હતી તેનો ભંગ સરકારની આ કાર્યવાહી કરે છે. આવી રીતની નીતિ અને વર્તણુકથી ભયંકર પરિણામો આવશે એ ચોક્કસ છે. એવી ગેરવર્તણુકથી જનતા ઉપર અને લશ્કર પર ખરાબ છાપ પડશે. ખુબ સંકીર્ણ પ્રથક્કરણથી પણ આ નીતિ બુદ્ધિનું દિવાળું કાઢવા જેવી છે.'

'આવી નીતિ સામે મહાસભા શું કરવા માગે છે?' એક પત્રકારે પ્રશ્ન કર્યો.

પંડિતજીએ જણાવ્યું 'અમે જાહેર મુકરદમાની માંગણી કરી છે, અને એમાં કોંગ્રેસ એ હડતાળ કરનારાઓની યોગ્ય માગણીઓ સંતોષવા એમને મદદ કરશે. હમણાં તો એટલું જ કરવાનું રહે છે. અમને ખબર નથી કે આ વસ્તુસ્થિતિ કેવું સ્વરૂપ લેશે અને બચાવસમિતિ કઈ રીતે એનો બચાવ કરશે. પરંતુ આ નાના સવાલથી સૈન્ય અને તેમની ફરિયાદો અને સૌથી મોટો પ્રશ્ન હિંદની આઝાદી જુદાં પાડી શકાતાં નથી. આપણે સંધીકાળની સરહદ ઉપર છીએ. યુદ્ધના સેનાનાયકો અગાઉના વખતની પરિસ્થિતિ અને વાતાવરણના ધોરણે વિચાર કરશે તો તે અયોગ્ય થઈ પડશે. સેનાધ્યક્ષોએ પોતાના દ્રષ્ટિકોણને બદલાવવાની જરૂર છે અને હાલનું સૈન્ય, વિમાની સૈન્ય અને સાગર સૈન્ય હિંદની આઝાદીને આવશ્યક ગણે છે એ વાત આ હિંદના સેનાધ્યક્ષોએ ભૂલવી જોઈએ નહિ.

એક વર્તમાન પત્રના અધિપતિએ પૂછ્યું કે, તમે મુત્સદીગીરી અને પડદા પાછળની રાજદ્વારી રમત પસંદ કરો છો કે કેમ?'

જવાબમાં પંડિતજીએ જણાવ્યું કે, 'સાધારણ રીતે આવી પડદા પાછળની હીલચાલોને હું પસંદ કરતો નથી પણ જ્યારે

વસ્તુસ્થીતિ માટે એક જ માર્ગ ખુલ્લો હોય છે ત્યારે એનો આશ્રય લેવો પડે. પરંતુ સામાન્ય રીતે સંઘ કાર્ય માટે પડદા પાછળની રમત અનુકૂળ બનતી નથી.'

હિંસા અને અહિંસા પર વિચારો દર્શાવતાં એમણે કહ્યું કે, 'સાધારણ રીતે કંઈ પણ તૈયારી વિના ઉઠેલાં હિંસક બળો આ જમાનામાં અનુકૂળ નથી. નાનાં પ્રમાણનાં બંડખોર કાર્યો જે ૧૯ મી સદીમાં સાધન ભૂતથતાં તેને ૨૦ મી સદીમાં જરાય અવકાશ નથી. આવાં નાના પાયાનાં બંડો સત્તા પ્રચ્છતી નબળી લઘુમતિઓની ઝડપી કાર્યવાહી છે. આજે આપણી હિલચાલ વિશાળ, શક્તિવાન અને સંગઠીત હિલચાલ છે અને નાના પાયાનાં બંડો આપણી સંગઠીત શક્તિના ધોધ સાથે બંધ-બેસતાં નથી આપણા હાથમાં મોટાં શક્તિશાળી હથિયારો હોવા છતાં નાની કાતરનો ઉપયોગ કરવા જેવા આ બંડો હોય છે. એ આપણે માટે યોગ્ય નથી. એ કાતરોથી આપણે વિરોધપક્ષની સામે લડી શકીયે નહિ હમણાં હિંદમાં હું એવા પ્રકારની વિચાર સરણી જોઉં છું કે આપણે નાની અને અહીં તહીં જાગી ઉઠેલી બંડખોરીથી હિંદના વિપ્લવને મદદ કરી એ છીએ. પણ એ સાચું નથી. એવાં કાર્યોથી તો ઉલટી આપણી સુવ્યવસ્થિત કાર્યવાહીને ધક્કો પહોંચે છે જો હિંસાને અનુસરીએ તો પણ એ મોટા પ્રમાણમાં અને સંપૂર્ણ તૈયારીપૂર્વકની હોય તો જ આપણને સફળતા પ્રાપ્ત થાય. હમણાં થતાં આ નાનાં છમકલાં એ તો આપણી સંગઠિત યોજનાને નુકશાન પહોંચાડનારાં છે.'

સામ્યવાદીઓ વિશે એમણે જણાવ્યું કે, 'તેઓ વિપ્લવમાં અવરોધ કરે એવી વિચારસરણીના છે. તેઓ વિપ્લવવાદી નથી પણ સંકિર્ણ વિચારો ધરાવે છે.'

કોઇએ પૂછ્યું કે, 'કેપ્ટન બહાનુદ્દીનને સાત વર્ષની જેલની સજા થઇ તે બરાબર છે?'

જવાહરલાલે જણાવ્યું કે, 'કપ્તાન બર્હાનુદ્દીન અને કપ્તાન રશીદને જે સજા અપાઇ તે એક સરખી છે. હું એમનાં કેસો વિષે સંપૂર્ણ જાણતો નથી, પણ એટલું જણાવું છું, કે સરકારે એક નીતિ સ્વીકાર્યાં પછી બીજી નીતિ સ્વીકારવી જોઈતી નહોતી.' આ માણસોએ ક્રૂરતાના કામો કર્યાં હતા તે સંબંધમાં બોલતાં એમણે જણાવ્યું કે, 'રાજકીય કેદીઓ અને બીજા અમલદારો સામે બ્રિટિશ રાજ્યે જે કૃતઘ્નતાભરી વર્તણુક બતાવી હતી તે સામે શા માટે પગલાં લેવામાં આવતાં નથી ? કેદીઓની સામે જે ભયંકર અને જુલ્મી અત્યાચારો કરવામાં આવ્યા છે તેની સંપૂર્ણ સાબિતી મળવા છતાં સરકારે એ બાબતમાં કશુંય લક્ષ્ય આપ્યું નથી.'

બ્રિટનના ત્રણ પ્રધાનો હિંદ આવે છે તે અંગે મહાસભાની નીતિ કેવી છે ? એ સંબંધમાં એમણે જણાવ્યું કે, 'પ્રથમ બ્રિટને એક ઢંઢેરો બહાર પાડી હિંદની સંપૂર્ણ આઝાદીની જાહેરાત કરવી જોઇએ. હિંદના સર્વ રાજદ્વારી પક્ષોની બનેલી સંયુક્ત રાષ્ટ્રીય સરકાર સ્થપાવી જોઇએ. હિંદનું બંધારણ ઘડી કાઢવા લોકસભાની રચના થવી જોઈએ. હિંદની સ્વતંત્રતા ખુબ આશિર્વાદ અને શ્રદ્ધા સાથે અપનાવવી જોઈએ. બ્રિટિશ પાર્લામેન્ટ માત્ર રજીસ્ટર કરનારી સંસ્થા તરીકે જ રહે. હિંદીઓ જે સ્વતંત્ર બંધારણ ઘડી કાઢે તે પાર્લામેન્ટે સંમતિપૂર્વક સ્વીકારવું. હિંદ અને બ્રિટનની મૈત્રી માટે બ્રિટનનો એક કમિશ્નર હિંદમાં રહે.

કલકત્તા યુનિવર્સિટીમાં ભાષણ કરતાં જવાહરલાલે જણાવ્યું કે, 'આટલા બધા પરિવર્તન તો સમસ્ત જગતની પ્રજાએ કદિ પણ જોયા નહિ હોય. મને લાગે છે કે બ્રિટિશ રાજ્યે આ દેશ ઉપર દોઢસો વર્ષ સુધી જે એકહથ્થુ રાજ્ય કર્યું છે એનો અંત આવી ગયો છે. બ્રિટિશ શાહીવાદનો વિનાશ હવે નજીક છે.

હિંદે હવે પોતાનુ સ્વતંત્ર સંચાલન કરવું પડશે. એશિયા અને હિંદનું નવું બંધાતું સ્વરૂપ દીર્ઘદષ્ટિથી જુઓ. હિંદની રાજદ્વારી મુક્તિની વાત હું કરતો નથી. એ તો આવવાની જ છે. પણ હિંદની ચાલીસ કરોડની પ્રજાને ખોરાકી, પોષાકી અને રહેઠાણોના પ્રશ્નો આપણી દષ્ટિ સમીપ ઉભા છે. એનું નિવારણ કરવાની આપણી મુખ્ય ફરજ છે. સ્વતંત્ર હિંદ આખા એશિયા સાથે સંબંધ ધરાવનારો એક મહાપ્રદેશ બનશે. મધ્યપૂર્વ અને દક્ષિણ પૂર્વ એશિયામાં હિંદ એક મહત્વનો ભાગ ભજવશે. બ્રિટન હિંદમાં ઉતરી આવ્યું એ પહેલાં એશિયાના અન્ય દેશોની પ્રજાઓ સંસ્કૃતિ અને હુન્નર માટે ભારત તરફ જ મીટ માંડી રહી હતી. બ્રિટનના આવ્યા પછી હિંદનું મહત્વ ઘટયું. આજે મોટું પરિવર્તન થઈ રહ્યું છે. આખા એશિયામાં એશિયાના બધા ગુલામ દેશો આઝાદી મેળવવાના પ્રયત્નો કરી રહ્યા છે.

પંડિતજી ચીન તરફ ખુબ સહાનુભૂતિ ધરાવે છે. ભાષણોમાં ચીનનો પણ કયારેક ઉલ્લેખ કરે છે, પરંતુ આપણી સ્વતંત્રતા આપણે અન્ય કોઈ પણ દેશ પર આધાર રાખ્યા વિના મેળવવાની છે, એમ પ્રથમ જણાવે છે. પંડિત નહેરૂની દષ્ટિ વિશાળ પણ સમાજવાદી છે, અને સમાજવાદ દ્વારા જ તેઓ હિંદની ભવિષ્યની ઉન્નતિ કરવા માગે છે. એમને લાગે છે કે શ્રમજીવીઓ જ હિંદના ઉદ્ધારક છે.

બનારસ ખાતે ભાષણ કરતાં પંડિત નહેરૂએ જણાવ્યું હતું કે—પરદેશ જતા હિંદી અનાજ પ્રતિનિધિ મંડળને સહકાર આપવાને મહાસભાએ ઇનકાર કર્યો એનું કારણ આઝાદી અને સત્તા વગરનો સહકાર ઉચીત નથી તે છે. દરેક હિંદીએ અનાજના ઉપયોગમાં શકય તેટલી કરકસર કરીને ખોરાક દેશને માટે બચાવવા બનતુ બધુ જ કરવું જોઈએ. પ્રાંતોમાંની કોંગ્રેસ સરકારો લોકોના સંપૂર્ણ સહકારથી આ કટોકટીના શકય તેટલા ઉકેલ માટે બધુંજ કરી છૂટશે.

" આપણા આજના કેટલાક પ્રશ્નોનો નિકાલ આવી જાય. પણ આપણે ન ભૂલવું જોઇએ કે પ્રધાનમંડળો રચવા એજ આપણું ધ્યેય નથી, હિંદની આઝાદીની તેમજ હિંદ છોડી જવાની માગણી સિદ્ધ થાય એ આપણે જોવાનું છે. "

" બંધારણ ઘડનારી સમિતિને એણે ઘડેલું બંધારણ અમલમાં મુકવા સત્તા હોય તો જ એ સમિતિમાં આપણે સહકાર આપી શકીએ "

રંક ખેડૂતોની દરિદ્ર કંગાળ હાલત અને બંગાળના દુષ્કાળના કંપાવતા દૃશ્યોનું વર્ણન કરતા પં. જવાહરે કહેલું કે " ખેડૂતોના ફીક્કાં નિસ્તેજ ચહેરા અને તેમના દુર્બળ અર્ધનગ્ન દેહો જ્યારે હું યાદ કરૂંછુ ત્યારે મારૂં હૃદય ભાંગી પડે છે. બંગાળમાં જ્યારે રાજમાર્ગો ભુખમરાથી મૃત્યુ પામેલાં રંક માનવીઓથી પથરાયલા સુમસામ દેખાતા હતા. ત્યારે અંગ્રેજો અને કેટલાક હિંદીઓ જબ્બર આલિશાન અને રોશનીથી ઝળઝળાં થતી હોટલોમાં જલસા ઉડાવતા નાચતા હતા, ભુખે મરતી પ્રજાને અનાજ પહોંચાડવા જ્યારે વેગનો મળતાં નહતાં. ત્યારે બીજી તરફ કલકત્તા તેમજ અન્ય સ્થળોએ અય્યારત અમીરોના શોખ માટે રેસના ઘોડાઓ લાવવા સ્પેશીયલ વેગનો ખુશીથી મળી શકતાં હતાં. કલ્પના તો કરી જુઓ કે આટલા સમયમાં ૩૫ લાખ જેટલાં માણસો ભૂખમરાથી કેમ મુવાં હશે? "

" આજે પણ ભિષણ દુકાળ દેશ ઉપર ડોળા કાઢીને ઘૂરકી રહ્યો છે. પણ આ વખતે આપણે જ્યારે લાખો હિંદીઓ ભુખે મરતાં હોય ત્યારે એ જલસા અને મહેફીલો, એ નૃત્યો અને એ એશઆરામી સહી લેવાના નથી. લોકો જો ભૂખના માર્યા મરી જશે તો તેમનાં મૃત્યુનું વેર લેવામાં આવશે. "

આ રીતે દેશની આમ પ્રજાને સ્પર્શતા નાના મોટા એકે એક પ્રશ્નને હરેક તબક્કે જવાહરનું હૃદય જનતાનાં સુખદુઃખ અને હર્ષ શોક સાથે સમ સંવેદન અનુભવતું રહ્યું છે.

[ ૨૭ ]

પંડિત જવાહરલાલ અનેક વ્યક્તિઓના સંપર્કમાં આવ્યા છે. કેટલાકોએ એમના જીવનઘડતરમાં અગત્યનો ભાગ ભજવ્યો છે. આપણા તેજસ્વી પૂણ્યશાળી આત્માઓ ગાંધીજી, દેશબંધુ, લાલા લજપતરાય, મૌલાના મહમદઅલી, અબુલકલામ આઝાદ, ગણેશશંકર વિદ્યાર્થી વિગેરેનાં રેખાચિત્રો એમણે આલેખ્યાં છે. મહાત્મા ગાંધીજી અને એમના પિતા મોતીલાલજીનાં રેખા ચિત્રો આગળ આ પુસ્તકમાં આલેખાઈ ગયાં છે. એમનાં પત્ની, માતા, અને બહેનો શ્રી કૃષ્ણા, વિજયાલક્ષ્મી અને પુત્રી ઈંદિરા સંબંધી પણ આ પુસ્તકમાં અન્યત્ર લખાઈ ગયું છે. હવે બીજાઓ પ્રત્યેના એમના વિચારો નીચે આપ્યા છે.

પંડિતજીની અગીયાર વર્ષની ઉમરે ફર્ડિનન્ડ ટી બ્રુકસ નામે પ્રખ્યાત થીયોઓફીસ્ટ એમના શિક્ષક નીમાયા. એમણે જવાહરલાલમાં વાંચનનો શોખ ઉત્પન્ન કર્યો. અંગ્રેજી વાતાવરણ અને વાંચનનો શોખ, વિજ્ઞાનની ખુબીઓ, અંગ્રેજી કાવ્યોનું રસપાન અને થીયોસૉફીનો શોખ એમનામાં જગાડનાર મી. બ્રુકસ જ હતા. નાની ઉમરે જ એમણે પંડિતજીમાં ખુબ ખુબ જ્ઞાન સિંચન કર્યું હતું.

કેમ્બ્રિજમાં એમના સહવિદ્યાર્થી મિ. મોન્ટેગ્યુ સાથે એમને સારો પરિચય થયેલો. જેઓ પાછળથી હિંદી વજીર બનેલા.

જે બુદ્ધિ માનવા ના પાડે એમાં પણ શ્રદ્ધા રાખવાની વાત એમને આ મિ. મોન્ટેગ્યુએ સમજાવી હતી. બિપિનચંદ્ર પાલે કેમ્બ્રિજમાં પ્રવચન કરેલું તેમની અસર જવાહર પર પડી હતી. કેમ્બ્રિજમાં લાલા લજપતરાય હિન્દી વિદ્યાર્થીઓની મુલાકતે આવેલા. એમના પ્રેરક પ્રવચનની જવાહરના મન પર સારી છાપ પડેલી.

શ્રી. ગોખલેના 'ભારત સેવા સમાજ' પ્રત્યે એમને આકર્ષણ હતું, પરન્તુ એ સંસ્થાનો રાજદ્વારી કાર્યો પ્રત્યેનો અભાવ એમને ગમ્યો નહિ, તેમજ વિદ્યાર્થીઓએ એકબીજાની ત્રુટીઓ



વાઈસરૉય ગૃહે જતાં

પોતાના ઉપરીને કહેવી જોઈએ એવી શ્રીનિવાસ શાસ્ત્રીની વાતો પણ એમને ગમતી નહોતી.

શ્રી. રાસબિહારી ઘોષ, એમને, વારંવાર ચિડાઈ જતા અને અને ખુબ જ ક્રોધી સ્વભાવના લાગેલ છતાં શ્રી. રાસબિહારીએ પંડિતજી તરફ સારો ભાવ બતાવ્યો હતો.

મૌલાના મહમદઅલી વિષે પંડિતજી લખે છે કેઃ—' એમનામાં ઉંડી અને મારા ધારવા પ્રમાણે આંધળી ધર્મનિષ્ઠા હતી. પરન્તુ સાથે એમનામાં સત્યપ્રિયતા, કુશાગ્રબુદ્ધિ અને કાર્યકુશળતા પણ હતાં. એમની વેધક કટાક્ષો કરવાની રીતથી ઘણાનાં દિલ દુઃખાતાં. એમને મહાસભાના ઠરાવોમાં પણ ઈશ્વરને વચ્ચે આણવાની વિચિત્ર ટેવ હતી.

જાણીતા હિન્દી વિપ્લવવાદી શ્રી. શ્યામજી કૃષ્ણવર્માં વિષે તેઓ લખે છે કે, ' એમના ઓરડાની દિવાલો ચોપડાઓથી ઢંકાયેલી હતી. જમીન ઉપર પણ ચોપડીઓ અને સામયિકોના ઢગલા પડ્યા હતા. એઓ કંઈક લોભી પ્રકૃતિના હતા. તેઓ બિચારા ભૂતકાળના અવશેષ પડછાયા રૂપ હતા.

બીજા વિપ્લવવાદી મહેન્દ્રપ્રતાપ વિષે લખે છે કે, ' જાપાનથી તીબેટ સુધી અને અફઘાનીસ્તાનમાં એમણે પરાક્રમો કરી બતાવ્યાં હતાં તેઓ તલવારની ધાર જેવા સીધા હતા.'

એમ. એન. રૉય અને વિરેન્દ્ર ચટ્ટોપાધ્યાય એ પંડિતજીને બુદ્ધિવાદી અને પરાક્રમી લાગ્યા. તેઓ મોસ્કોમાં સામ્યવાદી તરીકે સારૂં સન્માન મેળવતા હતા. તે સમયે પં. જવાહરલાલને મન પં. મદનમોહન માલવિયાનું રાજકીય વલણ મહાસભાની અસહકારની નીતિથી કંઇક જુદું પડતું હતું. ધારાસભા પ્રત્યેની મહાસભાની નીતિથી પણ એમના વિચારો જુદા પડતા હતા. તેઓ સંસ્કૃતિ, સમાજવ્યવસ્થા અને અર્થશાસ્ત્રની દષ્ટિએ

જુની ચૂસ્ત વિચારસરણીના હતા. હિન્દ પર પરદેશી કાબુ નિકળી જાય એ સિવાય હિંદની બીજી કોઇ ક્રાંતિ એઓ માનતા નહોતા. એમનું પારદર્શક નિખાલસપણું અને ધગશ, મીઠું વકતૃત્વ, નમ્ર સ્વભાવ, મોહક મૂર્તિ એમનું હિંદુ યુનિવર્સિટીનું કાર્ય કદિ પણ ભૂલી શકાશે નહિ. હિંદી મહાસભાના તેઓ ભિષ્મપિતામહ જેવા હતા.

લાલા લજપતરાય માટે પંડિતજી પોતાના વિચારો વ્યકત કરતાં જણાવે છે કે—લાલા લજપતરાયનું રાજ્યદ્વારી વલણ કાંઇક નરમ ખરૂં. તેમનો ઇરાદો પણ રાજકારણને કાંઇક કોમી વલણ આપવાનો ખરો. છતાં નવા ઉદામ પક્ષમાં તેઓ શા માટે ભળ્યા તે સમજવું કઠણ છે. ઉનાળામાં જીનીવા ખાતે મેં એમની સાથે વાતો કરી હતી. ત્યારે મહાસભા પક્ષ ઉપર હુમલો કરવાનો ખ્યાલ એમણે મને જણાવ્યો નહોતો. ચૂંટણી દરમ્યાન એમણે કરેલા મોઘમ આક્ષેપોથી એમના વલણની દિશા સમજાય છે. મહાસભાના નેતાઓ હિંદ બહારના લોકો સાથે કાવાદાવા કરે છે એવો ગર્ભિત આક્ષેપ એમણે કર્યો હતો. કાબુલમાં મહાસભાએ શાખા ખોલેલી તે માટે પણ એમને વિશેષ આક્ષેપ માટે મોકો લીધેલો હતો. એમના એ દાખલાઓનું વિગત વાર સ્પષ્ટીકરણ કરવા એમને વિનંતિઓ કરવામાં આવી હતી. પણ તે માન્ય રહી લાગતી નથી.

મહાસભાના મંત્રી તરીકે કાબુલની શાખા ખોલવામાં હું (પંડિત નહેરૂ) સાધનભૂત હતો, છતાં તેમાં કાવાદાવા માટે કોઇ અવકાશ નહોતો. લાલાજી કોઇ કાચી ખબર ઉપરથી દોરવાઇ ગયા હતા.

બ્રસેલ્સમાં પીડિતોનું સંમેલન મળ્યું. પહેલા પ્રમુખ તરીકે જ્યોર્જ એન્સ બરી ચૂંટાયા. આવા ક્રાન્તિકારક અને જોખમ

કારક કાર્યમાં કોઈ બ્રિટિશ પ્રધાન ભાગ લે એ ઠીક નહિ એમ બ્રિટનના મજુર પક્ષને લાગવાથી કદાચ એમણે તરત રાજીનામું આપી દીધું. સભ્ય તરીકે પણ દૂર રહ્યા. બીજાં સામ્રાજ્ય વિરોધિ મુરબ્બીઓમાં ઘણું પ્રસિદ્ધ પુરૂષોમાં આઈન્સ્ટાઇન (સુપ્રસિદ્ધ જર્મન વિજ્ઞાની) શ્રીમતી સુનયાટ સેન, રોમાં રોલાં પણ હતાં. યાહૂદિ સંબંધી રાજ્ય નીતિમાં આઈન્સ્ટાઈન એકમત ન થવાથી એમણે રાજીનામું આપ્યું હતું.

હકીમ અજમલખાનના વિષે પં. જવાહર લખે છે કે તેઓ મહાસભાના એક અગ્રણી મુત્સદી અને એક વખતના પ્રમુખ હતા. મહાસભાના નેતાઓમાં એમનું સ્થાન અનન્ય હતું. આંધુનિકતાના જરા પણ સ્પર્શ વિનાની જૂની રૂઢિ ચુસ્ત લઢણમાં ઉચ્છરેલા, મોગલ જમાનાના શાહી દિલ્હીના સંસ્કારોથી તરબોળ, હકીમજીની અદબઆબ ભરેલી મોભાવાળી રીતભાત જોઇને તેમની ધીર ગંભીર વાણી સાંભળીને તેમજ તેમના વાર્તાલાપમાં રહેલા વિનોદથી ચિત્ત ખૂબ આનંદ અને પ્રફુલ્લિત થતું હતું. હકીમજી ઉમરાવજાદા હતા. મોગલ શહેનશાહોની છબીઓ સાથે એમની મુખમુદ્રાને સામ્ય હતું. કારકિર્દીની શરૂઆતમાં રાજકારણ સાથે ગાઢ સંબંધ ન હોતો. તેમના પુરાણા મિત્ર અને સાથી ડૅા. અન્સારીની અસરથી તેઓ મહાસભામાં આવ્યા હતા. પંજાબમાંના લશ્કરી કાયદાંના અમલથી અને ખિલાફતના પ્રશ્નથી એમનું હૃદય ઘવાયું અને ગાંધીજીની અસહકારની પદ્ધતિને એમણે ટેકો આપ્યો. મહાસભામાં તેઓ કોઇ અનેક ખૂબી અને અમૂલ્ય શકિતઓ લઈને આવ્યા. હિંદુ મુસલમાન બંન્ને ઉપર તેમને અદ્દભુત લાગવગ હતો ગાંધીજીના એ વિશ્વાસપાત્ર મિત્ર હતા. મારા પિતા સાથે એમને ખુબ મૈત્રિ હતી એક બીજાને 'ભાઈસાહેબ' કહીને સંબોધતા હતા. એમના અવસાનથી મહાસભાને સખ્ત ફટકો પડયો.




વચગાળાની સરકારના ઉપપ્રમુખ
પં. જવાહરલાલ નહેરૂ

આગાખાન માટે પંડિતજી લખે છે કે, આગાખાન એ કાંઇ "બુર્ઝવા" આગેવાન ન હોતા. એ એક અત્યંત ધનવાન રાજવી અને એક ધાર્મિક સંપ્રદાયના ગુરૂ છે. અંગ્રેજ સરકારના દૃષ્ટિબિંદુથી જોઇએ તો, ઇંગ્લાંડના રાજ્યકર્તા વર્ગની સાથે એમ સંબંધ ગાઢો હોવાથીજ તે એક માનીતા માણસ છે. તે બહુ સુધરેલા છે. મોટે ભાગે યુરોપમાં રહે છે. અને ત્યાં અમીરી જીવન (એક અંગ્રેજના જેવું) ગાળે છે. જેમ જેમ નવા આગેવાનો ઉભા થતા ગયા તેમ તેમ આગાખાન પાછળ રહેતા ગયા. આગાખાનની આગેવાની નીચે કોમવાદી મુસ્લિમોએ ખૂબ પ્રત્યાઘાતી વલણ બતાવ્યું હતું. લોર્ડ લોઇડ અને યુરોપીયન એસો. વગેરેના દળના પ્રતિનિધિઓ સાથે સહકાર કર્યો. એ વર્તણુંક અતિ ગ્લાનિ ઉપજાવનારી હતી.

સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાન સંબંધમાં પંડિતજીએ લખ્યું છે કે જબરદસ્ત હિલચાલ (ખુદાઇ ખિદમતગાર)ના સર્વમાન્ય મુખી ફખ્ર–એ–પઠાણ 'ગાંધી–એ–સરહદ' વગેરે નામોથી ઓળખાયલા ખાનઅબ્દુલ ગફારખાને મુસ્કેલીઓ અગર સરકારથી નીડર રહીને મુંગું અને ખંતીલું કામ કર્યા કરીને સરહદ પ્રાંતમાં લોકોની અજબ મહોબ્બત મેળવી હતી. સામાન્ય અર્થમાં રાજદ્વારીઓ ઓળખાય છે તેવા રાજદ્વારી પુરૂષ તેઓ કદી નહોતા. અને તેથી ચાલબાજીઓથી તેઓ સાવ અજાણ છે તેઓ ઉંચા, ટટ્ટાર શરીરથી ટટ્ટાર અને મનનીય છે. ટટ્ટાર–મર્દ તે ધાંધલ અને ઝંઝાવાતો એમને પસંદ નથી; હિંદી પૂર્ણ સ્વરાજના ચોકઠામાં રહી ને સરહદ પ્રાંતની પ્રજાની મુકિત માટે તેઓ ઝંખે છે. બંધારણ કે કાયદાની ઝીણી ઝીણી બાબતોમાં એમને ગમ કે રસ નથી. મહાત્મા ગાંધીજીની અહિંસક કાર્યની અને સત્યાગ્રહની પધ્ધતિ એમને ગમી ગઇ. એમણે નિયમો અને બંધારણની ભાંજગડમાં પડયા

વગર સીધાજ પોતાના માણસોનુ સંગઠ્ન કર્યું તેમાં એ મ ને અ જ બ સ ફ ળ તા મળી. અહિંસાનુ તત્ર તેઓ પોતાના હૃદયમાં અને પઠાણોના હૃદયમાં ઉતારી શક્યા. સરહદના લોકોએ એમની રાહબરી નીચે જે સંયમ દાખવ્યો તે અદ્‌ભુત છે. મહાસભાના નેતાઓ સાથે એમને અંગત સંબંધ બંધાયો છે. અન્યોન્ય ગાઢ મૈત્રી, સ્નેહ, આદર અને પ્રેમ જન્મ્યા છે. તેઓ ત્યાગ અને શૌર્યના પ્રતિક છે. પંડિતજી એમના ઉપર પ્રસન્ન ચિતથી લેખિની ચલાવે છે.

બાંકીપુરની મહાસભામાં ગોખલે હાજર હતા. આ બેઠકની પ્રભાવશાળી વ્યકિત એઓ જ હતા. કંઇક આકરા મિજાજના સાચી ધગસ અને તરવરતા ઉત્સાહથી ભરેલા એઓ જ એક એવા હતા કે જેમને માટે રાજકાજ અને લોક જીવન ગંભીર વિષયો હતા. અને જેને બંનેને વિષે ઊંડી લગની હતી. એવી પંડિતજી ઉપર એમની છાપ પડી હતી. ગોખલેના ભારત સેવા સમાજ તરફ પણ એમને ભાવ હતો. આ લોકો જ સાચું, એક નિષ્ટ અને અખંડ કાર્ય કરી રહ્યા છે. એમ જવાહરને લાગેલું.

“રવિન્દ્રનાથ ટાગોર જેવા એક ઋષી જેમને કેવળ સંસ્કૃતિ વિષયોમાંજ રસ છે. અને રાજકારણથી બુદ્ધિપૂર્વક અળગા રહે છે. જેઓ દેશમાં પૂજનીય અને દુનિયામાં પ્રસિદ્ધ છે. તેમની વાણીનું પણ આવું દમન થાય છે ત્યારે સાધારણ લોકોની વાણી વિષે કહેવું જ શું?” આટલા વ્યક્તવ્યમાં ટાગોર વિષેનો જવાહરનો ખ્યાલ સારી પેઠે સ્ફૂટ થયેલો છે.

દેશબંધુ દાસે કાયદાના વાતાવરણમાં તાલીમ લીધી હતી. વકિલાતમાં સારી સફળતા મેળવી હતી. એઓ કવિ હતા અને બધી વસ્તુઓ કવિ હૃદયથી જોતાં. તેઓ છટાદાર વક્તા અને તેમના હૃદયમાં ધર્મનિષ્ઠા હતી. એમણે રાષ્ટ્રિય લડત ચલાવવાને

અર્થેજ હમેશાં ધારાસભા પ્રવેશની હિમાયત કરી હતી. હિંદમાં રાજકિય પુરૂષોને સરકાર પકડતી હતી. દેશબંધુ દાસે બંગાળને ત્યારે હૃદય હલાવનારો સંદેશો આપ્યો હતો કે, "બીજાઓ પકડાય છે પણ તેમની બેડી મારી પહોંચી ને ડંખે છે. તેમની લોખંડની સાંકળોનો ભાર મારા શરીરને લાગે છે. ગુલામીની વેદના એવી જ હોય. સમસ્ત ભારત દેશ એ વિશાળ કારાગ્રહ છે. મહાસભાનું કાર્ય ચાલુ રાખવુંજ જોઇએ. હું છૂટો હોઉ કે કેદમાં જાઉં તેની શી પરવા? હું મૂઓ હોઉં કે જીવતો હોઉ તો પણ શું?" પંડિતજીનું દેશબંધુ દાસનું આ શબ્દ ચિત્ર છે.

સરદાર વલ્લભભાઇ માટે પંડિત નહેરૂ લખે છે કે કરાચી મહાસભાના પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલ હિંદની સૌથી લોકપ્રિય અને સમર્થ વ્યક્તિઓમાના એક છે. અને ગુજરાતની અનેક લડતોમાં વિજય મેળવનાર સરદાર તરીકે તેમણે યશ મેળવેલો છે.

બીજે ઠેકાણે લખ્યે છે કે આ લડતમાં (સરદાર વલ્લભભાઈ પટેલની સરદારી નીચે થયેલો બારડોલી સત્યાગ્રહ) ખેડૂતો પરાક્રમથી ઝૂઝયા અને સમસ્ત હિંદની પ્રશંસા પામ્યા. બારડોલીના ખેડૂતોને લડતમાં ઘણેભાગે અંશે ફત્તેહ મળી. પરંતુ એ લડતનો સાચો વિજય તો આખા હિંદભરમાં ખેડૂતો પર એની જે અસર થઇ તેમાં સમાયલો હતો- હિંદના ખેડૂતોના હૃદયોમાં બારડોલી એ આશા, સામર્થ્ય, અને વિજયનું પ્રતિક અને ચિન્હ બની ગયું

પંડિત નહેરૂ, મહમદઅલી ઝીણા વિષે ઉલ્લેખ કરતાં કહે છેકે — કેટલાક જૂના નેતાઓ કલકત્તાની મહાસભા પછી ખરી પડયા. એમાં એક લોકપ્રિય પ્રસિદ્ધ વ્યક્તિ મહમદઅલી ઝીણા હતા. સરોજનિ નાયડુએ એમને "હિંદુ મુસ્લિમ એકતાના

એલચી" કહ્યા હતા. અને મુસ્લિમ લીગને મહાસભાની નજદિક લાવવામાં એમણે ભૂતકાળમા ઠીક ભાગ ભજવ્યો હતો. પણ મહાસભામાં થયેલાં નવા ફેરફારો–અસહકાર અને મહાસભાને વધારે લોકપ્રિય અને આમ જનતાની પ્રતિનિધિ બનાવનાર નવું બંધારણ —એમને બિલકુલ પસંદ ન હતાં. એમનો મતભેદ રાજકીય હતો, પણ રાજકીય મતભેદથી જ એ મહાસભામાંથી નીકળ્યા તેમ ન હતું કારણ મહાસભામાં ઘણા લોકો એવા હતા કે જેઓ રાજ–પ્રકરણમા એમના જેટલા પણ આગળ વધેલા ન્હોતા પણ મહાસભામાં રહેવુ એ એમના સ્વભાવને જ ગમે એમ ન હતું. હિંદુસ્તાનીમાં ભાષણ કરાવવાની માંગણી કરનાર ખાદી–ધારી ટોળામાં એમને અડવું અડવું લાગતું. લોકોનો ઉભરાતો ઉત્સાહ એમને ટોળાઓને ચડેલી એક પ્રકારની વાઈ લાગતી. એમની અને હિંદી આમ વર્ગની વચ્ચે એટલો ભેદ હતો. કે જેટલો લંડનની ઇમારતોવાળા અફલાતુન મહોલ્લાઓ અને કાદવનાં ઝુંપડાવાળા હિંદના ગામડાઓ વચ્ચે હતો. એક વાર ખાનગી વાતમાં એમણે કહેલું કે મહાસભામાં કેવળ મેટ્રિક થયેલાઓને જ લેવા જોઈએ આ સૂચના એમણે ગંભીરપણે કરી હતી કે કેમ તે હું જાણતો નથી પણ એ એમને સામાન્ય દૃષ્ટિબિંદુને અનુરૂપ હતી. આમ એ મહાસભામાંથી ખસી ગયા. અને હિંદી રાજપ્રકરણમાં એકલા એકાકી જેવા થઇ ગયા અને પાછલાં વર્ષોમાં તો દુ:ખની વાત એ છેકે હિંદુ મુસ્લિમઐકયતાના એ જૂના એલચી કટ્ટર કોમવાદી મુસલમાન પ્રગતિવિરોધીઓની સાથે ભળ્યા.

શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ વિષે પંડિત નહેરૂએ ઉલ્લેખ નીચેના શબ્દોમાં કર્યો છે–પાછળથી સરકાર અને વડી ધારાસભાના પ્રમુખ વચ્ચે એક ઝગડો ઉભો થયો હતો. વડીધારાસભાના સ્વરાજવાદી પ્રમુખ શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ સરકાથી સ્વતંત્ર રીતે કામ લેવાની

પોતાની પદ્ધતિથી સરકારની આળી ચામડીમાં શલ્યની માફક ખુચતા હતા. અને તેમની પાંખ કાપી નાંખવાના પ્રયાસો થયા કરતા હતા. પછી ભડવીર વિઠ્ઠલભાઇ પટેલ જેલજીવનની હાડમારીથી યુરોપમાં માંદગીને બિછાને હતા. એમની નાદુરસ્ત તબીયતના કારણેજ એમને હિંદની કેદમાંથી છોડવામાં આવ્યા હતા.એમનું મરણ એક દુઃખદ ઘટના હતી' લડાઇના મધ્યમાં એક પછી એક આપણા વૃદ્ધ આગેવાનો આપણને આ રીતે છોડી ચાલ્યા જતા હતા તેથી મને અસાધારણ નિરાશા થઇ. વિઠલભાઇ વિષે પ્રશંસાના ઘણા ઉદગારો જાહેર થયા. તેમના પ્રમુખ તરીકેની સફળ કારકિર્દી ઉપર ખૂબ ભાર મુકવામાં આવ્યો હતો. વાત તો સાવ સાચી હતી. છતાં આની આ વાંતની પુનરૂકિત મને ખૂંચી ના. વિઠ્ઠલભાઈની લાયકાત પ્રમુખપદ કરતાં ઘણી વધારે હતી એઓ તો હિંદુસ્તાનની સ્વતંત્રતાના એક મહાન અને અણનમ યોદ્ધા હતા.

સ્વામી શ્રદ્ધાનંદ માટે પંડિતજીને મોટું માન હતું. તેઓ લખે છે કે–૧૯૨૬ના અંતમાં સમસ્ત ભારતવર્ષને ત્રાસની અરેરાટીથી ભરી દેતી એક મહાન કરૂણ ઘટનાથી દેશ ભરમાં શોકની છાયા ફરી વળી. કોમી આવેશથી વ્યાકુળ બની જઇને આપણી પ્રજા કેટલી નીચી ઉતરી ગઈ હતી તે આ ઘટના પરથી સ્પષ્ટ દેખાયું. પથારી વશ હતા તેજ અવસ્થામાં સ્વામી શ્રદ્ધાનંદનું કોઇ ધર્મમૂઢે ખૂન કર્યું. ગુરખાઓની સંગીનો સામે છાતી ઉઘાડી કરનાર અને તેમની ગોળીઓની સામે ધસનારને માટે કેવું મૃત્યુ ? આ ઘટનાની લગભગ આઠ વર્ષનાં સમય પૂર્વે દિલ્હિની મહાન જુમ્મા મસ્જિદની વાઝ કરવાની જગ્યાએથી હિંદુઓ અને મુસ્લિમોના એક ભવ્ય સમૂહને ઐકય અને હિંદની મુક્તિનો પેગામ

એ આર્ય સમાજના નેતાએ સંભળાવ્યો હતો. હવે તેજ નેતા પોતાના એક દેશબંધુને હાથે મરણને શરણ થઇ પડયા.

નરી જવામર્દી ઉપર અને સામીછાતીએ મરણની ભેટ સ્વીકારનારની હિંમત ઉપર હું હમેશાં આશક છું. ઘણા મારી જેમ આવી રીતે આશક હશે. સ્વામી શ્રદ્ધાનંદમાં એ પ્રકારની નિર્ભયતા હેરત પમાડે એવી હતી. સંન્યાસીના ભગવા વસ્ત્રમાં આચ્છાદિત ઉંચી અને ભવ્ય, વૃદ્ધ અવસ્થા છતાં તદ્દન સીધી અને ટટાર તેમની મૂર્તિ, ચમકતી આંખો બીજાઓની નબળાઈ જોઇને કોઇક વાર રોષ અથવા ચીડની ઝળકવાળી તેમની મુદ્રા– એ તાદશ ચિત્ર મારી આંખ આગળ ખડું છે અને કેટલીયે વાર તે ફરીફરીને મારી સ્મૃતિમાં ઉડયાં કરે છે.



"Discovery of India" નામનું પુસ્તક પંડિતજીએ અહમદનગરની જેલમાં લખ્યું છે. જેલની દીવાલો વચ્ચે ગૌરવશીલ ભારતને એમણે વિચારકની દષ્ટિએ જોયું અને એ રીતે થયેલું દર્શન આ પુસ્તકમાં રજુ કર્યું.

અહમદનગરની જેલમાં ઉદ્યાન બનાવવાનું કામ ચાલુ હતું. આ પત્થરાળ જમીન ઉપર ઈતિહાસ રચાયો છે. કંઈ રાજકીય પ્રપંચો અહિં ખેલાયા હતા. આ ધરતી અમે ખોદતા હતા. છૂટા છવાયા ઘુમટોના ટુકડા અને અવશેષો મળતા જાય છે.

અત્યારે હાથમાં એ પાવડાને બદલે કલમ છે. બ્હાર શું ચાલી રહ્યું છે તેનાથી હું સંપૂર્ણ વાકેફગાર નથી. હું આર્ષદ્રષ્ટા નથી. ભવિષ્યમાં શું સમાયું છે. તે વિષે હું લખી શકુ એમ નથી. છતાં હું ભાવિનો વિચાર કરૂં છું, કદાચ મેં જોએલુ ભવિષ્ય સાચુ હોય કે ન પણ હોય? ખાત્રી પણ શું?

ભૂતકાળની ભવ્યતા જોઇ મને ઉમળકો થાય છે. હું કોઈ તવારીખ નવેશ નથી; કે કોઇ પુરાતત્વવાદી નથી; એટલે ભૂતકાળનું સંપૂર્ણ જ્ઞાન પણ મને કયાંથી હોય?

ભૂતકાળની વાતો! ભૂતકાળનો બોજો! હા, ચીન અને હીંદ જેવા પૂરાણી સંસ્કૃતિ ધરાવતા દેશોના સંતાનોને ભૂતકાળની એ વાતો ઉત્સાહી બનાવી શકે છે, તો કયારે મુંઝવી પણ શકે છે.

નિત્સેએ કહ્યું છે કે "સદીઓ પહેલાનું શાણપણ જ નહિ પણ એ યુગની પાગલતા પણ આપણામાં અવિર્ભાવ પામે છે" એટલે કદાચ સંસ્કૃતિના વારસદાર થવું એ જોખમી પણ હોય ?" હુ વિચાર કરૂં છું કે હું કોનો, અને શાનો વારસદાર છુ ?

વેદનાઓ સહેવામાં જેઓએ આનંદ પ્રાપ્ત કર્યો છે તેનો હું વારસદાર છું. પણ તાકાત અર્પી રહેલા એ માનવીઓના આદર્શોનો પણ હું વારસદાર છું.

મને લાગે છે કે અમારી પાસે કંઇક ખાસ વિશિષ્ટ વારસો છે. અમને-ભારતના સંતાનોને સ્પર્શી જતું એ તત્વ અમારા લોહીમાં છે, અમારા અસ્થીમાં છે. અમે કેવા બનવાના છીએ તે પણ આ તત્વનું જ પરિણામ હોવું જોઈએ.

હું મારા મન પર પડેલા ચિત્રો નિહાળું છું અને ભારતવર્ષના માનવસમૂહના ચીત્રોનો તો પાર જ નથી. મારા તરફ તાકી રહેલા બાળકો, યુવાનો અને સ્ત્રીઓના ટોળા હું જોઈ રહું છું. અને એ આતુર આંખો પાછળ કયું તત્વ છૂપાયું છે તે શોધવા હું મથુ છું.

મારા બાલ્યવયના અનુભવ ચીત્રો મારી પાસે સંપૂર્ણ નથી. મેં મારી આસપાસ ચવાઈ ગયેલી માન્યતાઓ અને વ્હેમોનો સમૂહ જોયો તેથી હિંદની દરિદ્રતા જોઈ મને શરમ આવતી હોય એમ લાગે છે.

હું મારા જ હિંદનો વિચાર કરૂં છું. અભિલાષાઓને પૂર્ણતા અર્પતું કયું તત્વ હિંદના સંતાનોમાં છે ? કયું પ્રેરક બળ અમને આગળને આગળ દોરતું હતું ?

હિંદ જેવા મહાન સમૃદ્ધ દેશને દુર દૂર, ખૂબ જ દૂર આવેલ એક ટાપુએ બાંધી રાખ્યો છે. આ સ્થિતિ કેટલી અકળાવનારી

છે? બળજબરીથી સ્વાર થઇ બેઠેલી એ સત્તાએ આપણને ગરીબી જ આપીને? આ વાત જ કોઇ પણ વ્યક્તિને સક્રિય બનાવવા માટે પૂરતી નથી શું?

ભૂતકાળમાં હિંદ મહાન રાષ્ટ્ર હતું. સમૃદ્ધિને ટોચે બિરાજતું હતું. એ વખતે કયા તત્વોએ એને એ પદ આપ્યું હતું?

જ્યારે આજે? ગુલામીની શૃંખલાંથી વિંટળાએલું તાકાત વિનાનું હિંદ માનવીઓનું માત્ર નિવાસસ્થાન બનવા સિવાય કયું તત્વ જાળવી બેઠુ છે?

જગતથી જુદા પડવું એ તદ્દન અશક્ય–અસંભવિત જ લાગે છે. હિંદ માટેના આ વિચારતા આંતરરાષ્ટ્રીય પ્રશ્નો સ્ફુરે



મલાયામાં લોર્ડ માઉન્ટ બેટન સાથે

છે, મારા મનમાં હિંદના ભાવિનું ચિત્ર આકાર લઈ રહ્યું છે. હું જોઉં છું કે અમારૂં હિંદ રાજકિય, સામાજીક, અને આર્થિક દૃષ્ટિએ જગત સાથે નિકટના સંબંધોથી બંધાયેલું હશે.

આવા હિંદને જોવા ખાતર, એ હિંદને ટકાવી રાખનાર તત્વને શોધવા, એ હિંદને બરાબર સમજવા હું ભૂતકાળમાં ડોકીયું કરવા ઇચ્છું છું.

હું રોમાંચ અનુભવું એવું ધણું મે હિંદના ભુતકાળમાં જોયું છે. છતાં અત્યારની પરિસ્થિતિ અને ભૂતકાળના કેટલાક અવશેષો પ્રત્યેનો સંપૂર્ણ અણુગમો ધરાવતા એક વિદેશી તરીકે હિંદને પીછાનવાનો મે પ્રયાસ કર્યો છે.

આમ છતાં મારા દિલમાં શંકા થઇ હું કોણુ કે ભૂતકાળના વારસાનું પૃથક્કરણ કરવા બેસું ? ને કરૂં તો પણ હું એને શોધી શકીશ ? એને પિછાની શકીશ ?

હું વિચાર કરૂં છું, મોહનજો–ડેરો વિષે. હું મારી આસપાસ મકાનો અને શેરીઓ જોઉં છું. આ છે વર્ષો પહેલાંની પૂરાણી છતાં સંપૂર્ણ વિકસિત સંસ્કૃતિ.

પો. ચિલ્ડોના શબ્દોમાં " ગમે તે સંજોગમાં અનુકુળ બનીને કેવી રીતે રહેવું તે આ સંસ્કૃતિ આપણુને સમજાવે છે. આવી સંસકૃતિ મેળવવા માટે સેંકડો વર્ષની તપસ્યા કરવી પડી હશે. આ છે હિંદની સંસ્કૃતિ અને આજના હિંદની સંસ્કૃતિની પશ્ચાદ ભૂમિકા.

ખરેખર અજબ થવા જેવું જ લાગે છે ! એક જ સંસ્કૃતિ પાંચ થી છ હજાર વર્ષ સુધી ટકી રહી! આ સમય દરમ્યાન હિંદે ઘણા જ પરિવર્તનો જોયા છે છતાં સંસ્કૃતિમાં જરાય પરિવર્તન નહિ ? આજુ બાજુના રાષ્ટ્રોની લાગવગ ઝીલ્યાં છતાં પણ એ

અસલ સ્થિતી જાળવી શકી છે તો પછી આ બધું ટકાવી રાખનાર કયું તત્વ? એ કઇ શક્તિ હશે? એમાં કયું સર્જક તત્ત્વ હશે?

મેં હિંદની તવારીખ વિષે વાંચ્યું છે. કંઇક અંશે સ્પષ્ટ વિચારો અને શક્તિપૂર્ણ ભાષાએ મારા ઉપર અસર કરી છે.

ભૂતકાળમાં હિંદ આવેલ ચીની મુસાફરો સાથે હું પણ હિંદની ધરતી ઉપર ઘૂમ્યો છું. પશ્ચિમ અને એશિયાની મધ્યભૂમિને પણ મે જોઇ નાખી છે.

પૌરાણિક સાહિત્ય સાથે નિકટનો સંબંધ ધરાવતા હિમાલયમાં પણ મારા મને મૂસાફરી કરી છે. કદાચ કાસ્મીરમાં ઉછરેલ હોવાથી પહાડો તરફની મમતાએ હું ત્યાં પહોંચી ગયો હોઇશ.

આ બધું ઓછું હોય તેમ ભારતની મહત્વની સરિતાઓ સાથે હું રખડયો છું. સિંધુ, અનેક પરદેશીઓની વણઝારો જયાં રાતદિવસ આવતી જતી, જેની આસપાસ અનેક દંતકથાઓની જાળ રચાણી છે તે જમુના પણ નીહાળી છે, અને ગંગા? જેને હૈયે ભારતવર્ષના ગૌરવંતા શહેરોના પતન અને વિકાસની કથાઓ સંઘરાઇ છે એ ગંગા એટલે નદીઓની મહારાણી! આ નદીની તવારીખ એટલે હિંદની સંસ્કૃતિની તવારીખ.

મેં શિલ્પ કૃતિઓ નિહાળી. અજન્ટા, ઇલોરા, એલીફેન્ટાની ગુફાઓ. અરે છેક દીલ્હી અને આગ્રાના એ ભવ્ય પ્રાસાદોમાં પણ મારા મનચક્ષુ ફરી વળ્યા છે. દિવાલોના એ પત્થરોએ અનેક કહાણીઓ સંગ્રહી હશે.

આ ભ્રમણ; આ મુલાકાતો અને મારા વાંચનની પાશ્ચાદ ભૂમિ મને ભારતના ભૂતકાળને સમજવા નવીન દષ્ટિ આપે છે. મારા પૂર્વજોની આ ભૂમિને ઓળખવા માર્ગદર્શન કરે છે. અને આ બધા વિચારોના પરિણામ ઉપરથી મારા કરોડો ભાંડુઓ

સાથેના વર્તમાનકાળના હિંદનું ચિત્ર આલેખાયું. તેઓની વચ્ચે એવા માનવીઓ હતા કે જેમને જીંદગીને સમજી અને એ સમજમાંથી એક એવું તત્વ સર્જયું કે જે તત્વે હિંદની સંસ્કૃતિને ટકાવી રાખી. તવારીખ પૂકારે છે કે પાંચ હજાર વર્ષ પ્હેલાની સંસ્કૃતિનુ અમારૂ ખમીર આમારી આવતી કાલને ઉજ્જવલ બનાવશે.

હિંદની તવારીખના પાનાં મારી સમક્ષ ખુલે છે. વિજય પરાજયની પરંપરા મારી દ્રષ્ટિ આગળથી પસાર થાય છે. આ સમય દરમ્યાન પણ હિંદી સંસ્કૃતીને ટકી રહેલી હું જોઇ શકું છું. કયાં ભૂતકાળ અને કયાં આજનો વેદનાપૂર્ણ વર્તમાનકાળ ? વીશ્વયુધ્ધો ખેલાઇ રહ્યા છે. નવા નવા સોગઠા ઉપર દાવ અજમાવાતા જાય છે. માનવતા માનવી ઉપર શકય એવા જુલ્મો ગુજારાતા જાય છે.

જગત પણ આ યાતનાઓથી પૂનર્જીવન પ્રાપ્ત કરશે. હિંદની સંસ્કૃતિને હજુ સજીવ જોઇ શકું છું. મને નવી સમજણ મળી છે. ભારતવર્ષના ઇતીહાસમાં બ્રિટીશ રાજના વર્ષો દુઃખદ સ્મરણ રૂપ રહેશે, છતાં ભારતવર્ષ એનું ગૌરવવંતુ સ્થાન ફરી પ્રાપ્ત કરશે. સંસ્કૃતિની એ નવીન તાકાત હિંદને યૌવન બક્ષે છે.

હિંદ પ્રત્યે મારો પ્રત્યાઘાત અકારણે ઉર્મીજન્ય હોય છે. જો કે કેટલીક રીતે એ મર્યાદીત પણ છે. કોઈ પણ ગુલામ દેશ માટે રાષ્ટ્રીય આઝાદી જ પહેલી તમન્ના અને ભાવના હોવી જોઇએ. અને એ વિકાસ જ સ્વાભિવિક છે. ને તેમાય પણ ગૌરવવંતો ભૂતકાળ ધરાવતા હિંદમાં તો એ લાગની એ આઝાદી મેળવવાની ઇચ્છા તીવ્ર જ હોવી જોઇએ.

ઘણાને એમ લાગતું હશે કે એક વખત અમે શિખરે હતા. એક વખત અમે યુવાન હતા, જ્યારે આજે તદન નિર્વિર્ય,

શાંત વૃદ્ધ જેવી સ્થિતિ અમારી છે. દરેક પ્રજામાં પરિવર્તન આવશ્યક છે. પ્રજા મૃત્યુ નજદીક પહોંચી છે છતાં તે નવીન પ્રજા તરીકે પુનઃ ઉભી થઈ શકે છે અથવા તો શક્તિપૂર્ણ વિચારોનો દોર જૂના અને નવા સાથે જોડી પણ દે. આવું પણ બને.

તવારીખ પાસે સુસ્થાપિત સંસ્કૃતિના નાશ સાથે નવા જ સ્વરૂપે પ્રગટ થતી સંસ્કૃતિના ઘણાએ દાખલા છે. કોઇ ગુઢ તત્વ પ્રજા કે સંસ્કૃતિને ટકાવી રાખે છે. દરેક પ્રજાને ટકાવા માટે સંસ્કૃતિ, કે આવું જ ચેતનાત્મક જ તત્વ જોઈએ જ છે. ને એ ન હોય તો પ્રજાના પ્રયાસો એક વૃધ્ધ, યુવાનનો ભાવ ભજવવામાં જેટલો નિષ્ફળ થાય એટલા જ નિષ્ફળ થાય.

અને આ તત્વ મેં અમેરિકા, રશિયા અને ચિનમાં જોયું છે.

આજનું અમેરિકા પણ જુની દુનિયામાંથી જ નિકળ્યું છે, ન્યુઝીલાંડ અને ઓસ્ટ્રેલીયાની પણ તેવીજ સ્થિતિ છે. દૂનિયાથી નીરાળા રહી પોતાની રીતે જીંદગી જીવવા નવી જ રીતે જીંદગીનો સામનો કરવા મથી રહયા છે.

રશિયા પણ કંઈ નવી પ્રજા તો નથી છતાં જૂના ખોળીયાને સંપૂર્ણપણે ફેંકી એણે નવું જ રૂપ મેળવ્યુ છે રશિયાનો દાખલો બતાવે છે કે પ્રજા તૈયાર હોય, ભોગ આપવા માટે સંપૂર્ણ તૈયાર હોય તો એ ફરી યૌવનવંતી બની શકે છે—સમુદ્રની દબાયેલીશક્તિ બહાર આવી શકે છે.

અને ચીન? ચીન તો બધાથી અલગ છે. એ નવી પ્રજા પણ નથી, રશિયાની માફક સંપૂણ પરિવર્તન પામેલી પ્રજા પણ નથી દારૂણયુધ્ધે એમની સૂરત પલટી તો છે જ. આ પરિવર્તન યુધ્ધને લીધે છે કે બીજા કોઇ કારણે તો તે હું બરાબર જાણતો નથી, છતાં એ પ્રજાની તાકાત જોઈ હું દંગ બન્યો છું. એ તાકાત ધરાવતી બીજી પ્રજા હું કલ્પી શકતો નથી.

અને ચીની પ્રજામાં જે તાકાત છે તેજ તાકાત-તેજ શકિતના દર્શન મને હિંદી પ્રજામાં થયા છે. કદાચ મારી અભિલાષાઓ મારા વિચારને છેતરતી પણ હોય. હિંદની જનતા વચ્ચે ઘૂમતી વેળા હું હંમેશા એ શકિતના તત્વને શોધવા મથું છું.

અને જો એ શકિત, એ ખમીર સાચે એમનામાં હશે તો અમે ફરી અમારૂં સ્થાન પ્રાપ્ત કરી શકશું. પણ આ ખમીર નહિ જ હોય તો અમારા ધમપછાડા, અમારા શોરબકોરની હાલત 'ભેંસ આગળ ભાગવત' જેવી થવાની. અગાઉની જેમ અથવા તો એથી વધુ સારી રીતે હિંદ જીવી શકે એવી માત્ર રાજ્યવ્યવસ્થામાં મને રસ પણ નથી. હું તો હિંદીઓમાં અપાર શકિત માગુ છું, હું માગું છું-જોવા ચાહું છું કે હિંદી પ્રજા પૂનઃ ખમીર વંતી બને.

હિંદ તેના અત્યારના સંજોગોમા બીજા નંબરની પ્રજા તરીકે રાષ્ટ્રોના રાજકારણમાં ભાગ લઈ શકે નહિ તો એ મહાન પ્રજા બની અગ્રસ્થાન લે અથવા તો એનાથી સાવ દૂરજ રહે. મને આશા છે કે વીશ્વના રાજકારણમાં આપણું હિંદ,- અમારૂં હિંદ- એક દીવસ જરૂર અગ્રસ્થાન પ્રાપ્ત કરશે. અમારી ઉજ્જવળ આવતી કાલને હું જોઇ શકું છું.

[ ૨૬ ]

હિંદી સરકારના કારાગ્રહોમાં અનેકવાર નિવાસ કરી આવનાર, પોતાની ભર યુવાનીનો મધ્યકાળ કારાવાસની કોટડીઓમાં સળીઆઓની પાછળ એકાંતવાસમાં ગુજારનાર, પોતાના સુખ, આરામ, કુટુંબસ્નેહ, પ્રખ્યાતિ, પ્રતિષ્ઠા, ધન, વૈભવ, પિતા માતાના વાત્સલ્ય, શુદ્ધ હ્રદયની પ્રેમાળ પત્નિનો પ્રણય, એક જ પુત્રિનો પિતા પ્રેમ, સુસંસ્કૃત વહાલસોઇ બહેનોનો ભગીનીભાવ, ઉચ્ચ સંસ્કૃતિ, વિદ્યાપ્રેમ, સુખ, ચેન, આરામ, સર્વ મિત્રો સાથેનો વાર્તાલાપ, વ્યકિતગત સ્વતંત્રતા, મહત્વકાંક્ષા અને સંપત્તિ મેળવવાની તૃષ્ણા આ સર્વેનો સ્વદેશ માટે, આઝાદી માટે ભોગ આપનાર મહાન દેશભક્ત જવાહરલાલ નહેરૂ જેલના નિવાસમાંથી દિલ્હિના મુખ્ય સચિવ બન્યા છે. પુરુષાર્થમાં જ અખંડ વિશ્વાસ ધરાવનાર આ પુરૂષસિંહ હજારો દિવસો, લાખો કલાકો પાંજરામાં પુરાઇ હવે ચાલીસ કરોડ પ્રજાના ભાગ્યવિધાતા બન્યા છે.

પણ એ કાંટાળો તાજ છે. ચિંતાઓ, વિઘ્નો, ભયો, ઉદ્વેગો, રાત્રિ–દિવસની અખંડ જાગૃતિ, વિઘ્નસંતોષીઓના અવરોધો અને કંટકમય માર્ગથી આ ઉચ્ચ અધિકાર ભરેલો છે. પંડિતજીની ખરી કસોટીનો એ સમય છે. દેશનું કોમીય, ઔદ્યોગિક, રાજકિય, સામાજીક, આર્થિક અને વ્યાવ્હારિક જીવન અશાંતિ, મોંઘારત, અછત, અવિશ્વાસ અને અસહકારથી ભરપૂર

બન્યું છે. આવા પરસ્પર કુસંપી વાતાવરણમાં દેશના સુકાનનો કબજો લેવો એ અતિશય ચિંતા, મહેનત અને કંટાળા ભરેલું કામ પંડિતજીના હાથમાં પરમાત્માએ સોંપ્યુ છે. પંડિતજીનું ખમીર, વિદ્યા, ધગસ, સ્વદેશ પ્રેમ અને સમાજવાદની તિક્ષ્ણ પરિક્ષા થઈ રહી છે.

હિંદમાં ૧૯૪૫ ની આખરીથી મહાન બનાવ બની રહ્યાં છે. મહાન વિશ્વયુદ્ધ પુરૂં થયું એ એક સૌથી મોટી પરમાત્માની દયા હતી. ૧૯૪૫ ની સાલની આખેરીમાં વિશ્વયુદ્ધ પુરૂં થયું. કરોડો મનુષ્ય ઘાયલ થયાં અને માર્યાં ગયા. જગતના કેટલાક સમૃદ્ધિપૂર્ણ દેશો તદ્દન ભિખારી બન્યા. મહાન વૈભવશાળી શહેરો ખંડેરો બન્યા. નીલી નીલી વનસ્પતિઓથી ભરપૂર ગામડાઓ મેદાન મેદાન બન્યા. જગતના વાણિજ્ય અને હુન્નર ઉદ્યોગોને યુદ્ધ હાઉ કરી ગયું. ઉત્પાદન કરનારા કારખાનાંઓમાંથી હિંસક-નાશક શસ્ત્રાસ્ત્રોની રેલો વહેવા માંડી. એટમ બોમ્બ જેવા પ્રબળકારી શસ્ત્રોનું સર્જન થયું. ખેતીવાડીનો વિશાળ પાયે વિનાશ થયો. કરોડો લોકો બેકાર બન્યા. જગતમાં નહિ અનુભવેલ એવી મોંઘારત થઇ. કૃત્રિમ ભાવબંધી, માપબંધી અંકુશો થયા. ચલણનો ભયંકર ફુગાવો થયો. યુદ્ધ પુરૂં થયા છતાં આ આપદજનક સ્થિતિ કરૂણા ઉપજાવે એવી હાલતમાં હજી ચાલુ છે.

બ્રિટનમાં નવું પ્રધાન મંડળ યુદ્ધની આખરીમાં ચુંટાઇ આવ્યું. મજુર પક્ષે પ્રધાન મંડળ માટે વિજય મેળવ્યો. ગ્રેટબ્રિટનને આ મહાયુદ્ધમાં ૧૯ અબજ પાઉન્ડ જેટલો ગંજાવર ખર્ચો થયો. એ મહાન દેશ અત્યંત ગરીબ બની ગયો. એને અમેરિકા પાસેથી ૪ અબજ ડોલર અને કેનેડા પાસેથી ૧૧ અબજ ડોલરની લોન લેવી પડી. હિંદ ઉપર એનું અબજોનું

લેણું હતું તેને બદલે હિંદનું ૧૭ અબજ રૂપિયા જેટલું મોટું કરજ લેવું પડયું.

હિંદમાં મહાસભાએ દેશની આઝાદી મેળવવા માટે ૧૯૨૧-૧૯૩૨ અને ૧૯૪૨ એમ ત્રણ મોટા સત્યાગ્રહ જંગ ખેલ્યા



લંડનમાં હિંદીવજીર સાથે

મહાસભાવાદીઓએ કેદખાનાં ભરી દીધાં, લાઠીઓનો માર સહન કર્યો, જુલ્મોની ઝડી સહી, મિલ્કતો ખોઈ, મોટાં બલિદાનો અને પ્રાણાર્પણ કર્યાં. ૧૯૪૫ માં એમને કેદખાનામાંથી મુકિત મળી. મહાસભાવાદીઓનો ઉત્સાહ વધારે ભોગો આપીને પણ આઝાદી મેળવવાને માટે વિકાસ પામ્યો છે. હિંદના ધન વૈભવ અને શક્તિને ચૂસનાર પરદેશીઓના કબજામાંથી દેશની મુકિત કરવા માટે હિંદી મહાસભાવાદીઓ જુલ્મ અને દબાણથી વધારે શકિતમાન બની એ માર્ગે આગળ ધપવા તૈયાર થયા. બ્રિટન પણ હવે હિંદને કબજે રાખવા માટે લાખો સૈનિકોનો ભોગ, જાન માલની ખરાબી અને મોટું ખર્ચ કરવા તૈયાર ન હતું. વિશ્વયુધ્ધે એને કરજવાન અને આર્થિક કંગાલ બનાવ્યું હતું.

બ્રિટનના મજુર પક્ષે હિંદને મર્યાદિત આઝાદી આપવાનો અને સુલેહ શાંતિથી એ દેશને પોતાના સહકારી મિત્ર બનાવવાનો નિશ્ચય કર્યો.

હિંદની નાડ તપાસવા માટે ઘણો લાંબો સમય મૂલત્વી રાખેલી પ્રાંતિક અને મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીઓ કરવામાં આવી, ચૂંટણીઓનું પરિણામ ભારે પ્રશંસનીય આવ્યું. મહાસભાને અનહદ સારા પ્રમાણમાં સફળતા સાંપડી. મહાસભાએ સામાન્ય મતદાર વિભાગોમાં ૯૧.૩૪ ટકા જેટલો વિશાળ મતદારોનો ટેકો મેળવ્યો. હિંદુ મહાસભાને ફાળે ૭.૩૬ ટકા જ મતો નોંધાયા હતા. જસ્ટીસ પાર્ટી, રોયવાદીઓ અને સ્વતંત્ર ઉમેદવારોની મહેનત નિષ્ફળ ગઇ હતી. મુસ્લિમ મતદારોમાંથી મુસ્લિમ લીગને ૮૬.૬૪ ટકા મતો અને રાષ્ટ્રવાદી મુસ્લિમોને ૧૩ ટકા કરતાં કંઇક વધારે મતો મળ્યા હતા.

મહાસભા એ આખા દેશની રાષ્ટ્રિય સંસ્થા હતી. મુસ્લિમ લીગ ઉગ્ર કોમવાદી અને મુસ્લિમોના ધાર્મિક ઝનુનને ઉશ્કેરી

એમને લાભો અપાવવાની નીતિ ધરાવતી સંસ્થા હતી. મુસ્લિમ લીગ દેશની આઝાદીના ભોગે કોમી હિતોને પ્રથમ પંક્તિ આપવાની નીતિ ધરાવતી હતી. એણે હિંદની આઝાદીના માર્ગમાં કોમી ધ્યેયના અંતરાયો મૂકવા માંડયાં. આથી જ બ્રિટિશ વડા પ્રધાન મી. એટલીને જાહેર કરવું પડયું કે–"બહુમતિના વિકાસ અને પ્રગતિના રૂંધન માટે લઘુમતિના પ્રયત્નોને અંતરાયરૂપ કરવા દેવાશે નહિ.'

હિંદની આ વિશ્વયુદ્ધ પછી બહુ દુર્દશા થઈ ગઇ હતી. બંગાળમાં મોટો દુકાળ અને રોગચાળો ફાટી નીકળ્યો અને લાખો માનવીઓ તેના મુખમાં હોમાયાં, વિશ્વયુદ્ધે એકાદ કરોડને નિર્બળ બનાવ્યા હતા. આર્થિક હાલત ખૂબ બગાડી મૂકી હતી. સામાજીક વિપ્લવ અને મોંધારતની અશાંતિના ચક્રો ચાલુ થયા હતા. મુસ્લિમ લીગના કોમીય ઝેરના અંકુરો ફુટવા માંડ્યા હતા. દેશને આ મહાભારત અશાંતિમાંથી મુક્ત કરવાને સંપૂર્ણ આઝાદીની જરુર હતી.

હિંદની પ્રજાના હૃદયમાં આઝાદીની તમન્ના ઉગ્રપણે જાગૃતિને પામી હતી. હિંદી વઝીર તરીકે લોર્ડ પેથિક લોરેન્સ નિમાયા. એમણે હિંદને સંદેશો માકલ્યો કે ૧૯૪૬ની સાલ હિંદના ઇતિહાસમાં અમર બનશે. વાઈસરૉય લોર્ડ વેવલ ૧૯૪૫ માં મિશ્ર સરકારના વડા મી. ચર્ચીલને મળી નિરાશ થઈ પાછા આવ્યા હતા. એમણે મજુર સરકાર આવતાં જ એમની સાથે લંડનમાં જઈ વાટાઘાટો કરી નવી ચૂંટાયલી ધારાસભાને સંબોધીને કહ્યું કે–વાઇસરૉયની કારોબારી સભાને હિંદીમય બનાવવામાં આવશે. તેમજ હિંદના ભવિષ્યના રાજ્યબંધારણ માટે બંધારણીય સભાની સ્થાપના થશે. હિંદનું ભાવિ બંધારણ હિંદીઓજ નક્કી કરશે. બ્રિટિશ સામ્રાજ્યની અંદર કે બહાર રહેવું એ હિંદીઓ પોતેજ નકકી કરશે.

વિશ્વયુદ્ધ દરમ્યાન નેતાજી સુભાષચંદ્ર બોઝે જાપાનના સહકારથી ૬૦ હજાર જેટલા સ્વયંસેવકોની મોટી ફોજ ઉભી કરી હતી. એ ફોજ કોમીવાદથી પર હતી. યુદ્ધ સમાપ્તિને અંતે એ સૈન્યને પણ શરણે આવવું પડ્યું. એના સેનાધ્યક્ષો ઉપર સૈનિક અદાલતોમાં કેસો ચાલ્યા. પ્રજામતને આ પ્રસંગે ખૂબ ઉશ્કેરી મૂક્યો. હિંદના નૌકાકાફલાના હિંદી સૈનિકોએ બળવો કર્યો. તેથી પણ હિંદી પ્રજામત ઉપર ખૂબ અસર થઈ. હિંદના સેનાધિપતિએ આ બાબતમાં પાછળથી નરમ નીતિ ચલાવી ઘણાંને છોડી દીધા. હિંદી સેનાપતિ સર લોર્ડ ઑશીનલેકે હિંદની રક્ષણ સલાહ સમિતિને હિંદીમય અને વિશાળ બનાવવાની સંમતિ આપીને પ્રગતિશીલ પગલું ભર્યું.

સમયના રૂપરંગો બદલાયા હતા. વૉઈસરોયની વીટો સત્તાનો ઉપયોગ પ્રાન્તોને સજીવન કરવા માટે વપરાતો લગભગ બંધ થયો. દક્ષિણ આફ્રિકા સામે આર્થિક દ્વાર બંધ કરવાના પગલાં લેવાયાં. મધ્યસ્થ ધારાસભાના પ્રમુખ શ્રી. માવલંકર ચૂંટાયા. લીગ અને સરકારની નીતિ નિષ્ફળતાને પામી.

બ્રિટિશ પ્રધાનમંડળે ત્યાંની પાર્લામેન્ટના બધા સભ્યોનું બનેલું પ્રતિનિધિમંડળ હિંદ પ્રત્યે શુભેચ્છા દર્શાવવા મોકલ્યું જે તા. ૫–૧–૪૬ થી તા. ૧૯–૨–૪૬ સુધી ઘૂમ્યું અને હિંદમાં કોમી મતભેદો હોવા છતાં હિંદની પ્રજાની આઝાદી માટે એકમતી હોવાનો રિપૉર્ટ પેશ કર્યો. હિંદની આગેકૂચના પગથીઆ મંડાતા હતા.

તા. ૧૯મી ફેબ્રુઆરીએ હિંદી વઝીરે અને તા. ૧૫ માર્ચે બ્રિટિશ વડા પ્રધાને જાહેરાત કરીને હિંદ ખાતે બ્રિટીશ પ્રધાન મંડળના ત્રણ સભ્યોનું મંત્રી મંડળ હિંદ મોકલવા વિચાર દર્શાવ્યો. લઘુમતિના અવરોધો બહુમતિની પ્રગતિને રૂંધન કરી શકશે નહિ એમ પણ જણાવી દીધું. બ્રિટિશ મંત્રીમંડળના ત્રણ પ્રતિનિધિઓ

હિંદ આવ્યા. એમણે હિંદના સર્વ પક્ષોના આગેવાનો સાથે ચર્ચા ચલાવી.

મંત્રીમીશને પોતાના તા. ૧૬ મે ૧૯૪૬ ના એક જાહેરનામું બહાર પાડયું. આ નિવેદનની શબ્દ રચના અનેકાર્થી અને જેમ તાણો તેવો અર્થ નીકળે તેવી હતી. એમાં મુંબઈ, મદ્રાસ, મધ્યપ્રાંત ઓરીસ્સા, મધ્ય હિંદ એજન્સી, બિહાર અને સંયુક્ત પ્રાંત, પંજાબ, સરહદ પ્રાંત અને સિંધ જેવા મુસ્લિમ બહુમતિવાળા પ્રાંતોને 'બી' મંડળમાં ગણ્યા. આસામ અને બંગાળને 'સી' મંડળમાં ગણ્યા. પ્રાંતોને ખૂબ



આઝાદફોજ અંગે ચર્ચા

સ્વતંત્રતા આપવાની વલણ હતી. દરેક મંડળ ( ગ્રુપ ) જોડાઇને પોતાનું સ્વતંત્ર શાસન મંડળ રચે તે માટે ચર્ચા ચલાવવાની હતી. મધ્યસ્થ શાસનતંત્રને મર્યાદિત સત્તા અપાઈ હતી તેમાં ખાતાઓ માટે પણ બહુજ સંકુચિત સત્તા અને મર્યાદા હતી. માત્ર પરદેશ સૈન્ય (રક્ષણ) ના બે મુખ્ય ખાતા અને ત્રીજુ ખાતુ હિંદી પ્રજા સંઘને સોંપવાનું હતું.

હિંદી રાજવીઓને પણ આ હિંદી પ્રજા શાસન સંઘમાં જોડાવાનું હતું. મધ્યસ્થ શાસન સંઘ જે ખાતાઓ સંભાળે તે સિવાયના બીજા ખાતાઓ, પ્રાંતો અને રાજ્યોના, સ્વતંત્ર શાસન માટે સોંપી દેવાય. મધ્યસ્થ સરકાર એમાં દખલ કરે નહિ. પ્રાંતો ઉપર બ્રિટિશ વાઇસરોયની પણ મર્યાદિત સત્તા પણ રહે. રાજ્યો ઉપર પણ વાઈસરોયનું સાર્વભૌમત્વ રહે. વચગાળાની સરકાર અસ્તિત્વમાં આવે તેમાં મહાસભાના પાંચ, મુસ્લીમ લીગના પાંચ, અને ત્રણ પ્રતિનિધિઓ લઘુમતિ કોમોના નિમાય. સર્વે ખાતાઓ એમને સુપ્રત થાય, તેઓ સંયુક્ત રીતે પરસ્પર સહકારથી કામ કરે.

બંધારણ ઘડવા માટે પ્રાંતિય ધારાસભાના સભ્યો દર દશલાખ પાછળ એક સભ્ય ચૂંટી શકે. મધ્યસ્થ ધારાસભાનો આ ચૂંટણીમાં કોઇ અવાજ રાખ્યો ન હોતો. બ્રિટિશ મંત્રીમિશનના સભ્યોના નિવેદનમાં કાંઈ પણ ફરજીયાત નહોતું. આસામને ફરજીઆત જુથમાં જોડાવાનું પસંદ નથી. એ હિંદુ બહુમતિનો પ્રાંત છે. શીખોને પંજાબમાં મુસ્લિમ પ્રધાન્ય અને આધિપત્ય નીચે રહેવું નથી.

મુસ્લિમ લીગે વચગાળાની સરકારમાં જોડાવાનું અને હિંદની ભવિષ્યની બંધારણ સભામાં નહિ જોડાવવાનું પસંદ કરવાનો પ્રાગતિક ઠરાવ પસાર કર્યો.

આ સંજોગોમાં લોર્ડ વેવલે મહાસભાના પ્રમુખ તરીકે પં. જવાહરને વચગાળાની સરકારની રચના કરવાનું નિમંત્રણ આપ્યું અને મહાસભાની કારોબારીએ તેનો સ્વીકાર કરતાં, પં.

જવાહરે વચગાળાની સરકારની રચના કરવાનું સ્વીકાર્યું. તેઓ મુંબાઇ ખાતે, મુસ્લીમ લીગના નેતા મી. જીન્નાને મળ્યા. અને વચગાળાની સરકારમાં જોડાવાને સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ મી. જીન્ના હઠાગ્રહી રહ્યા એટલે પં. જવાહરે રાષ્ટ્રવાદી મુસ્લીમો, અને બીજા તમામ પક્ષોનાં સહકારથી વચગાળાની સરકારની રચના કરી. હિંદના ઇતિહાસમાં એ અપૂર્વ બનાવ હતો. ' અપને દેશમેં અપના રાજ 'ની નવી હવા ફેલાઇ રહી હતી. દેશ પરદેશમાંથી પં. જવાહર પર અભિનંદનોનો વરસાદ વરસ્યો. લોર્ડ વેવલે, અગત્યના તમામ ખાતા વચગાળાની સરકારને સુપ્રત કર્યાં. પં. જવાહર પ્રધાનમંડળના ઉપપ્રમુખ બન્યા. તેમણે રાજપ્રકરણી અને પરદેશો અંગેનું ખાતું સંભાળ્યું.

હોદ્દા સ્વીકાર્યા પછી સરહદ પ્રાંતના તાયફાવાળાઓ પર જે બોંબમારો થઇ રહ્યો હતો તે પં. જવાહરે બંધ કરાવ્યો. અને તાયફાવાળાઓની સમસ્યાઓ સમજવા માટે, પં. જવાહરે સરહદ પ્રાન્તનો પ્રવાસ ગોઠવ્યો. પંડિતજીના આ પ્રવાસ સામે સરહદનો ગવર્નર, પોલીટીકલ એજન્ટ અને મુસ્લીમ લીગ હતી. તેમણે પંડિતજીને આ સાહસ ખેડવાની ના પાડી. પણ પંડિતજી તાયફાવાળાઓના દિલને સમજવા માંગતા હતા. તેમણે પ્રવાસ આદર્યો: અને તેમની સામે મુસ્લીમ લીગે તાયફાવાળાઓને ઉશ્કેરીને તોફાની દેખાવો કરાવ્યા, પત્થરો ફેંકાયા, છતાં પં. જવાહરે જરા પણ ડર્યા વિના હિંમતથી પોતાનો પ્રવાસ ચાલુ રાખ્યો. એ પ્રવાસ દરમ્યાન જેમ થોડાંક તોફાનો મળ્યા તેમ તાયફાવાળાઓના મોટા ભાગની હમદર્દી અને દિલસોજી પણ પં. જવાહરને મળ્યા હતા. મહાસભાનો સંદેશ પંડિતજીએ તાયફાવાળાઓને સંભળાવ્યો. એમની આઝાદીની ખાત્રી આપી.

એ દરમ્યાન બંગાળમાં તોફાનો શરૂ થયા હતા. મુસ્લીમ લીગે ગુસ્સાના આવેશમાં દેશમાં ખૂનામરકીનો ઈતિહાસ સર્જવા માંડયો હતો.

રાષ્ટ્રીય સરકારમાં સરદાર વલ્લભભાઈ પટેલ, શ્રી.રાજેન્દ્રપ્રસાદ, શ્રી. રાજગોપાલાચારી અને બીજા મહાસભાના મોવડીઓએ એના જુદા જુદા ખાતા સંભાળી લીધા. હિંદી-ખ્રિસ્તીઓ, પારસીઓ, રાષ્ટ્રી મુસલમાનો અને હરિજનોના પ્રતિનિધીઓ પણ નિમવામાં આવ્યા. પં. નહેરૂએ પરદેશોની સરકારો સાથે સીધા રાજદ્વારી સંબંધો બાંધવાનું કામ શરૂ કરી દીધું. પંડીતજીએ પોતે પરદેશોને લગતું ખાતું સંભાળ્યું. પંડીતજીએ જાહેર કરી દીધું કે હિન્દ એક સ્વતંત્ર દેશ તરીકે જ પરદેશો સાથેના સીધા સંબંધ સાચવશે. બ્રીટનની દરમ્યાનગીરી સહન કરશે નહિ.

મંત્રીમીશને મી. ઝીણાની પાકિસ્તાનની માગણીને મચક આપી નહતી, પણ એ પાકિસ્તાનના સુક્ષ્મ બીજ એમની ત્રણ ગ્રુપની યોજનામાં સમાયેલું મી. ઝીણા માનતા હતા. મુંબઈ ખાતે મી. ઝીણાએ લીગ કાઉન્સીલની બેઠક બોલાવી હતી, તેમાં વચગાળાની સરકારમાં તથા બંધારણ સભામાં ભાગ ન લેવાનો ઠરાવ કરાવ્યો હતો અને સીધાં પગલાં લેવા માટે કેટલાક લીગના આગેવાન સભ્યોની કમીટી નીમી હતી. સરકારી ખીતાબો ત્યાગ કરવાનો ઠરાવ પસાર કરાવ્યો, પરંતુ બહુજ થોડા મુસ્લીમ આગેવાનોએ પોતાના ખીતાબો છોડયા.

મુસ્લીમ લીગે અસંતોષની જ્વાળા પ્રગટાવી. તેના પરિણામે મુંબઈ, અમદાવાદ અને બીજા શહેરોમાં કોમી હુલ્લડો ફાટી નિકળ્યાં. બંગાળામાં તા. ૧૬મી ઓગસ્ટે ' સીધા પગલા દિન ' ઉજવવાનું ત્યાંની સુહરાવર્દી સરકારે નક્કી કર્યું. તેજ દિવસે કલકત્તામાં ભયંકર જુલ્મો હિંદુઓ ઉપર વરસાવવામાં આવ્યા. કલકત્તામાં પોલીસ વ્યવસ્થા અત્યંત શિથીલ થઈ ગઈ. કલકત્તામાં નાશ, આગ, લૂંટફાટ અને સંહારનાં તાંડવ ફેલાયો. વાઈસરોય અને બંગાળના ગવર્નર પણ ઉદાસીન રહ્યા.

આ પછી પૂર્વ બંગાલમાં હિન્દુઓ ઉપર કોમવાદીઓએ બહુજ જુલ્મ ગુજાર્યો. લૂંટફાટ, આગ, ધર્માન્તર, બાળકોનું તથા સ્ત્રીઓનું

હરણુ કરી તેમને બળજબરીથી ધર્માન્તર કરાવવું વગેરે ભયંકર કૃત્યો પણ થયા. પંડિત નહેરૂ અને તેમના સહકાર્યકર્તાઓએ આ સામે સખ્ત વાંધો લીધો, પણ વાઈસરોયે ત્યાં વચ્ચે પડવાની એમને દરમ્યાનગીરી કરવાની તક આપી નહિ. પ્રાંતિક સરકાર માગે તો જ લશ્કર મોકલાય એવો સિદ્ધાંત હોવાથી તેઓ વચ્ચે પડી શકયા નહિ.

વાઈસરોયે મી. ઝીણાને મુ. લીગના સભ્યો વચગાળાની સરકારમાં જોડાય તે માટે સમજાવ્યા અને તેથી ચાર મુસ્લીમ લીગી સભ્યો અને એક પછાત કોમનો સભ્ય એમ પાંચ સભ્યો, મી. ઝીણાએ નીમ્યા. આ ખટપટથી પંડીત ન્હેરૂ અને તેના મિત્રો અજાણ હતા. વાઇસરોય વેવેલે પંડીતજીને લીગના પાંચ સભ્યો સંયુક્ત જવાબદારીથી વચગાળાની સરકારના પ્રધાન તરીકે કામ કરશે અને લીગ બંધારણસભામાં દાખલ થશે. તેવી તેમને ખાત્રી આપી હતી. પંડીત નહેરૂ અને તેમના મિત્રોએ મુસ્લીમ લીગને દેશના કારભારમાં સાથે લેવાની ઉદારતા દેખાડી અને સમાધાનને માર્ગે તેઓ વળ્યા.

હિન્દના અંગ્રેજ અધિકારીઓ પંડીત નહેરૂ અને તેના મિત્રોની બનેલી વચગાળાની સરકાર તરફ સદ્‌ભાવ ધરાવતા નહતા, કારણ કે મહાસભાના મોવડીઓ અંગ્રેજોને આ દેશમાંથી હાંકી કાઢવા ઇચ્છતા હતા. તેઓએ લશ્કરી સીવીલ સર્વન્ટ અને પોલીસના ઉંચ બ્રીટીશ અમલદારોને હિન્દમાંથી નિવૃત કરવાની હિલચાલ શરૂ કરી હતી. આથી હિન્દના બ્રિટીશ અધિકારીઓને મહાસભાની નિતી પસંદ નહતી. લોર્ડ વેવેલ પણ એ નિતિના સહકારી બન્યા હોય એવું એમના કૃત્યોથી જણાય છે. પાંચ લીગી સભ્યો વચગાળાની સરકારમાં જોડાયા પણ એમણે પોતાના બીજા મહાસભાના સભ્યોની સાથે સહકાર કર્યો નહિ, પરંતુ તેમની સાથે દરેક કામમાં વિરોધ કરવા માંડયો.

મી. ઝીણા સાથે કોઇ પણ જાતની ગ્રુપીંગ સંબંધી સમજણ વાઇસરોયને થઈ હોવાનો સંભવ છે. કારણ કે મીરતના મહાસભાના અધિવેશનમાં પંડિત નહેરૂએ ઇસારો કર્યો કે વાઇસરોયની વલણ લીગની તરફ ઢળતી દેખાય છે, અને તેઓ નિઃપક્ષપાત વલણ દેખાડી શકતા નથી.

મુસ્લીમ લીગ અને મહાસભાના બન્ને મોવડીઓને વડાપ્રધાન મી. એટલીએ લંડન ખાતે સમાધાન કરવાના બહાના નિમિત્તે તેડાવ્યા. ત્યાં પંડિત ન્હેરૂ નિખાલસ ભાવથી મુસ્લીમ લીગના મોવડીઓ મી. ઝીણા અને લીયાકતઅલીખાન સાથે ગયા. સરદાર વલ્લભભાઇ પટેલે જવાની ના પાડી. લંડનમાં મહાસભાના ગ્રુપીંગના પ્રશ્નને ફેડરલ કોર્ટ સમક્ષ લાવવાની અને તેના ચુકાદાને માન્ય કરવાની વાતને બ્રિટીશ સરકારે મોળી બનાવી દીધી. પોતે ફેડરલ કોર્ટના ચુકાદાને માન્ય રાખશે નહિ એમ જણાવી દીધું. પંડિતજીએ લોકપ્રતિનિસભાની પ્રાથમીક બેઠક મુલત્વી રાખવાનું સ્વીકાર્યું નહિ. પંડિતજી તુરત જ લંડનથી નિરાશ થઈ પાછા આવ્યા.

તા. ૯ મી ડીસેમ્બરને દિવસે લોકપ્રતિનિધી સભાની પ્રાથમીક બેઠક મળી. ૨૩ ડીસેમ્બર સુધી તેની કાર્યવાહી ચલાવવામાં આવી. જેમાં તેના અધ્યક્ષ તરીકે બાબુ રાજેન્દ્રપ્રસાદ નિમાયા. આ પ્રાથમિક બેઠકમાં પંડિત જવાહરલાલ નહેરૂની દરખાસ્ત પસાર કરવામાં આવી. તેમાં હિન્દને સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય તરીકે બંધારણનો પાયો મુકવામાં આવ્યો અને હિન્દની પ્રજા હિન્દનું સાર્વભૌમત્વ ધરાવે છે તેવો પણ સિદ્ધાંત મુકયો હતો. શ્રી. જયકરે તે મુસ્લીમ લીગ અને રાજાઓ લોકપ્રતિનિધી સભામાં ભાગ લઇ શકે તે માટે મુલત્વી રાખવાની માંગણી કરી. ૧૫ જાન્યુઆરી સુધી તે સભા મુલત્વી રખાઇ તેમાં તેની કાર્યવાહી કમીટી, પ્રબંધ કમીટી અને રાજાઓ સાથે વાટાઘાટ કરનાર સમીતી એમ

જુદી જુદી સમીતીઓ નિમવામા આવી છે. તેણે ધીમી પણ સુંદર શરૂઆત કરી.

દેશભરમાં હુલ્લડોના છમકલાં ફાટી નિકળ્યાં. કેટલાક લીગના મોવડીઓ હિંસા અને મારામારીના ઇશારા પણ કરતા હતા. મી. ઝીણાએ આ વખતે વસ્તીની અદલાબદલીની વાત કરી ઉશ્કેરણીમાં વધારો કર્યો. બંગાળના પ્રત્યાઘાતોનો પડઘો બિહારમાં પડયો. મહાસભાના મોવડીઓએ તેને સખ્ત રીતે વખોડી દબાવી દીધા. મી. ચર્ચીલના કહેવા પ્રમાણે પં. નહેરૂએ લશ્કર મોકલી સખ્ત હાથે કામ લીધું. મહાત્મા ગાંધીને આથી ઘણું જ દુઃખ થયું. મહાસભાના સર્વ પ્રધાનમંડળોએ બહુ જ ઉદારદષ્ટિથી કામ લીધું છે.

વચગાળાની સરકારમાં હમણાં આઠ સભ્યો મહાસભાના છે અને પાંચ સભ્યો મુસ્લીમ લીગના છે. શીયાળ જંગલ તરફ ખેંચે અને કુતરૂ ગામ ભણી ખેંચે તેમ બન્નેની નીતિ છે. પં. નહેરૂની શરૂઆતની સરહદ પ્રાંન્તની મુસાફરી મુસ્લીમ લીગના પ્રત્યાઘાતી વલણને લીધે નિષ્ફળ નિવડી હતી. હમણાં બંગાલ અને સિંધનો વહીવટ મુસ્લીમ લીગ પ્રધાનમંડળ કરે છે. પંજાબનો વહીવટ મિશ્રપ્રધાનમંડળ કરતું હતું બાકીના આઠ પ્રાંતનો વહીવટ મહાસભાના પ્રધાનમંડળના હાથમાં છે. વચગાળાની સરકારના સભ્યો પ્રાંતોના વહીવટમાં દખલગીરી કરી શકતા નથી. વાઇસરોયના હાથમાં તે સત્તા છે.

મહાસભા પોતાના વલણના આઠ પ્રાંતોને આજ્ઞા આપી શકે છે. મુસ્લીમ લીગ પોતાના વલણના બે પ્રાંતોને આજ્ઞા આપી શકે છે. વચગાળાની સરકારના હાથમાં રક્ષણ, નાણાખાતું, વેપાર, વાહનો અર્થશાસ્ત્ર, તાર ટપાલ, ખોરાકી વગેરે ખાતાં છે. અર્થશાસ્ત્ર વચગાળાની સરકારના હાથમાં હોવાથી તે પ્રાંતીક સરકાર ઉપર કેટલોક

કાબુ ધરાવી શકે. નાણાં ખાતું, મુ. લીગના સેક્રેટરી લીયાકતઅલી-ખાનના હાથમાં છે.

રાષ્ટ્રને ઉદ્બોધન



મુસ્લીમ લીગે લોકપ્રતિનિધિસભામાં ભાગ લીધો નથી. એટલે તેઓ વચગાળાની સરકારમાં રહી શકે નહિ એવી દલીલ મહાસભાના મોવડીઓએ ઉઠાવી હતી. બે પક્ષોની પરસ્પર વિરૂધ્ધતા હોય તો રાજશાસન બરાબર ચાલી શકે નહિ, એવી પણ દલીલ મહાસભા તરફથી થઈ. પં. નહેરૂએ વાઇસરોયને આ વિષે એક પત્ર લખ્યો. લીગના મોવડીઓએ તેનો જવાબ આપ્યો. આમ આખો પત્રવ્યવહાર લંડન પાર્લામેન્ટને પહોંચ્યો અને ત્યાંથી જે ચૂકાદો આવ્યો તે મહાસભાની વિરૂદ્ધ હતો. ન તો લીગ બંધારણ સભામાં દાખલ થઇ કે ન તો વચગાળાની સરકારમાંથી દૂર થઇ.

હિંદના રાજ્યશાસનમાં પરસ્પર વિરોધ ધરાવતા બે પક્ષો અંદર અંદરના ઝઘડા, મારામારીઓ અને કંકાસ વધ્યા છે. રાજ્યશાસનના કાર્યમાં વિઘ્નો આવી રહ્યા છે. જોઇતી પ્રગતિ સર્વ કાર્યોમાં થઈ શકતી નથી. હિંદને ઘણો વિકાસ સાધવાનો છે. એટલે એને લોકહિતની દૃષ્ટિએ એક તંત્રવાદની જરૂર છે. બ્રિટિશ સરકાર હિંદને છોડી જવા માંગે છે. એ હવે નિશ્ચિત વાત છે. પરંતુ અંદરોઅંદરના કુસંપને લીધે પ્રગતિશીલ નીતિ રાખી શકાતી નથી. બીજી સર્વે લઘુમતિઓ શીખ, પારસી, હિંદી ખ્રિસ્તિઓ, પછાત કોમોનો મોટો ભાગ મહાસભાને સંપૂર્ણ સહકાર આપી રહેલ છે, માત્ર મુસ્લિમ લીગ જુદુ વાજું વગાડે છે. આંબેડકરવાદી હરિજનો પણ મુસ્લિમ લીગના પડખે બેસીને અલગ મતદારીનાં હક્કો માંગે છે. છતાં પણ મી. આંબેડકરે લોકપ્રતિનિધિસભામાં ભાગ લીધો છે.

મહાત્મા ગાંધીજીને પૂર્વ બંગાળના અત્યાચારોથી હૃદયમાં સખ્ત આઘાત થયો છે. તેઓએ પૂર્વ બંગાળના હિંદુ–મુસ્લિમો વચ્ચે એકતા અને પ્રેમ સ્થાપવા પૂર્વ બંગાળના ગામડાઓમાં

પગપાળા પ્રવાસ કર્યો. પગપાળા એક ગામડામાંથી બીજા ગામડામાં દરરોજ પ્રવાસ કરી ત્યાં મુકામ કરી પ્રેમપંથનો સંદેશ પહોંચાડયો. આ કામ પુરૂં થયું ત્યાં સુધી મહાત્માજી પૂર્વ બંગાળમાં જ રહ્યા. આ કામ માટે ખૂબ સમય, પરિશ્રમ અને શાંતિનું વાતાવરણ સ્થાપ્યા પછી મહાત્માજી ને બિહારના અત્યાચારોથી પણ ઘણું જ લાગી આવ્યું ને તેઓ બિહારમાં ગયા. શાંતિ અને સુલેહના પયગંબરે આ કામનેજ સૌથી વિશેષ મહત્વ આપ્યું છે. આથી મેરઠના મહાસભાના અધિવેશનમાં પણ એમણે હાજરી આપી નહોતી. તેમ બીજા કોઈ સ્થળે મહાત્માજીએ જવાનું બંધ રાખ્યું છે. માત્ર મહાસભાના મોવડીઓને જોઈતી રાહબરી અને માર્ગદર્શન આપે છે.

મેરઠ મહાસભાનું અધિવેશન ડિસેમ્બરની આખરમાં મળ્યું હતું. કોમી ઝેરવેરના અત્યાચાર ત્યાં પણ પહોંચ્યા હતા. આથી મહાસભાના અધિવેશનની મર્યાદા ખૂબ સંકૂચિત કરી નંખાઇ હતી. મેરઠ અધિવેશનમાં આઝાંદીને લગતો એક ટુંકો અને મુદ્દાસરનો ઠરાવ માત્ર પસાર થયો હતો. આચાર્ય કૃપાલાની આ અધિવેશનના અધ્યક્ષપદે હતા. એમણે મહાસભાના જુના મોવડીઓ સાથે થોડું નવું લોહી મેળવી નવી કારોબારી સમિતિની રચના કરી. મહાસભાની કારોબારી સમિતિ વારંવાર ગુંઢરાજકીય પ્રશ્નોની ચર્ચા કરી યોગ્ય માર્ગ દર્શન આપે છે. ગઢ મુક્તેશ્વરના કોમીય તોફાનો સમયે યુક્તપ્રાંતના મહાસભાવાદી પ્રધાન મંડળે સાવચેતીના પગલાં લઇ લાખો જનોનું રક્ષણ કર્યું હતું.

પંડિત નહેરૂના અધ્યક્ષપણા નીચેની વચગાળાની સરકારને કંટાતા માર્ગ ઉપર પસાર થવાનું છે. એમના સામે ઘણાં પ્રત્યાઘાતી બળો કામ કરી રહ્યા છે. હિંદમાના અંગ્રેજ અધિકારીઓનું દોઢસો વરસોના લાંબાગાળા સુધી ભોગવેલું આધિપત્ય

અને સત્તા જોખમાયાં છે. આથી તેઓ નારાજ થઈ હિંદની વચગાળાની સરકારને મુંઝવવામાં ફસાવનાર ષડયંત્રોને સમર્થન આપી રહ્યા છે. વાઇસરોય અને ગવર્નરો પણ મહાસભાના માર્ગમાં નવી નવી મુશ્કેલીઓ ઉભી કરવામાં સામેલ હોય એમ જણાય છે.

મુસ્લીમ લીગ તો ખુલ્લે ખુલ્લી રીતે મહાસભાની સામે વિરોધના વંટોળીઆ ઉભા કરે છે. ઉશ્કેરણી, હિંસા અને ભાંગ-ફોડની નીતિ એણે ગ્રહણ કરી છે. મહાસભાના મોવડીઓએ સામાન્ય રીતે અને પંડિતજીએ ખાસ કરીને મુસ્લીમ લીગના અધ્યક્ષ જનાબ ઝીણાને મનાવી લેવા કોશિષો કરી છે. પંડિતજી જનાબને જીન્નાને ઘણીવાર મળ્યા, પત્રવ્યહવાર પણ ખૂબ ચલાવ્યો. છતાં એમને વારંવાર નિષ્ફળતા સાંપડી છે. મહાસભાના સમાધાન ભરેલા વલણોમાંથી જેટલો વધારે લાભ મેળવી શકાય તે લેવા માટે જનાબ ઝીણા કોશિષ કરે છે.

મુસ્લીમ લીગ, મહાસભા અને બ્રિટિશ તત્વોના વચ્ચે સંઘર્ષણ પેદા કરી વધારેમાં વધારે કોમીય હિત સાધવા પેરવી કરે છે. અને તાત્કાલિક સંયોગોની અનુકુળતા મળવાથી વિજય જેવો ભ્રમ પેદા થયો છે. પણ આખરે એને કોમીય નીતિ ઉપરથી હાથ ઉપાડવો પડશે. હિંદના અંગ્રેજ અધિકારીઓ અને ટોરી રાજદ્વારીઓ હિંદમાં મુસ્લીમ લીગને ઉશ્કેરી હિંદની આઝાદીના વિઘ્ન સંતોષીઓ પોતપોતાના સ્વાર્થની રમતો રમે છે. મજુર પક્ષના પ્રધાન મંડળમાં ઘણા સારા હૃદયના રાજપુરુષો હિંદને સંપૂર્ણ સ્વતંત્રતા આપવા તૈયાર છે. પણ કેટલાક પક્ષના નબળા મનના રાજપુરુષો પણ એમને ઊંધે રસ્તે દોરે છે. મહાસભાની અંગ્રેજોને હિંદ છોડાવવાની ફરજ પાડતી નીતિ ટોરી પક્ષને ખૂબ અણગમતી થઈ પડી છે.

બ્રિટિશ રાજકિય સત્તા મજુરોના પ્રધાનમંડળના હાથમાં છે. હમણાં તરતમાં એ બદલાય તેમ નથી. હિંદને આઝાદી

આપવાની એ પક્ષના મોવડીઓએ પોતાની નીતિ જાહેર કરી છે. પરન્તુ હિંદમાં પરસ્પર મારામારી અને આંતર વિગ્રહના ભણકારા



મેરઠ અધિવેશનમાં

એમના કાનોમાં ટોરી વર્તમાનપત્રો રેડે છે આથી હિંદની મડાગાંઠમાં મુખ્ય હરકત કરનાર લીગને તેઓ તેની અન્યાયી રાજનીતિમાંથી અટકાવી શકતા નથી. આ મડાગાંઠ તેઓ દૂર કરે એમ પણ લાગતું નથી.

બ્રિટીશ પ્રધાન મંડળને હમણાં ખૂબ ખૂબ કપરી–કઠીન ગૃહ સમસ્યાઓ નડે છે. (૧) યુદ્ધમાં થયેલ ૧૯ અબજ પાઉન્ડના ખર્ચની જવાબદારી ઉઠાવી શકે તેટલું આર્થિક બળ બ્રિટનમાં નથી (૨) મનુષ્ય શકિતની તાણ છે. (૩) કોલસાની ખેંચને લીધે ઉદ્યોગો અટકી પડયાં છે. (૪) કરજના નાણાનું વ્યાજ આપી શકાય તેમ લાંબે ગાળે દેખાતું નથી. (૫) પોતાની ખોરાકી અને કાચા દ્રવ્યોની પરદેશમાં ખરીદી પાછળ બ્રિટનને પેદાશનો મોટો ભાગ ખર્ચવો પડે છે. (૬) અમેરિકા અને કેનેડા પાસેથી મેળવેલા પાંચ અબજ ડોલરોની લોન તરત ખરચાઇ જાય તેમ લાગે છે. આમદાની ૧૦૦ ટકા અને નિકાસ વેપાર ૭૦ ટકા છે, (૭) મજુરોના અત્યંત મોટા પગારોથી ખર્ચ ખૂબ વધી ગયું છે. (૮) કરવેરા મોટા છે. બ્રિટનની બહારની કઠીન સમસ્યાઓ ભયંકર છે. (૧) રશિઆની વિરૂદ્ધતાથી બ્રિટનના સરોવર જેવા ગણાતા ભૂમધ્ય સમુદ્રમાં રશિયાનો પગ પ્રવેશ બ્રિટનના વેપારી હિતો માટે નુકશાનકારક છે (૨) પેલેસ્ટાઇનમાં યાહૂદિ–આરબ તકરારને લીધે ત્યાં મોટું ખર્ચ કરીને સૈન્ય નિભાવવું પડે છે. (૩) ઇજીપ્ત સાથે મડાગાંઠ ઉભી થઇ છે. (૪) ગ્રીસમાં મોટું સૈન્ય એ ભૂમધ્ય સમુદ્રના કાબુ માટે રાખવું પડે છે. (૫) જાપાન, જર્મની, ઓસ્ટ્રીઆમાં પણ મોટાં સૈન્યો રાખવાં પડે છે.બ્રિટન હમણાંતો અમેરિકાની આર્થિક દયા ઉપર જીવે છે. પણ એ કયાં સુધી ?

મુસ્લિમ લીગે પંજાબમાં સત્યાગ્રહ શરૂ કર્યો. એના અનુયાયીઓમાં ઉત્સાહ વિકાસ માટે એવું કાંઇક જોઇતું

હતું. પંજાબમાં શીખો, હિંદુઓ અને મુસ્લિમ લીગમાં નહિ એવા મુસલમાનોનું બનેલું મિશ્ર પ્રધાન મંડળ હતું. એણે મુસ્લિમ ગાર્ડો ( મુસ્લિમ લીગના ) અને નેશનલ ગાર્ડો (શીખો અને હિંદુઓના ) ને ગેરકાયદેસર ઠરાવવાની આજ્ઞા બહાર પાડી. આ સામે મુસ્લિમ લીગે સત્યાગ્રહ શરૂ કર્યો. પંજાબની સરકારે એ હુકમ તો રદ કર્યો પરંતુ સભાબંધીનો હુકમ રદ કરવા મુસ્લિમ લીગે સત્યાગ્રહ ચાલુ રાખ્યો હતો. પકડા પકડી, લાઠીચાર્જ, અને બીજા કડક પગલાંને અંતે લીગની ચળવળનો એવી રીતે અંત આવ્યો કે જે લીગને માટે શરમજનક હતો પણ એ શરમમાંથી લીગને બચાવવા વડા પ્રધાન સર ખીજર એની મદદે ધાયા અને પ્રધાન મંડળનું રાજીનામું આપી લીગને પ્રધાનમંડળ રચવા માટેનો માર્ગ ખૂલ્લો કરી આપ્યો. પણ શીખો અને હિંદુઓએ તેનો પ્રતિકાર કર્યો. પરિણામે લીગવાદીઓએ પંજાબમાં વિનાશનું ઘોર તાંડવ ઉભું કર્યું. લાહોર, અમૃતસર, રાવલપીંડી વીગેરે સ્થળોએ ખૂનામરકી ફાટી નીકળી. લીગનું પ્રધાનમંડળ રહી ગયું. અને ગવર્નરરાજ શરૂ થયું.

આ તોફાનો દરમ્યાન પં. જવાહરલાલજીએ વચગાળાની સરકારના ઉપપ્રમુખ તરીકે પંજાબનો પ્રવાસ કર્યો અને ગવર્નર સાથેની મંત્રણા પછી તોફાનો સખ્ત હાથે દાબી દેવાયાં.

દેશમાં કોમી હુલ્લડો–કલકત્તા, મુંબઇ, ઢાકા, પટણા, અમદાવાદ, મેરઠ, અલ્હાબાદ, દિલ્હી અને બીજા શહેરોમાં ચાલુ હતાં તે હવે લગભગ બંધ થવા આવ્યા છે. સરહદના હજારા પ્રાંતમાં મોટો દંડ કરી એ હુલ્લડ દબાવી દીધું છે. દેશ ભરમાં હડતાલનો પવન ચાલુ છે.

દેશમાં અનેક વિઘ્નો, અંતરાયો અને રાજકિય મડાગાંઠો છે. વાઇસરોય પોતાના હાથોમાંની છેલ્લી સત્તાની લગામ સાચવી બેઠા

છે, એ મુકવાનો એમનો વિચાર નથી. આટલું છતાં વચગાળાની સરકારે પંડિત નહેરૂની આગેવાની નીચે નિસ્વાર્થભાવે સારૂ કામ કર્યું છે. દીર્ઘદૃષ્ટિ દેખાડયાં છે. આથી દેશ પરદેશમાં ઘણી પ્રતિષ્ટા મેળવી છે. સૌમાં પંડિતજીની ભવ્ય ધગશવાળી અને બુદ્ધિશાળી સુસંસ્કૃત મુર્તિ ખાસ ધ્યાનમાં ખેંચે છે. તા. ૨ સપ્ટેમ્બર ૧૯૪૬ થી ૨૦ ફેબ્રુઆરી ૧૯૪૭ સુધીના સાડા પાંચ માસમાંજ એમણે પોતાના વ્યકિત્તત્વની ઝળક પ્રસારી દીધી છે.

વચગાળાની સરકારના ઉપપ્રમુખ પંડિતજીને અધિકારની કાંઈ પડી નથી. એમણે તો જાહેર કરી દીધું કે— "અમે કયારે સત્તા પરથી પાછા ફરશું અને કયારે જંગ થશે એ કોઈ કહી શકે તેમ નથી. છતાં લોકપ્રતિનિધિ સભામાં હિંદના તમામ વર્ગો અને પ્રજાનો સહકાર મેળવવાનો એક માત્ર ઉદ્દેશથી ગાંધીજીની સલાહ અનુસાર તા. ૫ જાન્યુઆરીએ દિલ્હીમાં મળેલી મહાસભાસમિતિએ શાહી સરકારની તા. ૬ ડિસેમ્બરની જાહેરાત સ્વીકારી લીધી. પંડિતજીએ વાઈસરોય ઉપર "રાજાનો પક્ષ" સ્થાપવાનો આરોપ મુકયો હતો.

લંડનમાં મી. એટલીએ હિંદની બાબતમાં પ્રધાનમંડળની જાહેરાત કરી એમાં ચાલુ મડાગાંઠ છોડાવવાનો કાંઈ ઉલ્લેખ નથી. લોર્ડ વેવેલ જે માત્ર યુધ્ધ સમય પૂરતાં જ ગવર્નર જનરલના અધિકારમાં આવ્યા હતા તે એ પદેથી માર્ચ ૧૯૪૭ માં છુટા થયા અને એમને સ્થાને હિંદીઓને સર્વ સત્તા સોંપવા અને હિંદમાંની બ્રિટીશ હકુમતને સંકેલી લેવાના કાર્ય માટે છેલ્લા વાઈસરોય તરીકે એડમિરલ લોર્ડ માઉન્ટબેટનની નિમણુંક મજુર પ્રધાનમંડળે કરી છે.

મી. એટલીના જાહેરનામાનો સાર નીચે મુજબ છેઃ

બ્રિટિશ સરકારે ખુલ્લાં અને સંદિગ્ધતા વગરના ૨૦ શબ્દોમાં જાહેર કર્યું છે કે હિંદની રાજ્યસત્તા અને શાસનની ધુરા જુન ૧૯૪૮ ના હિંદીઓના હાથમાં સોંપી દેવામાં આવશે. આ સોળ માસના ગાળા માટે જ બ્રિટિશ સત્તા હિંદમાં રહેશે. તે દરમ્યાન આ સત્તા સોંપવા માટેની કાયદેસર વ્યવસ્થાનો કાયદો પસાર કરશે.

(૧) મધ્યસ્થ સરકાર જે સર્વે પક્ષોના સંયુક્ત સહકાર અને મિલનથી સ્થપાઇ હોઈ તેને આ હિંદ શાસન સત્તાની ચાવી સુપ્રત કરવામાં આવશે.

(૨) સર્વે પક્ષોની બનેલી સરકાર એક દિલથી ઘડેલા બંધારણ મુજબ સ્થપાયેલી હોવી જોઇએ.

(૩) જો લોકપ્રતિનિધિ સભામાં સર્વે પક્ષોનો સહકાર નહિ હોય તો એના બંધારણને સર્વ માન્ય તરીકે સ્વીકારી શકાય નહિ. તો બ્રિટીશ હિંદને લગતી મધ્યસ્થ સરકાર ને જ કોઇ જાતની બ્રિટીશ હિંદ પુરતી સત્તા સોંપવામાં આવશે. (દેશી રાજ્યો એમાં ભાગ લેશે નહિ એવું ફલિતાર્થ થાય છે.)

(૪) જે પ્રાંતો હમણાંની લોકપ્રતિનિધિ સભામાં સહકાર આપતા નથી તે પ્રાંતોને કદાચ તે પ્રાંતોની કુલ રાત્તા પણ સોંપી દેવાય.

બ્રિટીશ સરકારે હિંદ, જુન ૧૯૪૮ પછી છોડી જવાનો પાકો નિશ્ચય કર્યો છે. હિંદને પોતાના ઘરમાં પરસ્પર સુલેહ સંપ અને એકમતિ કરવા એ જાહેરનામામાં અરજ કરવામાં આવે છે. ૧૯૪૮ના જુન મહિના પછી જેવા પ્રકારની રાજ્યદ્વારી પક્ષોની રચના સત્તા, સંગઠન, વિચાર હશે તે પ્રમાણે જોઈ અવલોકી હિંદના વધારેમાં વધારે ભલાને સમજી સત્તા સોંપાશે

એવો કોઇ અર્થ નીકળે છે. ૧૯૪૮ના જુન માસ પછી બ્રિટીશ પોતાના હાથમાં શાસન સૂત્રો રાખશે નહિ.

હમણાં જે મડાગાંઠ પડી છે તે હવે હિંદીઓએ અંદર અંદર સમજીને પતાવવાની છે. ભવિષ્ય જ હિંદમાં સત્તા કેવી રીતે હિંદી હાથોમાં મુકાશે તે કહી શકે.

પંડિતજીએ ખૂબ પુરુષાર્થથી કાર્ય શરૂ કરી દીધું છે. તેઓ અને એમના સભ્યોએ કેટલાક મહાન કાર્યોનો આરંભ કરી દીધો છે. ચારે તરફ તકલીફો, હાડમારીઓ, ચિંતાઓ અત્યાચારો, હુલ્લડો, હડતાળો, દબામણીઓથી ઘેરાયેલા પંડિતજી અને તેમના સહમિત્રમંડળે સુંદર કાર્યોના પાયા નાંખ્યા છે. એતો હિંદનો ભાગ્યોદય કરવા તૈયાર થયા છે. એમના કેટલાક કાર્યો નીચે મુજબ છે.

(૧) પરદેશો સાથે રાજકીય, આર્થિક અને વાણીજ્યના સીધા સ્વતંત્ર અને સહકારના સંબંધો બાંધવાના ચક્રો ગતિમાન કરાયા છે. પંડિતજી આ કાર્યમાં ખૂબ રસ ધરાવે છે. અમેરીકા ખાતે મી. અસફ-અલીને એલચી નિમ્યા છે. અમેરિકા સાથે વિમાની વ્યવહારનાં સહકારી કરારોની સંધિ કરી છે. ચીનમાં એલચી તરીકે શ્રી. કૃષ્ણ-મેનનને નિમ્યા છે. રશિયામાં એલચી નીમવાનું નક્કી થઈ ચૂકયું છે. બીજા અનેક રાજ્યો સાથે દિલસોજીથી આ વિષયમાં સંદેશા ચાલે છે. આંતરરાષ્ટ્રિય તાલીમ માટે યુવકો તૈયાર કરાય છે. બ્રહ્મદેશ, સિયામ, ઈન્ડોનેશિયા, સિલોન અને ચીને પંડિતજી પ્રત્યે સદ્‌ભાવ, સહાનુભૂતિ અને મૈત્રિ ખુલ્લી રીતે દેખાડ્યા છે. જગતના સર્વે રાજ્યોએ પંડિતજી તરફ શુભે-ચ્છાઓ મોકલી છે.

(૨) હિંદના લશ્કરી, સનંદી અને પોલીસમાં અંગ્રેજ અધિકારીઓ નિવૃત્ત થવા માંગે છે તેમને બદલાની મોટી રકમ

જોઇએ છીએ. તે સંબંધી વાટાઘાટો ચાલે છે. પંડિતજી અને સરદારે આ વિષયમાં ન્યાયી અને મક્કમ વલણ દેખાડી છે.

(૩) કોમી હુલ્લડો સમયે પણ શાંત મગજ અને ઉશ્કેરાટ-વગર કામ લીધું છે.

(૪) દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ વિરૂધ્ધનો કાળો કાયદો પસાર થયો છે. તે સંબંધમાં પંડિતજીના બહેન શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિતે રાષ્ટ્રિય સંઘની બેઠકમાં હિંદનો કેસ સરસ રીતે રજુ કરી દક્ષિણ આફ્રિકાના પ્રસ્તાવનો પરાજય કરાવ્યો છે.

(૫) આંતરરાષ્ટ્રિય રાજ્ય સંઘ, સંસ્કૃતિ સંઘ, વાણિજ્ય સંઘ, આર્થિક સંઘ, મજુર સંઘ, વગેરે અનેક દેશપરદેશોના સંયુકત સંઘોમાં હિંદે ભાગ લઇને પોતાનું ગૌરવ દેખાડયું છે.

(૬) ખોરાક ઉત્પન્નમાં જે દર વરસે ૪૦ લાખ ટન જેટલા અનાજની ધારણા હિંદમાં આવવાનો અડસટો છે. ૫૦ કરોડ રૂપિયાની ગંજાવર રકમ ખર્ચીને અનાજના ઉત્પાદનની યોજના તૈયાર કરાઇ છે.

(૭) કપડાની પેદાશના વિકાસ માટે ૧૨૫ નવી મીલો ઉભી કરવાની પરવાનગી અપાઈ છે.

(૮) આરોગ્યવિકાસ માટે લગભગ ૫૦ કરોડ ખર્ચવાની ગોઠવણ થઈ છે.

(૯) સૈનિક અધિકારીઓને કેળવવા માટે કરોડોના ખર્ચે નવી સંસ્થાઓ અમલમાં આવશે.

(૧૦) રેલ્વે વિકાસ માટે ૫૦ કરોડનો ખર્ચો કરાશે.

( ૧૧ ) શિક્ષણ વિકાસ માટે કરોડોના ખર્ચે યોજના અમલમાં મૂકાશે.

( ૧૨ ) અબજોના ખર્ચાથી નવી નહેરોનો વિકાસ કરાશે.

( ૧૩ ) સ્ટીમરો, વિમાનોના ઉત્પાદન માટે રાજ્યાશ્રયથી કરોડો રૂપિયા ખર્ચવાની યોજનાઓ તૈયાર થઇ છે.

( ૧૪ ) વિજ્ઞાન અને સંશોધનના માટે અનેક સંસ્થાઓ સ્થપાઈ છે.

( ૧૫ ) પરદેશોમાં વિજ્ઞાન, રસાયન તથા શિક્ષણ માટે સ્કોલરશીપો આપી સેંકડો યુવકોને મોકલાશે.

આવાં આવાં અનેક પ્રગતિશીલ કાર્યો ચાલુ છે. આમાં પંડિતજીની કાર્ય નીતિ અને ધગશ સર્વત્ર વ્યાપક છે.

સેંકડો જાતના મુંઝવણ ભરેલા પ્રશ્નો પંડિતજી સામે ઉભા છે. વિલાયતની બ્રિટિશ સરકાર ઉપર સત્તર અબજ રૂપિયાનું હિંદનું લેણું ( સ્ટર્લીંગ બેલેન્સીસ ) ઉભું છે. તે સંબંધી વાટાઘાટ કરવા વિલાયતથી આર્થિક મંડળ આવ્યું હતું. હિંદના બચાવમાં મોટી રકમ અમારે જાપાનની સામેના યુદ્ધમાં ખર્ચવી પડી હતી એમ બ્રિટિશ સરકારનો સામો દાવો છે.



[ ૨૮ ]

લોર્ડ માઉન્ટબેટનના વાઇસરોયપદના આગમન સાથે જ, લોર્ડ વેવલે શરૂ કરેલી હિંદની રાજકિય પ્રગતિના અટકી પડેલા દોરને તેમણે હાથમાં લીધો. લોર્ડ વેવલે પોતાના હોદ્દા દરમ્યાન વચગાળાની સરકારમાં મુસ્લીમ લીગને દાખલ કરીને એવી પરિસ્થિતિ ઉભી કરી હતી કે વચગાળાની સરકારનું કાર્ય સારી રીતે, વ્યવસ્થીતપણે, સમગ્ર દેશના હિતમાં ચાલી શકે જ નહિ. લીગી સભ્યોએ સંયુકત જવાબદારીનો ઇન્કાર કર્યો, એના પરિણામે વચગાળાની સરકારનું કાર્ય શિથિલ બનતું ગયું અને વડીધારાસભામાં જ્યારે વચગાળાની સરકારનું પહેલું બજેટ રજુ થયું ત્યારે, પ્રધાનમંડળના બેસૂરા સૂરોની જગતને જાણ થઈ હતી. લોર્ડ માઉન્ટબેટન હિંદમાંના છેલ્લા વાઇસરોય તરીકે, હિંદમાંથી બ્રિટીશ સત્તાનો અંત લાવીને, ૧૯૪૮ ના જૂન પહેલાં તમામ સત્તાઓ શાંતિથી હિંદીઓના હાથમાં સુપ્રત કરવાના કાર્ય માટે નિયુકત થયા હતા. એટલે તેમણે હિંદમાં આવતાંની સાથે જ બિહારમાં રાહત કાર્યમાં રોકાયેલા મહાત્માજીને મળવા નિમંત્રણ આપ્યું.

એ દરમ્યાન ગ્રુપીંગના પ્રશ્ન અંગે મહાસભા અને લીગ વચ્ચે મતભેદ ઉભો થયો હતો. મહાસભા એ પ્રશ્નને ફેડરલ કોર્ટ સમક્ષ લઇ જવા તૈયાર હતી. પણ બ્રિટીશ સરકારે એ પ્રશ્નના

ઉકેલ માટે પં. જવાહરલાલ, સરદાર વલ્લભભાઇ, મી. જીન્ના મી. લીયાકતઅલીખાન અને સરદાર બળદેવસીંગને લંડન આવવા નિમંત્રણ આપ્યું હતું. સરદાર વલ્લભભાઇએ ત્યાં જવાનું મુનાસબ ધાર્યું નહિ અને મહાસભાના એક માત્ર સત્તાવાર પ્રતિનિધી તરીકે પં. જવાહરને વિદાય આપી. પં. જવાહર, સરદાર બળદેવસીંગ સાથે લંડન ગયા. ત્યાં વડાપ્રધાન મી. એટલીએ ત્રણે પક્ષો સાથે ભિન્નભિન્ન અને સંયુક્ત ચર્ચાઓ કરી. અને એ ચર્ચાઓ પછી પં. જવાહર અને સરદાર બળદેવસીંગ હિંદ પાછા ફર્યા અને બ્રિટીશ સરકારે ચૂકાદો આપ્યો. એ ચૂકાદાએ મુસ્લીમ લીગના પલ્લામાં વજન મૂક્યું. કોંગ્રેસે એ ચૂકાદાને માન્ય રાખ્યો હોવા છતાં મુસ્લીમ લીગના પ્રત્યાઘાતી વલણમાં કોઈ ફેરફાર થયો નહિ. એણે સામાન્ય ગુંડાગીરીનો માર્ગ અખત્યાર કર્યો. બંગાળ અને બિહારના તોફાનો પછી પંજાબમાં, સર ખીજરના પ્રધાન મંડળને ઉથલાવી પાડવાને તોફાનો શરૂ કર્યાં. અને તેની સાથે જ સરહદ પ્રાન્તમાંના મહાસભાવાદી પ્રધાન મંડળને તોડી પાડવા માટેની હિલચાલ શરૂ થઇ. લીગની હિંસાએ લોકો ત્રાસી ગયા હતા. દરમ્યાન પંજાબના વડા પ્રધાન સર ખીજરે, પોતાના બહુમતિ ધરાવતા પક્ષને દગો દીધો અને લીગને પ્રધાન મંડળ રચવાની તક આપવાના હેતુથી તેમણે પ્રધાનમંડળનું રાજીનામું આપી દીધું. સર ખીજરની આ દગાખોરીએ પંજાબના શીખો અને હિંદુઓમાં રોષ ફેલાયો. તેમણે લીગને પ્રધાન મંડળ રચતા અટકાવવાનો નિશ્ચય કર્યો અને દેખાવો શરૂ કર્યાં એના પ્રત્યાઘાત રૂપે લીગરોએ તોફાનો શરૂ કર્યાં અને પંજાબની પાટનગરી લાહોરની ધરતી લોહીથી ખરડાઇ હતી. જે ધરતી પર, વર્ષો પહેલાં સાયમન કમીશનના આગમન સમયે દેખાવો કરતાં બ્રિટીશ લાઠીએ, લાલા લજપતરાયના ખૂનથી લાહોરની ધરતીને ખરડી હતી એજ ધરતી ભાઈ ભાઇના ખૂનથી ખરડાઇ. પંજાબમાં

તોફાનો જોરથી ફાટી નીકળ્યા. પંજાબમાં ગવર્નર રાજ શરૂ થયું. આ તોફાનો પ્રત્યે મી. જીન્ના એ કે મુસ્લીમ લીગે નારાજીનો એક હરફ પણ ઉચ્ચાર્યો નહિ. પં. જવાહર અને સરદાર બલદેવસીંગે પંજાબના તોફાનગ્રસ્ત વિસ્તારોનો પ્રવાસ કર્યો. અને ગવર્નર સાથે ચર્ચા કર્યા પછી તોફાનો દાબી દેવા કડક પગલાં લેવામાં આવ્યા પણ ગુંડાગીરીનો અંત આવ્યો નહિ.

લોર્ડ માઉન્ટબેટને વાઇસરોયપદ સ્વીકારતાં જ એવો વિશ્વાસ આપ્યો હતો કે તેઓ ગુંડાગીરી, હિંસા અને તોફાનોને ચલાવી લેશે નહિ. પણ પંજાબ અને સરહદમાં તો હિંસાનું ઘોર તાંડવ ચાલુ જ હતું.



સરહદના પ્રવાસે પંડિતજી

મહાત્માજીએ આ સંબંધમાં લોર્ડ માઉન્ટબેટન સાથે ચર્ચા કરી. અને ત્યારબાદ મી. જીન્ના મળ્યા. તેમની સાથે પણ શાંતિ સ્થાપવાના પ્રશ્ન પર જ ચર્ચા થવા પામી હતી. બીજી બાજુ વચગાળાની સરકારના કોંગ્રેસી સભ્યો, પોતાની મર્યાદિત સત્તાના કારણે પ્રાન્તોના વહિવટમાં દરમ્યાનગીરી કરી શકતા ન હતા.

લોર્ડ માઉન્ટબેટન મહાસભા અને કોંગ્રેસ વચ્ચે ઐકયતા સ્થાપવાનો પ્રયત્ન કરી રહ્યા હતા પણ એ પ્રયાસો નિષ્ફળ નિવડયા હતા. લોર્ડ માઉન્ટ બેટન તમામ સતાઓ સાથે હિંદ આવ્યા હતા. એવો પ્રચાર થયો હતો. અને એમ પણ કહેવામાં આવતું હતું કે નવા વાઈસરોય લીગને એવી ફરજ પાડવામાં આવશે કે તેણે કાંતો લોક સભામાં જોડાવવું અગર મધ્યસ્થ સરકારમાંથી ખસી જવું. પણ લોર્ડ માઉન્ટબેટને એવો કોઈ પ્રયાસ કર્યો નહિ. અંગ્રેજોની દાનત વિષે સમાજવાદીઓમાં ભારે શંકા હતી. પણ મહાત્માજીને ખાત્રી હતી કે અંગ્રેજો હિંદમાંથી ખસી જવાના છે એ વિષે તેમને કશી જ શંકા નથી. પં. જવાહરે પણ એજ વાત કરી હતી, તેમને પણ ખાત્રી જ હતી કે જૂન ૧૯૪૮માં અંગ્રેજો હટી જવાના જ છે.

કોંગ્રેસ–લીગ વચ્ચે સમાધાન કરવાનો એક વધુ પ્રયાસ નિષ્ફળ ગયો. લોર્ડ માઉન્ટબેટનની વિનંતિથી કોંગ્રેસે મી. જીન્ના ને દ્વારે જવાની સાફ ના પાડવા છતાં પણ, મહાત્માજી ફરીને મી. જીન્નાને દિલ્હી ખાતે મળ્યા. પણ સમાધાન અશકય હતું તે શકય થયું નહિ. મી. જીન્નાને લંડનના ટોરીપક્ષનો અને તેના નેતા મી. ચર્ચીલનો ટેકો હતો. એમનેતો હિંદના ભાગલા જોઇતા હતા, એમનેતો પ્રજાની વસ્તીની ફેર બદલી જોઇતી હતી. અને છેલ્લે લશ્કરના પણ ભાગલા પાડવા હતા. અને ગુંડાગીરીનું હથિયાર તેમના હાથમાં હતું. દેશમાં એને કારણે પારાવાર ખૂનામરકી થવા

પામી હતી. મહાસભા એક અને અવિભાજ્ય હિંદમાં શ્રદ્ધા ધરાવતી હતી હોવા છતાં, દેશની વર્તમાન પરિસ્થીતિ વિષે ખૂબ ચિંતાતુર હતી.

સમાધાન સાધવાનો પ્રયાસ નિષ્ફળ જતાં પરિસ્થિતિ એવી ઉપસ્થિત થઈ કે બ્રિટીશ સરકારને પોતાનો ચુકાદો જાહેર કરવો પડે. આ અંગે મંત્રણા કરવા લોર્ડ માઉન્ટબેટન લંડન પહોંચ્યા પણ લંડન જવા ઉપડતા પહેલાં તેમણે પં. જવાહરને પોતાની યોજનાથી વાકેફ કર્યાં હતા.

દેશની પરિસ્થિતિ રોજ બ રોજ બગડતી જતી હતી. આમ છતાં પણ મધ્યસ્થ સરકારે પ્રગતિ કુચ ચાલુ રાખવાનો પ્રયાસ કર્યો. પં. જવાહરલાલે અમેરીકા ખાતેના પહેલા હિંદી એલચી તરીકે રાષ્ટ્રવાદી મુસ્લીમ અને ચૂસ્ત મહાસભાવાદી બેરીસ્ટર આસફઅલીને પસંદ કર્યાં. બેરીસ્ટર આસફઅલી મધ્યસ્થ સરકારના એક વખત સભ્ય પણ હતા. મહાસભાની નીતી મહાસભાના ધ્યેય અને હિન્દની આઝાદીની તમન્ના પરદેશો સાથેના સંબંધો વિષેની મહાસભાની નીતી એ સર્વથી બેરીસ્ટર આસફઅલી પરિચીત હતા. પં. જવાહરના જ નહિ પણ મહાસભાના મોવડી-મંડળના તેઓ પરમ વિશ્વાસુ છે અને અમેરીકાએ પણ હિન્દ ખાતે પોતાનો એલચી મોકલવાનો નિશ્ચય કર્યો છે. આમ પહેલીજ વાર હિંદ અને અમેરીકા વચ્ચેના સીધા રાજનૈતિક સંબંધો બંધાયા છે. બ્રિટને પણ પોતાનો ટ્રેડ કમીશ્નર હિંદ ખાતે નીમ્યો હતો અને ચીનમાં પણ હિંદી એલચીની નીમણુંક થઇ છે. આમ પરદેશો સાથે યુરોપ અમેરીકા અને ચીન સાથે હિંદ આંતર સંબંધો બાંધી રહ્યું હતું.

પં. જવાહરનું બીજુ એક ભવ્ય સ્વપ્ન પણ આકાર લેતું હતું. એ સ્વપ્ન એશીયાનું સંગઠન કરવાનું અને એશીયાની

તાકાતને સંગઠીત અને વધુ શકિતશાળી બનાવી, યુરોપીય તાકાત સામે એને ખડી કરવાનું હતું. એ સ્વપ્નની સિદ્ધ અર્થે પં. જવાહરે દિલ્હીમાં એશીઆઈ પરિષદ બોલાવી. આ પરિષદમાં એશીયાભરના તમામ મુલ્કોએ પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા હતા. ચીન અને બ્રહ્મદેશ જેવા પાડોશી રાજ્યોના પ્રતિનિધિઓ હતા તો ડચના પ્રતિનિધી હતા અને ઈન્ડોનેશીયાની આઝાદી જંગના બહાદુર સેનાની ડો. શહેરીઆર પણ એકાદ દિવસ માટે આવી ગયા હતા. ઇજીપ્તનું પ્રતિનિધિ મંડળ હતું. અને તુર્ક પ્રતિનિધિઓ પણ સામેલ થયા હતા. ઇતિહાસમાં પહેલી જ વાર, હિંદની ધરતી પર, એશીયાના ભિન્ન ભિન્ન રાજ્યોના પ્રતિનિધિઓ એકત્ર થયા હતા, એકજ મંચ પર સમગ્ર એશિયાના ભાવિ વિષે વિચારણા કરવા એકત્ર મળ્યા હતા—અને એશિયાની તાકાતનું સંગઠન રચવાનું નક્કી થયું હતું.

પં. જવાહરની નેતાગીરીને, એશીયાના તમામ મુલ્કોએ સ્વીકારીને ભવ્ય અંજલિ અર્પી.

હિંદનું ભાવિ એરણ પર હતું. લંડન ગયેલા લોર્ડ માઉન્ટબેટન પોતાની યોજના સબંધમાં બ્રિટીશ સરકારના વડા પ્રધાન અને પ્રધાનમંડળના સભ્યો સાથે ચર્ચા કરતા હતા. એ ચર્ચાઓ લંબાતી હતી. મહાસભાએ લીગ હિંદના ભાગલા પાડવાનો આગ્રહ જ લઇ બેઠી હોવાથી એક નવો વિકલ્પ રજુ કર્યો હતો. પંજાબના લીગવાદીઓના તોફાનોએ લઘુમતીનો વિશ્વાસ ગુમાવી દીધો હતો. લઘુમતિઓમાં ભય અને ત્રાસનું વાતાવરણ જામી ગયું હતું. એવીજ રીતે બંગાળની લીગ સરકારે ખૂલ્લો કોમીવાદ ધારણ કર્યો હતો. સરકારી નોકરીઓમાં કોમી તત્વ ભરવા માંડયું હતું. પૂર્વ બંગાળના હિંદુઓ હજી પણ ભયભીત દશામાં હતા એમને પોતાના જાનમાલની સલામતી

લાગતી જ હતી અને હીઝરતીઓ પાછા ફરવાને તૈયાર ન હતા. એ સંજોગોમાં બંગાળના હિંદુઓએ બંગાળના ભાગલાની હિમાયત કરી. બંગાળને પૂર્વ બંગાળ અને પશ્ચિમ બંગાળ એમ બે વિભાગમાં વહેંચી નાંખવાની માંગણી જોર પકડતી ગઇ. એવીજ રીતે પંજાબમાંથી પણ પંજાબના ભાગલા પાડવાની માંગણી



ભાઇ બ્હેન

આવી. અને કોંગ્રેસ કારોબારીએ એક વિકલ્પ તરીકે એ માંગણીને ટેકો આપ્યો. આથી બંગાળના લીગ નેતાઓ ખળભળી ઉઠયા. એમણે અખંડ અને આઝાદ બંગાળની બૂમો શરૂ કરી. બંગાળના ભાગલાની વાતોથી શ્રી શરદબાબુ અકળાઇ ગયા. પણ બંગાળના હિંદુઓની બહુમતી એ ભાગલાની માંગણી પર જ વજન મૂકવા માંડયું.

લોર્ડ માઉન્ટબેટન જ્યારે વિલાયત જવા ઉપડયા ત્યાર પહેલાં પં. જવાહર અને સરદાર વલ્લભભાઇ પટેલ સાથેની ચર્ચા દરમ્યાન તેમણે પંજાબ અને બંગાળના ભાગલાની માંગણી પર જોર મૂકયું હતું. લંડનની મંત્રણાઓમાં પણ એ મુદ્દો અતિ મહત્ત્વનો બની રહયો.

અખંડ અને અવિભાજ્ય હિંદમાં માનનાર મહાસભાને માટે ભાગલા એ કડવો ઘૂંટડો હતો. બીજી બાજુ દેશમાંના બીજા પક્ષો મહાસભા સામે ઉકળી ઉઠતા હતાં. સૌ કોઇ બ્રિટિશ ચૂકાદાની રાહ જોતા હતા.

બ્રિટિશ સરકાર સાથે મંત્રણા કરીને અને સત્તાની ફેરબદલી શાંતિથી કઈ રીતે કરવી તેને લગતી પોતાની યોજના પર મંજુરીની મહોર મારીને, લોર્ડ માઉન્ટબેટન તા. ૨ જી જુને દિલ્હી આવી પહોંચ્યા અને તેમણે મહાત્માજી, પં. જવાહર, સરદાર વલ્લભભાઇ, રાષ્ટ્રપ્રમુખ કૃપલાની, સરદાર બલદેવસીંગ, મી. જીન્ના, મી. લીઆકતઅલીખાન અને સરદાર અબ્દુર રબ નિસ્તારને બોલાવ્યા. તેમને બ્રિટિશ સરકારની યોજના સમજાવી અને તેમની સાથે મંત્રણાઓ કરી. આ યોજના જો તમામ પક્ષો સ્વીકારે તો એ પક્ષોના નેતાઓના પ્રવચનો સાથે જ વાઈસરોય તે હિંદી પ્રજા જોગ બ્રોડકાસ્ટ કરે એવી જોગવાઇ કરી. મંત્રણાના બે દિવસ ગયા અને તા. ૪થી વાઇસરોયે હિંદ જોગ બ્રિટિશ યોજના જાહેર

કરી. એ યોજના મુજબ હિંદના ભાગલા પડે છે. પંજાબ અને બંગાળના જો ત્યાંની પ્રજા ઇચ્છે તો ભાગલા પડે, સરહદ પ્રાંતે હિંદની લોકસભામાં જોડાવવું કે પાકીસ્તાનની લોકસભામાં જોડાવવું એ મુદ્દા પર ત્યાંની પ્રજાનો મત લેવો. એવી જ રીતે આસામના સીલ્હટે પૂર્વ બંગાળના પાકીસ્તાન સાથે જવું છે કે આસામમાં રહેવું છે એ મતગણુત્રી દ્વારા નક્કી થશે. બલુચિસ્તાનમાં પણ મતગણુત્રી થશે. સરહદ નક્કી કરવા બાઉન્ડરી કમિશન નીમાશે.

આમ મુસ્લિમ લીગને આખું સિંધ, અર્ધું પંજાબ, અર્ધું બંગાળ અને બલુચિસ્તાન મળે છે. જ્યારે હિંદુસ્તાનને આઠ પ્રાંતો ઉપરાંત અર્ધું બંગાળ અને અર્ધું પંજાબ મળે છે.

પં. જવાહરે તા. ૪ થી જૂને અખિલ હિંદ રેડીઓ પરથી બ્રિટિશ યોજના પરત્વે બ્રૉડકાસ્ટ કરતાં જણાવ્યું હતું કે ભારે હૃદયે અને ખિન્નતાપૂર્વક તેઓ આ યોજનાનો સ્વીકાર કરે છે, અખંડ હિંદની આઝાદી માટે આપણે લડતા હતા. એ અખંડ હિંદનું સ્વપ્ન તૂટી પડે છે પણ આપણે હજી હતાશ થયા નથી.

વાઈસરોયના બ્રોડકાસ્ટમાં એમ જણાવવામાં આવ્યું હતું કે તા. ૧૫ મી ઓગસ્ટ પહેલાં બંને સરકારો સ્થપાતાં તેમને સંસ્થાનિક સ્વરાજનો દરજ્જો આપવામાં આવશે.

પં. જવાહરના નિવેદનથી દેશભરના મહાસભાવાદીઓમાં ભારે નિરાશા છવાઇ હતી. જ્યારે લીગવાદી મંડળો પણ ખૂબ ઉત્સાહી ન હતા. એમને પાકીસ્તાન મળતું હતું પણ એ એવું ખંડિત હતું કે જે તેમની કલ્પનાને ધ્રૂજાવી મૂકે તેવું હતું મહાસભાના મોવડીઓના નિર્ણય પરત્વે ટીકાઓ થતી હતી; પણ સમગ્ર દેશની પરિસ્થિતિ જોતાં એમ લાગતું હતું કે પં. જવાહરની દીર્ઘદૃષ્ટિ એની પાછળ કાર્ય કરતી હતી. વીસ ટકા હાલ તુરત ગુમાઈ જતું બચાવવા જતાં એંસી ટકા પણ ગુમાવવું કે એંસી

ટકા બચાવી લઈને વીસ ટકાનો વિશ્વાસ જીતી તેમને પાછા આપણી સાથે મેળવવાનો ઉદ્યમ કરવો ? જો મહાસભા છેલ્લી બ્રિટીશ યોજનાનો સ્વીકાર ન કરે તો, હિંદમાંથી અંગ્રેજો જવાના નથી.

આ સમસ્યાભરી પરિસ્થિતિમાંથી મહાસભાને માર્ગ કાઢવાનો હતો. મહાસભાની કારોબારીએ બ્રિટીશ યોજનાના સ્વીકારનો ઠરાવ કર્યો. ત્યારે મુસ્લીમ લીગના નેતા મી. જીન્નાએ લીગ કાઉન્સીલ બોલાવી હતી. એ લીગ કાઉન્સીલે બ્રિટીશ દરખાસ્તોનો પ્રશ્નના નિકાલ તરીકે નહિ પણ સમાધાન તરીકે સ્વીકાર કર્યો. પ્રશ્નના નિકાલ તરીકે Settlement તરીકે જો દરખાસ્તોનો સ્વીકાર કરવામાં આવ્યો હોત તો, હિંદના પ્રશ્નનો સારી રીતે ઉકેલ થઈ શકત પણ સમાધાન તરીકે સ્વીકાર કરવા પાછળ મુસ્લીમ લીગની દાનત શુદ્ધ હોય એમ જણાતું નથી. જ્યારે મહાસભાની મહાસમિતિએ યોજનાનો સ્વીકાર કરવાની કારોબારીની દરખાસ્તને સ્વીકારી લઇને, રાજદ્વારી મુત્સદ્દીગીરી વ્યક્ત કરી. આમ મહાસભા અને મુસ્લીમ લીગે બ્રિટીશ યોજનાનો સ્વીકાર કર્યો હોવાથી હવે હિંદના ભાગલા નક્કી થયા હોઇને, ભાગલાનું કામ આગળ વધી રહ્યું છે. પાકીસ્તાન માટે આખો પ્રાંત માત્ર સિંધનો હોઇને, સીંધના પાટનગર કરાંચી સિવાય બીજા કોઇ સ્થળે પાકીસ્તાનનું પાટનગર બનાવી શકાય તેમ નથી. પંજાબનું પાટનગર લાહોર, જ્યાં પાકીસ્તાનનો ઠરાવ થયો હતો, એના પર તો લીગનું વર્ચસ્વ નથી. એ ક્યાં જશે એનો નિકાલ તો સરહદના પ્રશ્નો અંગેનું કમીશન કરે ત્યારે નક્કી થશે. બંગાળમાં કલકત્તા લીગના હાથમાં નથી. એટલે આખરે તો કરાંચીને જ પસંદગી આપવામાં આવી છે.

સરહદપ્રાંતની મતગણત્રી અંગે સરહદના પઠાણો અને મુસ્લીમ લીગ વચ્ચે મતભેદ છે. સરહદ પ્રાંત સત્તાવાર રીતે તો કોંગ્રેસ પ્રાંત છે. ત્યાં કોંગ્રેસનું પ્રધાન મંડળ અસ્તીત્વમાં છે. પણ

ભાગલાની પરિસ્થિતિમાં હવે તે હિંદી યુનીયન સાથે પોતાનું ભાવિ જોડવા માગે તો પણ જોડી શકે તેમ નથી. એટલે સરહદના ગાંધી એ, મુસ્લીમ લીગના પ્રમુખ મી. જીન્ના સાથે કેટલાક અગત્યના મુદ્દાઓ અંગે ચર્ચા ચલાવી. પણ મી. જીન્નાના અક્કડ અને અણનમ વલણના પરિણામે સમાધાન થઇ શક્યું નહિ અને પઠાણો હવે 'પઠાણીસ્તાન'ની માંગણી કરી રહ્યા છે. તેમને પોતાનો પ્રાન્ત આઝાદ બનાવવો છે. પઠાણો બ્રિટીશ તાબેદારીમાંથી લીગની તાબેદારીમાં જવા માંગતા નથી. પઠાણોની માંગણી છે કે સરહદ પ્રાંતમાં મતગણત્રીનો મુદ્દો પાકીસ્તાન–હિંદુસ્તાનનો નથી. એ મુદ્દા પર તો છેલ્લી ચૂંટણી થવા પામી હતી અને પઠાણોએ પાકીસ્તાનની વિરૂદ્ધનો ચૂકાદો આપી દીધો છે. એટલે હવે મતગણત્રીનો મુદ્દો એ મુદ્દો ન હોય તો, બીજા મુદ્દા પરની મતગણત્રીનો બહિષ્કાર પોકાર્યો છે. આમ સરહદનું કોકડું ગુંચવાતું જાય છે.

આમ એક બાજુ જ્યારે દેશના ભાગલાના પ્રશ્નમાં પંડિતજી અને તેમના સાથીદારો પોતાની સર્વ શક્તિ, બુદ્ધિ કામે લગાડી રહ્યા છે, ત્યારે બીજી બાજુ રાજસ્થાનોનો પ્રશ્ન પણ એવો જ જટીલ સમસ્યા સમો બની રહ્યો છે. બ્રિટીશ હકુમતના અંત સાથે જ નીઝામને સ્વતંત્ર થવું છે. એમને પોતાના સાર્વભૌમત્વની ઘેલછા લાગી છે. ત્રાવણકોરના સર સી. પી. ને તો સ્વતંત્ર સાર્વભૌમત્વ બનીને પાકીસ્તાન સાથે કરાર કરવા છે. અને તેમનું જોઇને થોડાક નાના રાજ્યો પણ એવી વાતો કરવા લાગ્યા છે. પંડિતજીએ આવી સાર્વભૌમત્વની વાતો કરતાં રાજવીઓને સંભળાવી દીધું છે કે સાર્વભૌમત્વ તો રાજવીનું નહિ પણ રાજસ્થાની પ્રજાનું છે અને તેમણે પોતાનું ભાવિ નક્કી કરવાનું છે. આમ છતાં બીજા કેટલાક રાજ્યો લોકપ્રતિનિધી સભામાં સામેલ થતાં જાય છે. અને એમ લાગે છે કે પંડિતજીની મુત્સદ્દીગીરી આ નવા ઝઘડાને અટકાવવામાં સફળ નિવડશે.

દેશની આંતરિક સ્થીતિ, ઊકળતા ચરૂ જેવી છે. પ્રજાના અત્યંત વિશ્વાસુ અને પ્રિયકર એવા નેતાઓના હાથમાં વહિવટી લગામ હોવા છતાં પરિસ્થીતિ પર કાબુ આવી શકતો નથી. દોઢસો વર્ષના બ્રિટીશ અમલનું ઝેર આજે નીચોવાઈ રહ્યું છે. મહા-મંથન કાળમાંથી આપણે પસાર થઇ રહ્યા છીએ. અપૂર્વ ધૈર્ય, અને અખૂટ શ્રદ્ધા સાથે, આપણો સુકાની, પં. જવાહર દેશના નાવને, વાવાઝોડા અને તોફાનોની વચ્ચેથી હિંમત ભેર આગળ લઈ રહ્યા છે. એ સફળતા પૂર્વક દેશના નાવને એ કિનારે પહોંચાડશે જ એમાં કશી જ શંકા નથી. આવા સમય દરમ્યાન પણ પરદેશો સાથે સંબંધો બાંધવાનો પ્રશ્ન તેઓ ભૂલ્યા નથી. યુરોપના આજે ચાર મહાસત્તાઓ ગણાય છે અમેરીકા, રશીયા, બ્રિટન અને ચીન. એ ચારે મહારાજ્યો સાથે હિંદના રાજનૈતિક સંબંધો હોવા જોઇએ. ચારે મહારાજ્યોના આપણા દેશના, આઝાદ હિન્દના એલચીઓ હોવા જોઇએ. પં. જવાહરનું એ સ્વપ્ન હવે સિદ્ધ થયું છે. અમેરીકામાં આપણા એલચી છે. ચીનમાં આપણા એલચી છે. બ્રિટન સાથેના આપણા રાજદ્વારી સંબંધો છે જ, અને છૂટા પડયા પછી એ સંબંધો તો રહેશે જ. અને હવે તો રશીયા ખાતેના આપણા એલચી તરીકે શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિતની નિમણુંક થઈ ગઈ છે. રશીઆ આપણું પડોશી રાજ્ય છે. હિંદના જુવાનો પર રશીયાની મોટી છાયા છે. પં. જવાહર પણ રશીયા પ્રત્યે ખૂબ આકર્ષણ ધરાવે છે. એ દેશ સાથે હિંદ પોતાના રાજ-નૈતિક સંબંધો જોડે છે. પરદેશોમાં હિંદ જે ગૌરવભર્યું મસ્તક ઉંચે રાખી શક્યું છે. અને બહુજ થોડા સમયમાં તેણે જે ઉન્નત સ્થાન પ્રાપ્ત કરવા માંડયું છે એ પં. જવાહરની તમન્ના અને વ્યક્તિત્વને આભારી છે. આઝાદ હિંદના, પ્રજાસત્તાક હિંદના પહેલા પ્રમુખ કોણ થશે ? એવો પ્રશ્ન આજે સર્વત્ર પૂછાઈ રહ્યો

છે અને અનેક નામો સૂચવાય છે. પણ સૌના દિલમાં જે જવાબ છે તે એકજ છે. સૌના દિલમાં એવી તમન્ના છે કે પ્રજાસત્તાક હિંદના પહેલા પ્રમુખ પં. જવાહર જ હોય.

અને સરદારશ્રી એ સાચું જ કહ્યું છે કે આઝાદી જંગમાં અમારા નેતા મહાત્માજી હતા. હવે એ જંગ પૂરો થતાં હવે રાજવહીવટમાં અમારા નેતા પં. જવાહર છે. અમે બધા એમના સૈનિકો છીએ.

એવા આપણા મહાન નેતા પં. જવાહર જેમણે હિંદના ભાગ્ય નિર્માણમાં મહત્વનો ફાળો આપ્યો છે, તેઓ આપણને દોરવણી આપવા અને આઝાદ હિન્દને આબાદ બનાવવાને દીર્ઘાયુ હો.

પાવન કર તવ જીવન કાર્યે
શતશરદે ઉજમાળ; જવાહર!



| | | | | |
|---|---|---|---|---|
| ૧૭ | વેદાંત અને યોગ | સ્વામીશ્રી. માધવતીર્થજી | ૫) | ૦—૭ |
| ૧૮ | શ્રીમદ્ભાગવત માર્ગદર્શિકા | ,, | ૩॥ | ૦—૬ |
| ૧૯ | ગુરુપૂર્ણિમા | ,, | ૨॥ | ૦—૫ |
| ૨૦ | અભિશાપ | અનુ. રમણલાલ સોની | ૩। | ૦—૬ |
| ૨૧ | નેતાજી | શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ (૫ મી આવૃત્તિ) | ૩। | ૦—૬ |
| ૨૨ | ક્રીકેટ | ... | ૧। | ૦—૪ |
| ૨૩ | સ્નેહગંગા | અનુ. રમણલાલ સોની | ૩) | ૦—૫ |
| ૨૪ | સાથીદાર | ,, | ૩। | ૦—૫ |
| ૨૫ | હિંદનું નાણાંતંત્ર | શ્રી. જયંતીલાલ મહેતા | ૪। | ૦—૮ |
| ૨૬ | નેતાજીના સાથીદારો | શ્રીપ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૨॥ | ૦—૬ |
| ૨૭ | સંન્યાસિની | અનુ. રમણલાલ સોની | ૩। | ૦—૫ |
| ૨૮ | મિયાં ફુસકી | શ્રી. જીવરામ જોષી | ૧। | ૦—૫ |
| ૨૯ | ગીતાદોહન | પૂજ્ય સ્વામીશ્રી કૃષ્ણાત્મજજી (બીજી આવૃત્તિ છપાય છે) | | |
| ૩૦ | વેચાણવેરાનો કાયદો | શ્રી. સારાભાઈ દલાલ | ૦॥= | ૦—૩ |
| ૩૧ | રા' નવઘણ | શ્રી. જીવરામ જોષી | ૧॥ | ૦—૨ |
| ૩૨ | પુરાણની વાતો | ,, | ૧॥ | ૦—૨ |
| ૩૩ | અમારા સરદાર | શ્રી. દયાશંકર ભ. કવિ | ૫॥ | ૦—૮ |
| ૩૪ | મનમોજી રાજા | શ્રી. જીવરામ જોષી | ૧। | ૦—૨ |
| ૩૫ | પિંગલા | શ્રી. ગોકુળદાસ રાયચુરા | ૪) | ૦—૬ |
| ૩૬ | ભક્તિ અને સંકીર્તન | સ્વામી શ્રી શિવાનંદજી | ૩। | ૦—૬ |
| ૩૭ | 'લુટારાના પંજામાં' | શ્રી. જીવરામ જોશી | ૧॥ | ૦—૫ |

સોલ એજન્ટસઃ—

**મેસર્સ એન. એમ. ઠક્કરની કું.**

બુકસેલર્સ: ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ—નં.૨

વિશેષ માહિતી માટે લખો—

**સંદેશ પ્રકાશન મંદિર** સારંગપુર, અમદાવાદ.

ગુજરાતમાં ઘેર ઘેર વંચાતી

# સંદેશ ગ્રંથમાળાની પ્રગતિની રૂપરેખા

## શ્રેણી ૧ લી

| | | |
|---|---|---|
| (૧) જીવનસખી | શ્રી. ડુંગરશી ધ. સંપટ | ૪-૧૨-૦ |
| (૨) જર્મનીની આત્મકથા | ,, | ૪—૪—૦ |
| (૩) નર્તકી (૨જી આવૃત્તિ છપાય છે) | શ્રી. ઉમાકાંત | ૫—૮—૦ |

## શ્રેણી ૨ જી

| | | |
|---|---|---|
| (૪) ઈસરદાન | શ્રી. ગોકુલદાસ રાયચુરા | ૩—૦—૦ |
| (૫) આરોગ્ય; તનનું, મનનું અને દેશનું | શ્રી. હરિપ્રસાદ દેસાઈ | ૩—૪—૦ |
| (૬) હસ્તમેળાપ | શ્રી. મંજુલાલ દેસાઈ | ૪—૦—૦ |
| (૭) સોનલ | શ્રી. પ્રાણલાલ મુનશી | ૪—૦—૦ |
| (૮) નિત્યનો આચાર | શ્રી. રામનારાયણ પાઠક | ૧—૮—૦ |
| (૯) મીરાં પ્રેમદીવાની | શ્રી. રામચંદ્ર ઠાકુર | ૬—૪—૦ |

## શ્રેણી ૩ જી

| | | |
|---|---|---|
| (૧૦) અભિશાપ | શ્રી. રમણલાલ સોની | ૩—૦—૦ |
| (૧૧) ક્રિકેટ | ... ... ... | ૧—૪—૦ |
| (૧૨) નેતાજી | શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૧—૮—૦ |
| (૧૩) સાથીદાર | શ્રી. રમણલાલ સોની | ૩—૪—૦ |
| (૧૪) સ્નેહગંગા | ... ... ... | ૩—૦—૦ |

## શ્રેણી ૪ થી

| | | |
|---|---|---|
| (૧૫) નેતાજીના સાથીદારો | શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૨—૧૨—૦ |
| (૧૬) સંન્યાસિની | શ્રી. રમણલાલ સોની | ૩—૪—૦ |
| (૧૭) અમારા સરદાર | શ્રી. દયાશંકર ભ. કવિ | ૫—૮—૦ |
| (૧૮) પિં[illegible] | શ્રી. ગોકુળદાસ રાયચુરા | ૪—૦—૦ |

## શ્રેણી ૫ મી

| | | |
|---|---|---|
| (૧૯) જવાહર અને હિંદ | શ્રી. ડુંગરશી ધ. સંપટ | ૪—૦—૦ |
| (૨૦) ચાંદ બારોટ (બે ભાગ સાથે) | શ્રી. મંજુલાલ દેસાઈ | ૫—૮—૦ |
| (૨૧) નરવાહન | શ્રી. ગોકુળદાસ રાયચુરા | ... ... |